# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, પ્રાચીન હસ્તલિખિત કાવ્યો આખ્યાનો, વાર્તાઓ વગેરે ખરીદી, સંગ્રહી, તેમાંથી ઉપયુક્ત લાગે તે ગ્રંથો વિદ્વાનો પાસે સંશોધાવી, ટીકા અને ઉપોદ્‌ઘાત સાથે પ્રકટ કરે છે. એ હેતુને અનુસરીને એ શ્રેણીનો આ દશમો ગ્રંથ પ્રકટ કરવામાં આવે છે.

આ ગ્રંથની એક વિશિષ્ટતા નોંધવા જેવી છે. નાકરયુગના કવિ મધુસૂદન વ્યાસની આ એક વાર્તા છે; તે પરદુઃખભંજન વિક્રમના પુત્રનાં લગ્ન સંબંધી છે. કવિ તેને દેવકથા વા પૌરાણિક કથા તુલ્ય લેખે છે. તેમાં ગુજરાત સંબંધી આભિમાનિક ઉલ્લેખો હોઇ કવિના સ્વદેશ-પ્રેમની પ્રતીતિ કરાવે છે. પદબંધ કેવળ દૂહા ચોપાઇ,—એનો નથી, પણ તેમાં સામેરી, વસ્તુ, રામગ્રી, ગાથા, ગોડી, ધૂલ, દોહિ, પ્રબંધ વગેરે છે, જે નરસિંહયુગની પદબંધઘાટીનું અવશિષ્ટ સ્વરૂપ દાખવે છે. આ વાર્તામાં સુંદર, સરસ અને હૃદયહારી જીવંત પ્રસંગો વર્ણવાયલા છે. કવિ પોતાના સમયના રાજકીય, સામાજિક તેમ ધાર્મિક—મુખ્યત્વે આચારવ્યવહારવિષયી વાતાવરણનાં અચ્છાં પ્રતિબિંબો આલેખે છે. વાર્તા એકંદરે રસભર અને ઉપદેશભર છે.

રા. રા. શંકરપ્રસાદ રાવળે તેના સંશોધન, અને ટીકાસંપાદનમાં ભારે શ્રમ લીધો છે. મેટ્રિક આદિના અભ્યાસક્રમોમાં એક પાઠ્ય-પુસ્તક તરીકે આ ગ્રંથ ઉપયોગી તેમ ઉપયુક્ત છે.

શ્રી. ફા. ગુ. સભાનું પડતર કિમ્મતે આ ગ્રંથશ્રેણી પ્રકટ કરવાનું સ્વાંગીકૃત ધોરણ સુપ્રસિદ્ધ છે. તો વાચનરસિક ગુર્જર બંધુઓ આ શ્રેણીને ઘટતું ઉત્તેજન અવશ્યે આપશે, એવી આશા રાખી શકાય.

જેઠ સુદ ૧૨
ગુરૂવાર સં. ૧૯૯૧
તા. ૧૩-૬-૩૫

અંબાલાલ બુલાખીરામ જાની
સહાયક મંત્રી,
શ્રી ફા. ગુ. સભા.

# અનુક્રમણિકા

---



---

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઇ

### શાળા-પાઠશાળાઓને ઈનામ માટે, તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અરધી કિંમતની ગોઠવણ

શ્રી ફા. ગુ. સભાએ સરકારી તેમ દેશી રાજ્યોમાં, મ્યુનીસીપાલીટીઓ, લોકલબોર્ડોનાં કેળવણી ખાતાઓમાં અભ્યાસ, વાંચન તથા ઇનામો દ્વારા, તેમ જ નિશાળોની અને સાર્વજનિક પુસ્તકાલયોમાં સાહિત્યનો પ્રચાર ઓછા ખર્ચે થઈ શકે તે સારૂ પોતાનાં પુસ્તકો રાસમાળા ભાગ ૧–૨ સિવાય, અર્ધી કિંમતે વેચાતાં લઈ શકવાની અનુકૂળતા કરી છે. રાસમાળા ભાગ ૧–૨ સાડા બાર ટકા કમીશનથી મળશે.

**અર્ધી કિંમતે પુસ્તકો લેવા માગતી સંસ્થાઓએ પત્રવ્યવહાર કરવો.**

- ૧–૨ રાસમાળા (સચિત્ર) ૩ જી આવૃત્તિ ભાગ ૧–૨, દરેકનું, મૂલ્ય રૂ. ૨–૮–૦
- ૪ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો, સંગ્રહેલાં સુભાષિત વચનો સાથે, મૂલ્ય રૂ. ૨–૦–૦
- ૫–૬ શ્રી ફા. ગુ. સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧–૨, દરેકનું મૂલ્ય રૂ. ૨–૦–૦
- ૭ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧–૨, બન્નેનું મૂલ્ય રૂ. ૧–૦–૦
- ૮ રસકલ્લોલ-ગુજરાતના સ્ત્રીજીવનનાં ગીતો, મૂલ્ય ૦–૧૦–૦
- ૯ પ્રબોધબત્રીશી, અને રાવણમંદોદરીસંવાદ (બે ગ્રંથો ભેગા), સચિત્ર, મૂલ્ય રૂ. ૦–૧૨–૦
- ૧૦ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો-આખ્યાનો અને પદો, મૂલ્ય રૂ. ૧–૦–૦
- ૧૧ અહુનવર—પારસી ધર્મતત્ત્વનું વૈદિક દૃષ્ટિએ અવલોકન, મૂલ્ય રૂ. ૦–૮–૦

૧૨ **ચતુર્વિંશતિપ્રબન્ધ**: માલધારી શ્રી રાજશેખર સૂરિનો, મૂલ્ય ૨-૮-૦

૧૩ **પ્રબંધચિન્તામણિ**: શ્રીમેરૂતુંગાચાર્યનો મૂલ્ય રૂ. ૧-૮-૦

૧૪ **શાક્તસંપ્રદાય**—સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય પર અસરો. મૂલ્ય રૂ. ૧-૮-૦

૧૫ **ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભાગ ૧ લો** અશોકથી વાઘેલા વંશ પર્યન્તઃ તામ્રપત્રો, શિલાલેખો વ. પાનાં રોયલ ચાર પેજી ૪૦૦, મૂલ્ય રૂ. ૪-૮-૦

૧૬ **મહાભારત ભાગ ૧ લો** (ગુજરાતી પ્રાચીન અનુવાદ) આદિપર્વ અને સભાપર્વ ઉપોદ્ઘાત ટીકા સાથે. મૂલ્ય રૂ. ૧-૪-૦

૧૭ **ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ**— ગુજરાતી રાસમાળાઃ સંપાદક અને આલેખક સ્વ. કવીશ્વર દલપતરામ મૂલ્ય રૂ. ૦-૧૨-૦

૧૮ **ચતુર્વિંશતિ પ્રબન્ધ** (ગુજરાતી અનુવાદ: ૧૨મા પુસ્તકનો) સટિક, મૂલ્ય રૂ. ૧-૦-૦

૧૯ **પંચદંડ** નરપતિકૃતઃ વિક્રમાદિત્યની વાર્તા, મૂલ્ય રૂ. ૦-૧૨-૦

૨૦ **મહાભારત ભાગ ૨ જો** (વનપર્વ—ગુજરાતી અનુવાદ) ઉપોદ્ઘાત અને ટીકા સાથે, મૂલ્ય રૂ. ૧-૪-૦

૨૧ **પ્રબંધચિન્તામણિ** (ગુજરાતી અનુવાદ ૧૩ મા પુસ્તકનો) ટીકા સાથે, મૂલ્ય રૂ. ૧-૦-૦

૨૨ **રૂપસુન્દર કથા**—છન્દોબદ્ધ પ્રાચીન શૃંગારવાર્તા, ઉપોદ્ઘાત ટીકા સાથે, મૂલ્ય રૂ. ૦-૮-૦

૨૩ **રાજ્યરંગ ભાગ ૨ જો**—જગતનો ઇતિહાસ: નિરૂપક સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર દવે, મૂલ્ય રૂ. ૦-૧૨-૦

૨૪ **બુદ્ધિપૂર્વક વ્યાખ્યાનમાળા** પુષ્પ ૧ લું તથા ૨ જું: સચિત્ર વ્યાખ્યાનો વગેરે, મૂલ્ય રૂ. ૦-૧-૦

૨૫ **હંસાવતીવિક્રમચરિત્ર**—વિક્રમાદિત્યના પુત્રની વાર્તા (કવિતા) કવિ મધુસૂદન વ્યાસકૃત ઉપોદ્ઘાત, સમજૂતી સાથે, મૂલ્ય રૂ. ૦-૧૨-૦

---

# પ્રસ્તાવના

## ૧

### મધુસૂદનવ્યાસરચિત હંસાવતીવિક્રમચરિત્રવિવાહ

મધુસૂદન વ્યાસ નામના જૂની ગુજરાતીના કવિએ રચેલી 'હંસાવતીવિક્રમચરિત્રવિવાહ' નામની લોકપ્રિય લોકવાર્તા જૂની ગુજરાતીના સાહિત્યરસિકોમાં બહુ જ સુપ્રસિદ્ધ છે. એ વાર્તાની આટલી બધી લોકપ્રિયતા છતાં 'એની નાયિકા એ કવી હંસાવતી;' એનો નાયક એ કયો વિક્રમ?' એ સંબંધમાં વિવિધ તર્કો તેમ જ વિચિત્ર ગેરસમજ આજ સુધીમા ફેલાઈ રહ્યા જણાયા છે. વિવિધ તર્કાવલિમાં 'હંસા,' 'હંસાઉલી,' 'હંસાવલી,' 'હંસાવતી,' 'હંસા ચારખંડી,' એમ વિવિધ નામો એ વાર્તાએ ધારણ કર્યાં લાગેછે. વાર્તામાંના 'વિક્રમચરિત્ર' એ નામે પેલા મહાન્ વિક્રમાદિત્યની અદ્દભુત ચરિત્રકથા આ વાર્તા હોવી જોઇએ, વિક્રમ હંસાને પરણ્યો એવાએવા તર્કો કરાય્યા છે. વળી આ વાર્તાની લોકપ્રિયતાને લીધે મૂળની ટૂંકી વાર્તામાં ઘણોએક ક્ષેપકભાગ મધુસૂદનકવિને હાથે કે તેના પછીના કવિયોને હાથે ઉમેરાયલો જણાય છે. મધુસૂદન વ્યાસની રચેલી આ લોકવાર્તાના મારા સંશોધન અને સંપાદન પછી ચોક્કસ થાય છે કે હંસાવતી એ જૂના ગુજરાતના વ્યાપારરોજગારથી સમૃદ્ધ ખંભાતબંદરની રાજકુમારી અને મહાન વિક્રમાદિત્યના પાટવીકુમાર વિક્રમચરિત્રના અદ્દભુત વિવાહની વાર્તા છે. નીચેની જૂદીજૂદી હસ્તલિખિત પ્રતિયો ઉપરથી આ હકીકત વધુ સ્પષ્ટ થશે:—

## ૨

## જૂદીજૂદી હસ્તલિખિત પ્રતિયો

કવિમધુસૂદન વ્યાસની રચેલી આ લોકવાર્તાની ઉપલબ્ધ હસ્તલિખિત પ્રતિયોમાંથી નીચેની ત્રણનો ઉપયોગ હું આ સંશોધન-કાર્યમાં કરી શક્યો છું :—

(૧) વડોદરા સેન્ટ્રલ લાઈબ્રેરીની, (૨) મુંબાઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભાની અને (૩) શ્રી. અંબાલાલ જાનીની. ત્રણે પ્રતિયોને મેં અનુક્રમવાર નીચે મુજબ સંજ્ઞાઓ આપી છે:—

(૧) ક, (૨) ખ, અને (૩) ગ.

આ ત્રણે પ્રતોની પુષ્પિકાઓ આ પુસ્તકના પૃષ્ઠ ૯૧ ઉપર આપવામાં આવી છે. ત્રણે પ્રતોનો વિશેષ પરિચય નીચે મુજબ આપી શકાય.

ક: Central Library, Baroda—Sanskrit section—Acc. No. 5264 : Subject क Gujarati—काव्य : जैन—Rs. 4-8-0 : Name विक्रमचरित्र चोपई—Author मधुसूदन व्यास —Age of composition 1614 : Extent 21L. 900—Language Gujarati—Script : नागरी.

આ પ્રત ઉપરથી હંસાઊલીવિક્રમચરિત્ર, વિક્રમચરિત્રહંસાવલી-વિવાહ એ નામ પણ લહીઆઓએ આપ્યા છે એ નક્કી થાય છે.

ખ: આ પ્રત શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તક અંક ૭૮ ના ગૂટકામાં છે. ગૂટકા ઉપર સભાના પુસ્તકાલયની નીચે મુજબ નોંધ છે:—

વિક્રમચરિત્ર : મધુસૂદનવ્યાસ, રચ્યાસંવત ૧૬૧૬, લખ્યાસંવત ૧૬૬૫, પૂરું

આ પ્રતિ સંબંધે શ્રી. અંબાલાલ જાનીએ પણ વિગતવાર વિસ્તારથી નોંધ[1] લીધી છે તેથી તેનો અહીં વિશેષ ઉલ્લેખ કરવાની મેં જરુર જોઈ નથી.

ગ: આ શ્રી. અંબાલાલ જાનીની પ્રત છે. પ્રત આધુનિક છે ને સુંદર નાગરી લિપિમાં લખાયલી છે. જૂની ચોપડીમાં આ વાર્તા પૂરી થતાં કવિ શામળ ભટ્ટરચિત 'પદ્માવતી'ની વાર્તા ઊતારેલી છે. તેમાંની પુષ્પિકાની નોંધ—શ્રીરસ્તુ. કલ્યાણમસ્તુ. જયસંવત્સર પુષ્પવદ ચતુર્દશ્યામિદં પુસ્તકં નિર્ભયરામ તિરવાડી પઠનાર્થ અણાચાર્યેણ લિખિતમ્—એ પ્રમાણે છે.

વળી આ સંશોધનકાર્યમાં હું ઉપયોગ નથી કરી શક્યો એવી નીચેની એક પ્રતિ અમદાવાદની ધી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના પુસ્તકસંગ્રહમાં પણ છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સહકારથી એ સોસાઈટીનાં હસ્તલિખિત પુસ્તકોની યાદી પૂર્ણ કરવામાં મેં મદદ કરી હતી તે વખતે આ પ્રત મેં નોંધવા માટે જોઈ હતી. પ્રત બહુ આધુનિક ને અશુદ્ધ છે. એ અને મે ઉપર નોંધેલી જૂદીજૂદી પ્રતો ઉપરથી હું કહી શકું છુ કે એ પ્રતવાળો મધુસૂદન વ્યાસ ને આ પ્રતોનો એક છે, જૂદો નહીં. સોસાઈટી પ્રતની નોંધ નીચે આપવામાં આવે છે:—

**૧૯૦૬ હંસાવતીની વાર્તા[2] મધુસૂદન ૨. સં. ૧૭૨૫ લ. સં. ૧૭૮૫ ૬૪**

---

૧ જુઓ શ્રી. અંબાલાલ જાનીની તૈયાર કરેલી શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ : ભાગ ૨જો : પૃષ્ઠ ૧૩૭-૩૮.

૨ જુઓ કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ : પૃષ્ઠ ૭૬.

છેવટ :

સંવત ૧૭૨૫ વરખે માગશીર વદી ૨ દિન;
સરવ વાર માહાં રેવિવાર, કૃષ્ણપક્ષ ને પૂરવા સાર.
કથા ઉત્તમ કહીસ તાંહાં, ઘણું વિસ્તારી શું કહીએ આંહાં ?
મધદેશમાં માહારી દીસા, સલતાનગામ શાહ પાટણ તહાં.
કથા કહી મધુસુદન વ્યાસ, વાંચે ભણે તેહને મોહોચે આસ.
જેકો સાંભળે એકો મન, નરનારી ગંગાદરસન.

ઇતિશ્રી હંસાવતીની કથા સંપૂરણ, સમાપ્ત.

આ પછી આ સુચિ નીચેની નોંધ લે છે :

[ નોંધ : જે થોડીઘણી પ્રાચીન વાર્તાઓ મળી આવે છે તેમાં આ વાર્તા પણ જોવા જેવી છે; શિવદાસની હંસાવતીની પેઠે આમાં પણ કરવત મૂકાવાની વાત આવે છે. પણ બંને વાર્તાનાં વસ્તુ અને સંકલના જૂદાં માલુમ પડે છે. વળી કાન્હડદેપ્રબંધમાં ઘોડાઓની જાતિઓનું જેવું વર્ણન કર્યું છે તેવું આમાં પણ મળી આવે છે. વાર્તા છૂટી છપાવવા જેવી અને બીજી વાર્તા સાથે સરખાવવા જેવી છે. ]

આ મધુસુદન વ્યાસ તે સં. ૧૭૨૫ માં 'હંસાવતીની વાર્તા' લખનાર, બીજો નહીં, પણ સં. ૧૬૧૬ માં 'હંસાવતી'ની વાર્તાનો રચનાર મધુસુદન વ્યાસ જ એમ ઘણાંએક કારણોથી જોઈ શકાય તેમ લાગે છે. લહીઆને હાથે કે બીજી કોઈ રીતે છેક અરાઢમા સૈકામાં આમ વિચિત્ર રીતે આ વાર્તાનો રચનકાલ આવે છે તે કોઈ ગંભીર ક્ષતિને પરિણામે જ આવેલો લાગે છે.

પણ વળી આ જ વાર્તાનો રચનસંવત બીજે સ્થળે સંવત ૧૪૧૬માં પંદરમા શતક સુધી ઠેલાય છે, એ પણ કોઈ આવી જ ક્ષતિને લઈને થયું જણાય છે. પણ આ હકીકત વિષે આગળ ચર્ચા કરીશું.

## આસાયતની હંસાવલી

આ પછી હસ્તલિખિત પ્રતોની શોધમા નિરંતર મચ્યા રહેતા મારા પરમ મિત્ર શ્રી હીરાલાલ પારેખે 'હંસાવલી'ની વાર્તાની તાજેતરમા એમને મળી આવેલી બે પ્રતો મને મોકલી આપી. એમની એ પ્રતો નં. ૧ તથા નં. ૨ ની નોંધ પણ અહીં ટૂંકાવવાનુ ઉચિત ધારુ છુ.

### ( શ્રી. હીરાલાલ પારેખવાળી પ્રત નં. ૧ )

આરંભ : શ્રીગણેસાય નમ ।

અમરાવિ સમાણુ । પરતખ્ય પરમાણુ પુરપઇઠાણુ ।
જાણિ ત્રિભૂઆણુ । ઈહિ ઠાણુ વીર બાવનીઆ ।
સીરરબંધ દશમિદિશ પ્રાશાદ । કનકકલસ દસિ મિહિસિ પ્રાસાદ ।
ગોદાવરીનૂ નીરમન નીર । પુરપિઠાણુ વસિ તમ તીર । ૨ ।
પૂરપઇઠાણુ અછિ મનોહારિ । સઅન લોકનિ સોભાકાર ।
મિહિસિ મુખિ કવી એનઇ સોઇ । તસ પરખિ પાર ન પામિ કોઇ ।૩।

× × × × × ×

—પૃષ્ઠ ૭૨

ગયુ કણિયાપુરપાટણમાહિ પરણિ કુઅરી કનકબ્રહ્મરાય ।
હંસાઉલીન્ર ગ્રહીઉ જિસઇ સૂપનપ્રેમ રાય લાગુ તસિ । ૧૫ ॥

અંત .

પુરપિઠાણુ યાદવનુ વસ । પરણાવીઆ વઠનઇ હસ ।
સકલ લોક સુણિ રજની । કુલજ્ગ કથા ઉલિ બાવની ।૮૪।
દૂહાગાહાવસ્તચુપઈ । સત ચારી પાચાસી હૂઈ ।
પદ જૂઅની ત્રણસિ વીસાન । તેહ મોહ મન માયા જાન ।૮૬।
ચિહુ ખંડે છિ અતિ જૂજૂઈ । પ્રસિધિ પૂનિ હ સાઉલી ।
સગ્વ જન મન આસાઈત લહિ । કવિ કથાવિણુતર કહિ ॥

અતિ હુંસાઉલી ચતૂર્થખંડ સંપૂરણું । સંવત ૧૭૨૦ વર્ષે માગસિર વદિ ૨ રવૌ લષીતા છબીલાદાસ નાયક વાચનાર્થં ॥ શુભં ભવતૂ । કલ્યાણમસ્તૂ ।

—પૃષ્ઠ ૧૦૫

આ પ્રત નાગરી લિપિમાં છે અને આખી વાર્તા પ્રતના પૃષ્ઠ ૭૧ થી ૧૦૫ સુધીમાં પૂરી થાય છે. પ્રતનાં જોડણી વિરામ-ચિહ્નો વગેરે અસલ મુજબ અહીં મેં ઊતાર્યાં છે.

### ( શ્રી. હીરાલાલ પારેખવાળી પ્રત નં. ૨ )

**આરંભ :** શ્રીગણેસાય નમ ॥ શ્રી સારદાયિ નમ ॥ હુંસા-વલીની કથા લષી છિ ॥ ગરુભ્યોમ નમહ ॥ છંદ ॥ રાગ રાંમગ્રી ॥

સંકરસંભુના પ્રણમુ પાય ॥ મયા કો સરસ્વતી તુ માય ॥
વીદરુ વ્યાસનણી મુપકથા ॥ સરતા સરવે સાંભલજો જયા ॥૧॥
પદબંધ ચતુરાઇ લીલવીલાસ ॥ કિહિ કર જોડી કવી અસાઇતદાસ ॥
મંનતણુ પોચાડે કોડ ॥ વરણુતુ જાદવ છપન કરોડ ॥ ૨ ॥
તેતણી કથા કહુ સાર ॥ સાભલજો મંન કરી નીરધાર ॥
બાવનવીર તે બલીયા ઘણુ વરણુવ કરુ હૂં તે તણુ ॥ ૩ ॥

ચોપાઇ

સાલીવાહંનસુત ચોતંમ હાર, રાજ્ય કરે નરવાહનરાય
બાવનવીર તે માહાજુઝાર, લોઢો ભાઇ તે સકતક્યાર
× × × × × ×

**અંત :** × × × × × ×

પુરપિઠાણુ જાદવને‌ા વંસ વિહિનવીઆ વછરાજહંસ
સકલ લોક રાજા રંજની કલજગ કથા તે વીરબાવંની. ૧૦૮
× × ×
સુણતાં દોયલાં દુઃખ જ ટલે × ×
ભણ્િ અસાઇતથ ફલાંફલ ફલે... ... ... ૧૦૯

ચાર ખંડની બુધ જુગતી એટલે કથા સમાપત હતી.
સરવ જનમ અસાફત લિહે કથા એક પણ યેકમા કિદિ ૧૧૦

ચોપાઈયો । ચારસિનિ સાઠ । ખંડ ચાર આમાપન છિ । હંસાવતીની કથા સમપુરાણ છિ । સમત ૧૮૯૭ ના વરખે માહા સુદ ॥૨॥ વાર બુધે ॥ લખીતંગ ॥ નાયક નરભેરામ કુબેરદાસ વિઠલદાસ નારાયિણદાસ કાંનજી કસનદાસ લીનજી વરજી । ચોપડી નરભેરામ કુબેરદાસની । વડભગ । જાન । તરગાળા ।

આ પ્રમાણે ઉપર નોંધેલી ક, ખ, ગ પ્રતિયો તેમ જ તે પછીની પ્રતિયો ઉપરથી મધુસુદન વ્યાસરચિત હંસાવતીની વાર્તા નોખી પડી જાય છે અને તે કયી હંસાવતી તે પણ નક્કી થઈ જાય છે.

પ્રતિ ખ ની નોંધ લેના શ્રી અંબાલાલ જાનીએ પ્રતમા ઊતારેલી વાર્તાના વિષયને તેમજ તે સબંધ કંઈ વિશે। નોંધ લઇ સારો પ્રકાશ પાડયો છેઃ—

વિષયાદિ—૧. વિક્રમરાજાનો કુવર વિક્રમચરિત કેવી રીતે અંબાવતીના રાજા અંબકસેનની પદ્મિનીસમાન પુત્રી સાથે લગ્ન કરી આવ્યો એ પ્રસંગ આ વાર્તામા વર્ણવેલો છે.

૨. દૂહા, ચોપાઈ અને રાગથી પદબંધ બાંધેલો છે કુલ કડી ૩૪૪ છે. કવિ પોતે ૩૪૩ ગ્રંથાનુ ઉપર કહે છે.

વિશેષ—૧. આ વાર્તા છપાઈ નથી. ભાષા જૂની છે. પ્રતિ જૂની તેમજ જીર્ણ છે. વાર્તા સવત ૧૬૧૬ મા રચાઈ છે અને ૪૯ વર્ષે તે પ્રતિબદ્ધ થઈ છે લિપિ બાળબોધ છે, છતા અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે.

૩. આ વાર્તાની બીજી પ્રતિ નામે 'હંસાવતી'ની વાર્તા રા. રા. અંબાલાલ બુ. જાની પાસે છે, તે સવત ૧૮૩૮ ના સુમારમા લખાયલી છે, તેમા રચનસંવત ૧૬૧૬ જ આપેલો છે,

છતાં વાર્તાનું પૂર ૭૨૭ કડી છે; ઘણો મોટો ભાગ ચોપાઈનો છે. પણ તેમાં વચમાં ગીતો તેમ શ્લોકો પણ આપેલા છે કે જે પ્રસ્તુત પ્રતિમાં નથી જણાતાં. વાર્તાનું પૂર આમ લગભગ બેવડું થયા છતાં રચનસંવત તો એનો એજ જણાય છે એ એક ખાસ નોંધવાજોગ બાબત છે.

૪ રા. હીરાલાલ પારેખની પ્રતિ ૪૭ ક માં ' હંસાવતી 'ને નામે છે, તેમાં કવિની ઓળખનો ઉલ્લેખ ઉપર પ્રમાણે જ છે. પણ રચનસંવત નીચે મુજબ આપેલો છેઃ

સંવત ૧૭૨૫ વરખે માગસર વદી ૨ દીન.

સરવ વાર માહા રવીવાર કૃષ્ણ પક્ષ ને પુરવા સાર;

તેમ તેના મથાળે સં. ૧૭૩૫ નો ટાંકેલો છે. પરંતુ કેટલાંક કારણોએ વાસ્તવિક રચનસંવત ૧૬૧૬ જ લાગે છે.[૩]

શ્રી. હીરાલાલ પારેખવાળી ઉપર્યુક્ત બે પ્રતો અસાયતરચિત હંસાવલીની વાર્તાની છે. એ વાર્તા ચાર ખંડમાં રચાયલી હોવાથી વાર્તાનું શીર્ષક ' હંસા ચારખંડી ' એ નામે પ્રચલિત થયું જણાય છે. અહીં અસાયતરચિત વાર્તાના સંબંધમાં સાથેસાથે શ્રી. મોહનલાલ દેસાઈસંપાદિત હસ્તલિખિત પુસ્તકોની યાદી માંહેની નોંધ પણ વિચારી જઈશું :

---

૩ વળી આ લોકવાર્તાનો રચનસંવત ૧૪૧૬ પણ કેટલેક સ્થળે આપવામાં આવ્યો છે. જુઓ શ્રી. મંજુલાલ મજમુદારનો ' ગુજરાતની લોકવાર્તાઓ ' એ લેખ :

" વિક્રમચરિત્ર ચઉપાઈ

વિક્રમના પંદરમા શતકના પ્રારંભમાં, મધુસૂદન વ્યાસની ' વિક્રમ-ચરિત્ર ચઉપાઇ ' ( સં. ૧૪૧૬ ) એ પરદુઃખભંજન અને દાનશીલથી પ્રસિદ્ધ વિક્રમરાજાના ચરિત્રની જાણમાં આવેલી જૂની વાર્તા છે."

—ગુજરાતી સાહિત્ય : ખંડ ૫ :

મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ : પૃષ્ઠ ૪૦૨ ( વિ. સં. ૧૯૮૫)"

૪૨ આસાયત

( ૬૮ ) હુંસવત્સકથા ચોપઈ ( વત્સરાજ હુંસરાજ ચોપઈ )
લખ્યા સંવત સંવત ૧૫૧૩ પહેલાં

આદિ—

અમરાવઈ સંમાણું, પ્રત્યક્ષ પ્રમાણું, અવર નયરાણું.
પુર પટ્ટણ પયઠાણું, અયઠાણું વીર બાવનયા. ૧

× × ×

અંતે— × × ×

પુર પઢિઠાણુ યાદવવંશ વર્ણવયો વત્સરાજ નઇ હુંસ ૩૨
સકલ લોક રાજા રંજની કુલયુગ કથા ઉત્તઇ વાવની,
ગાહા દુહુ વસ્તુ ચઉપઇ, સુજિસ્યઈ ચ્યારિ બત્રિસાં હુઇ. ૩૩
× × ભણઇ અસાઇત તિહ અકલા કલઇ. ૩૪

—૪ ખંડ છે. દરેકની અંત કડીમાં 'અસાઇતિ' એમ લખેલ છેઃ સં. ૧૫૧૩ વર્ષે પોષ વદિ ૧૨ વિપ્ર મુરારિકે — વિવેક વિજય ભંડાર ઉદયપુર.

—ઈતિશ્રી હંસવત્સકથાયાં ચતુર્થ ખંડ સમાપ્ત. સં. ૧૬૫૯ વર્ષે ભાદ્રવા સુદિ ૮ દિને ઋ. ઉદયચંદ્ર શિ. ઋ. મનોહર લિ૦ ના હસ્તા મધ્યે. પાનાં ૨૩-૧૨-નં. ૫૨. ડે. કૉ.

—મોહનલાલ દેસાઇ: જૈન ગુર્જરકવિયો:
પ્રથમ ભાગ: પૃષ્ઠ ૪૬-૪૭

## શિવદાસની હંસાવલી

જૈનકવિ આસાયતરચિત 'હુંસવત્સકથા' પછી 'હુંસાચાર-ખંડી' એ નામની વાર્તા ખંભાતના શિવદાસ કવિએ પણ લખી છે. શ્રી. મંજુલાલ મજમુદાર એ સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ કરે છે:—

"સંવત ૧૬૭૩ માં 'દ્રૈપદીહરણ' રચનાર ખંભાતના જૈનેતર કવિ શિવદાસે 'હુંસાવલી'ની વાર્તા દુહા, ચોપઇ, અને

છપ્પયમાં રચી છે. એ વાર્તા 'સાહિત્ય' માસિકમાં ૧૯૧૯ માં કકડેકકડે છપાઇ હતી. પ્રકાશકે જણાવ્યું છે કે વીરજી, શામળભટ વગેરે કવિયોને આ વાર્તામાંથી કંઈ ને કંઈ સૂચના મળી હોવી જોઇએ.

પરંતુ વિશેષ શોધને પરિણામે જણાય છે કે 'હંસાવલી'ની નવી વાર્તા લખ્યાનું યશોધન એકલા શિવદાસને ખાતે સ્વીકારાય તેમ નથી. લગભગ પંદરમા શતકમાં (સં. ૧૪૧૧ માં) એક વિનયચંદ્રે 'હંસવચ્છ ચોપાઈ' રચી છે. તેનાં પછી સં. ૧૫૧૩ માં ઊતરાએલી એક આસાયત નામના કવિની 'હંસવચ્છકથા' ડેક્કન કૉલેજના સંગ્રહમાં તથા ઉદયપુરના વિવેકભંડારમાં છે. આ વાર્તા શિવદાસની વાર્તાનું મૂળ હોય એમ લાગે છે. એમાં વાર્તા 'ચારેખંડ'માં વહેંચી દીધેલી છે. શિવદાસની વાર્તાનું બીજું નામ પણ 'હંસા ચારખંડી' છાપવામાં આવ્યું છે. જૈનકવિની વાર્તા શિવદાસના ત્રીજા ખંડથી શરુ થાય છે. પેઠણમાં શાલિવાહનના પુત્ર નરવાહનની કથા એમા આવે છે.

સં. ૧૭૩૫ માં મધુસૂદને 'હંસાવલી'ની વાર્તા રચેલી છેઃ તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં રા. હીરાલાલ પારેખે કરેલા સંગ્રહની યાદીમાં નોંધેલી છેઃ તેમ જ રા. અંબાલાલ જાની પાસે તેની એક પ્રત છે. તે વાંચતાં એ કથા સ્તંભતીર્થની પુત્રી હંસાવલી જે વિક્રમ સાથે પરણે છે તે સંબંધી છે. તેથી માત્ર નામનાં જ સામ્ય એમાં છે."

—ગુજરાતી સાહિત્યઃ ખંડ ૫ મોઃ મધ્યકાલનો
સાહિત્યપ્રવાહઃ પૃષ્ઠ ૪૨૫–૨૬

આમ સોળમા શતકના બીજા દસકાથી માંડી અરાઢમા શતકના ચોથા દસકા સુધી હંસાવતીની લોકપ્રિય લોકવાર્તા ગુજરાતમાં જૂદાજૂદા કવિયોનો પ્રિય વિષય થઈ પડી છે. ઉપર્યુક્ત હસ્તલિખિત પ્રતોમાંની હકીકત ઉપરથી ફલિત થાય છે કે (૧) પ્રસ્તુત વાર્તાની નાયિકા હંસાવતી છે, ને વાર્તાનો રચનાર મધુસૂદન વ્યાસ છે,

(૨) એણે એ વાર્તા વિક્રમ સંવત ૧૬૧૬ મા રચી છે, (૩) વાર્તાનો નાયક મહાન વિક્રમ નહીં, પણ તેનો યુવરાજકુમાર વિક્રમચરિત્ર છે, (૪) હંસાવતી ખંભાતના રાજાની એકની એક પદ્મિની કુમારી છે અને એ અંતે વિક્રમચરિત્ર સાથે લગ્નસંબંધથી જોડાય છે અને (૫) જૈનકવિ આસાયતની કે ખંભાતના જૈનેતર કવિ શિવદાસની 'હંસા' કે 'હંસા ચારખંડી' સાથે આ હંસાવતીને કશો જ સંબંધ નથી

હંસાવતી અને વિક્રમચરિત્રના વિવાહને વર્ણવતી આ લોકવાર્તાને અપાયલા જુદાજુદા નામોમાથી છેવટે મે 'હંસાવતીવિક્રમ-ચરિત્રવિવાહ' એ નામ પસદ કર્યું છે.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહની સૌથી જૂની પ્રત ખ સંવત ૧૬૬૫ મા ઊતરાયલી હતી. છતા તેને આધારભૂત નહી ગણતા તે પછીની પ્રત કને મે આધારભૂત ગણી તેનુ કારણ પણ અહીં સ્પષ્ટ કરી લઈશ ખરું છે કે કપ્રતમા ક્ષેપકભાગ ખ પ્રતની સરખામણીમા ઘણો જ છે. આટલા બધા ક્ષેપકભાગને ચરણટિપ્પણમા મૂકવો ને ઉપર આછીપાતળી વાર્તા મૂકી તેના સતત ને બહોળા રસપ્રવાહમા ખેચાતા વાચકને ખલલ કરવી, એ મને ઇષ્ટ લાગ્યુ નહી. આથી મારી મુશ્કેલી મે શ્રી. અંબાલાલભાઇને જણાવી. તેમણે સૂચના કરી કે જૂના ગુજરાતીના ગ્રથને કંઇક વિશેષ સખ્યાના વાચકોમા પ્રસારવો હોય તો કપ્રતને આધારભૂત ગણવી, એ જ વિશેષ ઇષ્ટ છે, ચરણટિપ્પણો ઘણા જ ઓછા વાચકો વાચવાની તસ્દી લે છે, તો તેમ કરવામા કંઈ વાધો નથી. આથી વડોદરાવાળી સેન્ટ્રલ લાઇબ્રેરીની પ્રતને મે આધારભૂત ગણી છે, અને ચરણટિપ્પણમા ખ અને ગપ્રતોના પાઠાંતરો આપ્યા છે. ચરણટિપ્પણમાની નોંધો ઉપરથી ક્યાક્યા પાઠ મે સ્વીકાર્યા છે અને જેજે સ્વીકાર્યાં છે તેતે ઔચિત્યબુદ્ધિથી સ્વીકારાયા છે કે કેમ તે

હકીકત જૂની ગુજરાતીનો હમણાંહમણાંનો જરા વધતો જતો રસિક વર્ગ વિચારી લેશે.

ગપ્રતિમાં હંસા ને વિક્રમચરિત્રનો લગ્નવિધિ ટૂંકાવવામાં આવ્યો છે તે મેં ચરણટિપ્પણીની અનુપૂર્તિ તરીકે આ પુસ્તકમાં પૃષ્ઠ ૯૦ ઉપર આપ્યો છે. ખપ્રતિમાંનું હંસાનું 'વિલાપગીત'–જે ક–ગપ્રતિયોમાં નથી તે પણ–મેં **પરિશિષ્ટ ઘ**માં આપ્યું છે. જૂના કવિયો પ્રમાણ તરીકે અથવા તેમના સંસ્કૃતના જ્ઞાનનું પ્રદર્શન કરાવવા વચમાંવચમાં ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકો મૂકતા આવ્યા છે. આ શ્લોકો પણ વાર્તાકાવ્યની કડીઓ તરીકે ચાલુ સંખ્યાંકમાં મેં આપ્યા છે તેમ જ તેમનું ગુજરાતી ભાષાંતર પણ **પરિશિષ્ટ ગ**માં આપ્યું છે.

ત્રણે પ્રતોમાંના પાઠોની તારવણી ને ગોઠવણી ઉપર પ્રમાણે કરી મેં છેવટની વાચના નક્કી કરી છે.

કપ્રતની પૂરસંખ્યા ૮૦૮ કડીની છે, જો કે કવિ તે ૮૨૫ ગણાવે છે. ખની ૩૪૪ કડી છે જો કે કવિ તે ૩૪૩ ગણાવે છે.[૪] ગપ્રતની કડીસંખ્યા ૭૨૭ ની છે. એકંદરે આમ ત્રણે પ્રતોમાંની કડીસંખ્યા સરવાળે ૮૨૯ થાય છે તેમાં પરિશિષ્ટ ઘમાંના 'વિલાપગીત'ની ૪ કડીઓ ઉમેરતાં કુલ ૮૩૩ કડી થાય છે.

---

૪ જુઓ

'કલિયુગ માંહિ એ કથા વારુ તિ અતિ દીસ;
રુપકસંખ્યા આઠસિ ઊપરિ છઇ ,પંચવીસ.' ૮૦૦

—પૃષ્ઠ ૮૯

જુઓ ચરણટિપ્પણ : કડી ૭૪૩-ખ-
'ત્રણુસિ ત્રેતાલિસિ ખરી કથા તણ્ઢિ કીધી ચઉપઈ.'

—પૃષ્ઠ ૮૮

## ૩

## કવિમધુસૂદન વ્યાસના જીવનકાલનો નિર્ણય

'હંસાવતીવિક્રમચરિત્રવિવાહ' નામની એક જ સાહિત્યકૃતિથી કવિમધુસૂદન વ્યાસ જૂની ગુજરાતીના સાહિત્યમાં જાણીતા થયા જણાય છે. જૂદીજૂદી પ્રતો પરથી જણાય છે તેમ સત્તરમા સૈકાના આરંભમાં લખાયલી આ એની સાહિત્યકૃતિ છે. કપ્રતિ એની પુષ્પિકામાં વિ. સં. ૧૬૧૪ રચનસંવત આપે છે ત્યારે ખ-ગપ્રતો તે ૧૬૧૬ આપે છે. સંવત ૧૬૬૫ માં લિપિબદ્ધ થયેલી આ ખ પ્રતને એના રચનાવર્ષ માટે આધારભૂત ગણીશું તો હરકત આવે તેમ નથી. બીજી પ્રતિયો ઉપલબ્ધ થશે તો આ બાબતનો વધારે ચોક્કસ નિર્ણય થઈ શકશે.

૧૬૧૬ ના સંવતવર્ષને રચનાવર્ષ તરીકે સ્વીકારતા અને વાર્તાકાવ્યના પ્રાસાદિક રસનાં ઠરેલાં વહેણુ જોતાં કવિનું આયુષ્ય એની સાહિત્યકૃતિના રચનાકાળે એનું યૌવન વીતાવીને ટર્ધુકામ થયેલું કલ્પી શકાય છે. આ ગણતરીએ વિચારતાં એનું જન્મવર્ષ **આશરે વિક્રમના સોળમા સૈકાના નવમા યા છેલ્લા દસકામાં આવી શકે.** કાવ્યના આરંભમાં પોતાને વિષે ઉલ્લેખ કરતાં કવિ કહે છે :

'વ્યાસ ભણિ ગુણ વરણવું જુ મતિ આપિ માય !'

એમ 'વ્યાસ' નામથી એ એનો પરિચય આપે છે. આ ઉપરથી કવિની અવટંક 'વ્યાસ' હોય અથવા તેના કાલના લોકોના રંજનાર્થે ને પોતાના નિર્વાહ અર્થે 'વ્યાસ' યા કથાકારની વૃત્તિ એણે સ્વીકારી હોય. એના જન્મસ્થલ વિષે પણ કંઈ ઉલ્લેખ એ નથી કરતો. છતાં કાવ્યને અંતે એ નોંધે છે કે
'મધ્યદેશ મહિમુદ સૂલતાન ગામ સારસા ની પટલ રાણ;
કયા કહી મધુમૂદન વ્યાસ, સાંભલતાં હોઇ બુદ્ધિપ્રકાસ.'

આમ સારસા ગામમાં એણે કથા કરી હતી, ત્યાંનો પટેલ યા મુખી રાણ યા રાણાપટેલ હતો અને તે વખતે દેશમાં મહમદ દેશનો–ગુજરાતનો સુલતાન' હતો. સારસાગામ ખેડાજીલ્લાનું ગામ છે. તે ગામનો મુખી રાણોપટેલ, શામળ ભટ્ટના રખીદાસ પટેલની માફક, વ્યાસજીનો મુખ્ય આશ્રયદાતા હશે એમ આ ઉલ્લેખ ઉપરથી જાણી શકીએ છીએ. મધુસૂદને આમ પોતે જેમાં કથા કહી હતી તે ગામનું નામ આપ્યું છે, પણ તેથી આપણે નિશ્ચયપૂર્વક એમ કહી શકીએ નહીં કે સારસા જ એની જન્મભૂમિ હતી. આ ઉપરાંત કવિ પોતાને વિષે કે પોતાના કુલકુટુંબ વિષે માતાપિતાને આરંભમાં નમન કર્યા ઉપરાંત બીજું વધુ કંઈ જ કહેતો જણાતો નથી.

હવે ' મધ્ય દેશ મહિમુદ સુલતાન ' એ કવિના કથન વિષે વિચાર કરીએ. ઉપર કહી ગયા તેમ વિક્રમના સોળમા સૈકાના આશરે નવમા અથવા છેલ્લા દસકામાં જન્મીને આ વાર્તા લોકપ્રિય કરી તો એ કવિએ કેટલાં વર્ષનું આયુષ્ય ભોગવ્યું હશે ? કથા ગુજરાતમાં સારી પેઠે લોકપ્રિય થઇ જણાય છે એમ એની જંઘુસરાદિ જૂદાંજૂદાં સ્થળોની અને જૂનામાં જૂની ખપ્રતની લખ્યાસાલ વિ. સં. ૧૬૬૫ થી માંડી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીવાળી વિ. સં. ૧૭૮૫ ની સાલ વગેરે જોતાં જાણી શકાય છે. વળી જૂની પ્રત કરતાં તે પછીની પ્રતોમાં કવિનો પોતાનો ઊમેરેલો કે ક્ષેપકભાગ વાર્તાનું પૂર ભગભગ વિલાપગીતની ચાર કડિયો સાથે ૮૨૯+૪=૮૩૩ ત્રણસો ને તેત્રીસ થવા જાય છે, ત્યારે ખપ્રતનું પૂર માત્ર ૩૪૩ ત્રણસો ને તેતાલીસનું જ છે. આમ લગભગ બમણા ઉપરાંત પૂર વધી ગયું છે. વાર્તાના રસપ્રવાહ-માં ઉત્તરોત્તર વધુ ને વધુ જનસંખ્યા ખેંચાઇ આવ્યાનો તેમજ તેની બહોળી લોકપ્રિયતાનો આ પુરાવો કહેવાય. પોતાના વાર્તાકાવ્યની આટલી બધી લોકપ્રિયતા કરાવનાર કવિ આમ દીર્ઘાયુષી હોય. એનો આયુષ્યકાલ પચાસથી સીત્તેરનો અડસટીએ તો આશરે વિક્રમસંવતના સત્તરમા સૈકાના પાચ દસકા (આશરે ૧૬૫૦) ની કવિની આયુષ્ય-

મર્યાદા બાંધી શકાય આ સમયમા ગુજરાતની મુસલમાન સલ્તનતની વંશાવલિ જોઇએ ને **વિ. સં ૧૫૮૦થી ૧૬૫૦થી એટલે ઇ સ. ૧૫૨૪થી ૧૫૯૪ સુધીના સુલતાનોમાથી** કવિએ ઉલ્લેખેલો કયો **મહમદશાહ સુલતાન** હતો તે તપાસીએ

× × × ×

| | | |
|---|---|---|
| મહમૂદ બેગડો | ઈ સ | ૧૪૫૯–૧૫૧૩–૫૪ |
| મુઝફ્ફરશાહ **બીજો** | „ | ૧૫૧૩–૧૫૨૬–૧૩ |
| સિકંદર | „ | ૧૫૨૬–૧૫૨૬—૦ |
| મહમૂદશાહ **બીજો** | „ | ૧૫૨૬–૧૫૨૭—૧ |
| બહાદુરશાહ | „ | ૧૫૨૭–૧૫૩૬—૯ |
| મહમદશાહ ત્રીજો | „ | ૧૫૩૬–૧૫૫૪–૧૮ |
| અહમદશાહ **બીજો** | „ | ૧૫૫૪–૧૫૬૧—૭ |
| મુઝફ્ફરશાહ ત્રીજો | „ | ૧૫૬૧–૧૫૭૩–૧૨ |

આમ ઈ સ ૧૫૭૩ સુધીમા અકબરે ગુજરાતમા પુન સ્થાપેલી મુગલાઇને માપનો મધુસૂદન વ્યાસનો આયુષ્યકાળ જણાય છે પણ મહમૂદ બેગડો, મહમદશાહ **બીજો** ને મહમૂદશાહ ત્રીજો એમ ત્રણ ' મહિમૂદો ' એમા આવી જાય છે તેમા કવિનો ઉલ્લેખિત મહમદશાહ કયો એ નક્કી કરવુ મુશ્કેલ થઈ પડે છે આ વાર્તાકાવ્યની રચનાસાલ વિ સ ૧૬૧૬ ( એટલે ઈ સ ૧૫૬૦ ) છે, તે વર્ષના સુલતાનનો આ ઉલ્લેખ હોય તો ઉપરના ત્રણે મહમૂદશાહોને છોડી આપણે ' અહમદશાહ **બીજા** ' માટેનો આ ઉલ્લેખ સમજવો પડે આમ ' અહમદશાહ 'નો ' મહમદશાહ ' લહીઆઓએ કરી નાખ્યો છે ? ત્રણમાનો કોઈ એક જ મહમૂદશાહ વિષેનો એ ઉલ્લેખ છે તે ખાત્રીબંધ કહી શકાતુ નથી

કવિ મધુસૂદન વ્યાસનો જીવનકાળ આમ એની આ સાહિત્યકૃતિની રચનાસાલ વિ સ ૧૬૧૬ ઉપર જ મોટે ભાગે અવલબી રહી જણાય છે અને એનો કવનકાળ ગુજરાતમા પુન મુગલાઈ સ્થપાઈ તે પહેલાના એક મહમૂદશાહ સુલતાનના વખતનો છે

## ૪

## મધુસૂદન કેટલા ?

મધુસૂદન કેટલા એ પ્રશ્ન પણ આપણા સાહિત્યના ઇતિહાસને અંગે આપણી આગળ ખડો થાય છે. એક મધુસૂદન 'યુદ્ધકાંડ'નો કર્તા કહેવાય છે. ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ ભેગો આ યુદ્ધકાંડ છપાયો છે. શ્રી. હીરાલાલ પારેખ આ ઉપરથી યુદ્ધકાંડની રચ્યાસાલ સં. ૧૬૮૭ આપે છે.[૫] ઉપર આપણે 'હંસાવતી'કાર મધુસૂદન વ્યાસનો જીવનકાલ સં. ૧૫૮૦ થી ૧૬૫૦ સુધીનો અડસટ્ટે ગોઠવ્યો છે. આ 'યુદ્ધકાંડ'કાર મધુસૂદન પણ આ જ હોય તો આ જીવનકાલને આપણે લંબાવવો પડે. પણ આ પ્રશ્નનો નિર્ણય કરી શકાય એમ નથી. સ્વર્ગસ્થ હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર શાસ્ત્રીએ યુદ્ધકાંડની ભાષા આધુનિક કરી હોય એ સંભવ પણ ખરો. આમ હોવાથી બન્ને મધુસૂદનો એક જ છે કે જૂદા એ પ્રશ્ન અહીં અનિર્ણયાત્મક જ રાખ્યા વગર બીજો માર્ગ નથી. વળી યુદ્ધકાંડકાર મધુસૂદનનું ગામ કર્ણપુર ને મોસાળ પાટણ છે. આ વિષે પ્રસ્તાવનાની અનુપૂર્તિમાં મેં વધુ વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે.

## ૫

## કવિ મધુસૂદન વ્યાસનું જીવનચરિત

આ પછી 'હંસાવતી'કાર મધુસૂદન વ્યાસના જીવનચરિત વિષે વિચાર કરીશું તો ઉપર નોંધવામાં આવ્યું છે તેમ એની આ સાહિત્યકૃતિના રચનવર્ષ અને તેના કથા કરવાના સ્થાન કે જન્મભૂમિ સારસાગામ ઉપરાંત આપણી પાસે વધારે સાધનસામગ્રી

૫ જુઓ શ્રી. હીરાલાલ પારેખસંપાદિત 'ગ્રંથ અને ગ્રંથકાર' પુસ્તક ત્રીજું. ગુજરાતી સાહિત્યની સાલવારી : પૃ૯ ૪૧ તથા જુઓ ઉપરનું રામાયણ પૃ૪ ૬૫૧

નથી. આથી એની આ સાહિત્યકૃતિમાંના આંતર પ્રમાણો ઉપર જ આપણે કવિના જીવનઇતિહાસ વિષે હાલ તો આધાર રાખવાનો રહે છે.

'હંસાવતી'ની આખી રસાલ વાર્તા વાંચતાં કવિના અભ્યાસની, તેની સંસ્કારી રસવૃત્તિની અને તેની કૃતિમાં પ્રતિબિંબિત તેની ઉચ્ચ કોટિની કાવ્યશક્તિની આપણને પ્રતીતિ થયા વગર રહેતી નથી. લોકોની રસવૃત્તિને રસિકતાથી આકર્ષનાર અને પોષનાર કવિએ એના શ્રોત્રીય બ્રાહ્મણવર્ણના કુલાચારાનુસાર બાલ્યવયથી અભ્યાસ કર્યો જણાય છે. અભ્યાસ કરીને તેમ જ ગુરુમુખે સાંભળીસાંભળીને પણ એણે જ્ઞાનસંપત્તિ સારા પ્રમાણમા વધારેલી લાગે છે. સાહિત્યનું, રસનું, અલંકારનું, જૂના ઇતિહાસપુરાણોનુ એનું ગાઢ જ્ઞાન આ-કૃતિમા જ્યાંત્યા પોતાનો પૂરો પરિચય કરાવી છૂપુ રહેતું નથી. કેટલાક શુદ્ધ અને ( કદાચ લહીઆઓને હાથે થયેલા ) ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકોના અવતરણો ઉપરથી જણાય છે કે સંસ્કૃત ભાષા સાથે પણ એણે ઠીક-ઠીક પરિચય મેળવ્યો લાગે છે.

આટલી જ્ઞાનસંપત્તિ સાથે કવિ તેના કાલના લોકસમૂહના વિનોદ અર્થે આ રસિક વાર્તાકાવ્યનું સંયોજન કરે છે. નરસિંહયુગના ભાલણે આરંભેલા અને નાકરયુગની સમયમૂર્તિ નાકરે ખીલવેલા આખ્યાનો એક તરફથી જૂના ઇતિહાસપુરાણ ને ભક્તજનોના જીવનચરિતો ગાઇ-ગાઈ લોકશિક્ષણને નીતિ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વગેરે પુરુષાર્થો માટે જોઇતી સંસ્કારપરંપરા આપતા હતા. તે સાથેસાથે લોકવાર્તાની રસિક કૃતિયો પણ આ કાલમા મધુસૂદન વ્યાસ અને એના જેવા અન્ય કવિયોને હાથે રચાઈરચાઈ અદ્ભુત વાર્તારસ સાથે પણ એ જ પ્રકારનું લોકશિક્ષણનું કાર્ય કરતી હતી.[૬] હિન્દુ અને જૈન કવિયો

૬ વળી કવિ પણ એની આ વાર્તાને લોકપ્રિય થયેલું આખ્યાન નામ આપે છે. જુઓ.

'એકમનો જે સાંભલિ વિક્રમચરિત્રઆખ્યાન.' ૮૦૩–૮૦૪

'ભલા ભાનારય જાણીઇ સુણતાં એ આખ્યાન' ૮૦૫–૮૦૬

બન્ને આવી આવી વાર્તાસાહિત્યકૃતિયો રચવા અને લોકસમૂહમાં તેનો પ્રચાર કરવાને પ્રેરાયા છે. એ હકીકતનો એ વખતના આપણા સાહિત્યનો ઇતિહાસ સાક્ષી પૂરે છે.

મધુસૂદન તેની વાર્તાના વસ્તુ, વસ્તુસંકલના, પ્રસંગો અને ઉઠાવનાં વિવિધ અંગોનો સારો વિચાર કરી શક્યો છે. એની વાર્તાનો રસ-પ્રવાહ અપ્રતિહત વહે એટલી બધી સફલતા એ સાધી શક્યો છે. લોકની ભારે મેદનીઓને જમા કરી એમના ઉત્સુક હૃદયોને એ રસમગ્ન કરી શક્યો છે. આ સૌ જોતા એણે આપેલાં સફલ શિક્ષણનો એ સબળ પૂરાવો આપે છે.

જૂના કવિયોના સંપ્રદાયના ચીલાને એણે કાપ્યો નથી. પણ તે જ પ્રમાણે કાવ્યના આરંભમા સરસ્વતી, ગણપતિ, માબાપ, ગુરૂ વગેરેને એ ભક્તિભાવે મંગલાચરણમા નમે છે અને પોતાની લોકકથાને રસસમૃદ્ધ કરવા એમને વીનતી કરે છે. એની કૃતિને ખોડ-ખાપણ વગરની, સરસ અને લોકોત્તર કરવા સૌને એ વીનવે છે. મંગલાચરણમા એ કહે છે:

'માયબાપ ગુરુનિ નમું, સુર તેત્રિસે કોડિ;
વિક્રમચરિત્રવિવાહ કહું, રખિ મૂઝ આવિ ખોડિ. ૪

× × ×

વ્યાસ ભણિ રસના વસી સરસા અક્ષર આણિ.' ૬

આમ હિન્દુ દેવદેવીઓનો એ અટલ ભક્ત લાગે છે. એમનામાં એને જૂના ગુજરાતીની સાચા હૃદયની શ્રદ્ધા છે. તીર્થો વિષે, તેમાના દેવદેવીઓના દર્શન વિષે, તે પરના પુણ્ય તીર્થોદકનાં સ્નાનમહિમા વિષે પણ એને શ્રદ્ધા, પ્રીતિ અને પૂજ્યભાવ છે.

કથાકાવ્યને અંતે એ આથી જ કહે છે:

× × ×

'વ્યાસ ભણિ મદસૂદન માન, કથા સાભલિ ગંગાસ્નાન.'૭૯૨

પોતાની રાગબદ્ધ કથા માટે એ પોતાના શ્રોતાજનોને ભૂલચૂક સુધારી લઇ સાંભળવાનું કહે છે. સુંદર ગાયનને કસોટીએ ચડાવી જોઇને તેની કસોટી કરવાનું પણ સાથેસાથે કહી, એની કૃતિ વિષેની એની ઊંચી આત્મશ્રદ્ધાનું પણ સૂચન કરે છે:

'કથા રાગિ જે વ્યાસે કહી, સવિ આગિ સુધી લહી;
હરિહરદાસ ઇમ વસી, વારુ ગાયણ સોભિ કસી.' ૭૯૩

કવિની કથા આમ 'રુડી નિ રસાલ' છે. તેના રસજ્ઞ શ્રોતાજનની રસજ્ઞતાનો ઉલ્લેખ કરી એ પોતાની જ રસજ્ઞતા પ્રત્યક્ષ કરે છે:

'જડિ અક્ષર જમલિ, અક્ષરિ અક્ષરબંધ;
જાણુ હસિ તિ જાણસિ કથા તણો સબંધ.' ૭૯૭

મનુષ્યજીવનનું પ્રેરક 'સોહસ' કવિના જીવનનો પણ જીવનમંત્ર જણાય છે. એ કહે છે:

'સુણતાં સાહસ ઊપજી પાર નહિ પ્રતિબોધ.' ૭૯૮

એનું કાવ્ય બોધપ્રદ છે. પોતાના શ્રોતાજનોના ભીતરનો એ રસિક ભેદુ છે. સ્નેહ, સુખદુઃખ, સ્નેહના વિયોગવિરોધના તાપથી એ શ્રોતાજનો પીડિત છે તે એ જાણે છે. અને તેથી જ એ એમને સંબોધે છે કે:

"નરનારી જિ સાંભલિ, તેહેના ટલિ વિયોગ;
અંતર ઊલટ ઊપજિ, પામિ સુખસંયોગ. ૮૦૨
અચિંત્ય સુખ પામિ સદા અંગિ ન વ્યાપિ કામ.
× × × ૮૦૩
ક્ષમાદયા અતિ ઊપજિ, નહિ વિષયઅભિમાન.
× × × ૮૦૪
સાંભળતા સુખ પામીઇ, ગાતા વાધિ ગ્યાન.
ભણા ભાવારથ જાણીઇ સુણતા એ આખ્યાન." ૮૦૫

એના આ આખ્યાનના માહાત્મ્યના ગુણગાનથી એની રસિકતા ઝળકી ઊઠે છે. ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થમાં કાવ્યની સિદ્ધિ છે એ જૂના કાવ્યસંપ્રદાયનો એ અનુયાયી છે એ પણ એ દર્શાવે છે. અડસઠ તીર્થાવલિ જેવી પુણ્યકારક એની આ કવિતા છે એમ કહી, એની કવિતામા વસેલા નિર્મલ ને પ્રાસાદિક ગુણોનો એ ઉલ્લેખ કરે છે.

શિક્ષણ ઉપરાત કવિનું બાહ્ય જગતનું જ્ઞાન પણ અપરિમિત લાગે છે. પ્રવાસે એના અનુભવોને સરસ સૌન્દર્યદષ્ટિથી સંસ્કાર્યા છે. જાતે જઈને જોઈ આવ્યો હોય એમ હિન્દનાં જૂદાંજૂદાં સ્થલોનું, ત્યાના લોકજીવનનું, ત્યાની સુંદર જાતિ સ્ત્રીઓનું, તેમના સ્વભાવનું, તેમની રીતભાતનું એણે ઊંડુંઊંડું દર્શન કરાવ્યું છે. પ્રવાસનાં સુખદુઃખોનો એણે તાદશ ચીતાર આપ્યો છે. ગુજરાતી સંસારના જીવનહૃદયમા એ ઊંડાઊંડો ઊતરી શક્યો છે. એ જ ગુજરાત માટે હૈયાનો મમકાર સેવી એણે ગુજરાતના ખંભાતનરેશની લાડકવાયી રાજકુમારી હંસા-મુખે પૂજ્યભાવ સાથે ઊંચાઊંચા જાતિઅભિમાનના તેમ જ ઊંડી ને પવિત્ર દેશભક્તિના ઉદ્‌ગાર કઢાવ્યા છે.

મધુસૂદન વ્યાસ આમ ગુજરાતનો લાક્ષણિક કવિ છે. પોતાના ધંધા કે નિર્વાહ માટે એ ચિંતાતુર લાગતો નથી. આશ્રયદાતાઓના નામ ગણાવી, તેમને વિષે લાંબા ઉલ્લેખો કરવાની એને ટેવ નથી. આથી એના સ્વતંત્ર અને સ્વસંતુષ્ટ સ્વભાવનો અને તેથી એની વિકાસ પામેલી માનવતાનો એ આપણને ઠીક ખ્યાલ આપે છે. એનાં કાવ્યોની પ્રતિયો એકએ કરતાં વધારે સંખ્યામા અને જૂદાંજૂદા સ્થલોમાથી મળી આવેલી છે તે જોતા એના જીવનકાળમાં જ એણે એના આ સુંદર કાવ્યને લીધે બહોળા પ્રમાણમાં લોકપ્રિયતા અને કીર્તિ મેળવી હોય એમ લાગે છે.

મધુસૂદન વ્યાસની કૃતિમાથી એના આંતર જીવન વિષે હાલ તો આટલું જ જાણી આપણે સંતોષ માનીશું.

૬

# લોકવાર્તાઓનો મહાપ્રવાહ અને હંસાવતી

## (૧) મહાસંસ્કૃત. પ્રવાહ: લોકગીતો અને લોકવાર્તાઓ

આપણાં લોકગીતો અને લોકવાર્તાઓનાં મૂળ જોવા આપણે ઇચ્છા રાખીએ તો આપણે છેક સૃષ્ટિના સૃજનકાલ સુધી જવું જોઇએ. મનુષ્યના ઇતિહાસના અણલખાયલા પ્રથમ પ્રકરણમાં પણ આ લોક-સાહિત્યના અસ્તિત્વના ઉલ્લેખો ઊકેલી શકાય. લોકસાહિત્ય એ લોક-જીવનના શ્રુતિગ્રંથો અને સ્મૃતિગ્રંથો છે. સૃષ્ટિના સૃજનકાલના આદ્ય માનવોને મન તેમના વર્તમાનની સૃષ્ટિ અનેક અગમ્ય સૌન્દર્યો ને અનાદિ કાવ્યવાર્તાઓથી ભરીભરી લાગતી હતી. તેમના ભૂતકાળના અગમ્ય પડદા ઉપર પણ ગવાતી ને બોલાતી લોકવાણીની કવિતા ને વાર્તા પણ તેમને આકર્ષી રહી હતી. એકબીજાને અદ્‌ભુત સૃષ્ટિનાં ગૂઢ સૌન્દર્યદર્શનો કરાવતાંકરાવતા ને તેમનો ઇતિહાસ ઊકેલતાઊકેલતાં રસથી ભરીભરી કવિતાવાર્તાના આશ્રય તેમને લેવા પડતા. પોતાનો ઇતિહાસ, પોતાના પૂર્વજોનો ઇતિહાસ, આસપાસ આવી રહેલી અલૌકિક સૌન્દર્યલચી પ્રકૃતિનો ઇતિહાસ એ આપણી માનવજાતિની આદ્યકવિતા ને આદ્યવાર્તા છે આમ આપણા સાહિત્યના બે મુખ્ય અંગ–કાવ્ય અને ગદ્ય–એ આપણા લોકસાહિત્યનાં લોકગીત અને લોકવાર્તા છે. જગતના કાવ્યસાહિત્યનાં જનકજનની આમ લોકગીત અને લોકવાર્તા છે.

પૃથ્વી ઉપર વસતા ને વિસ્તરતા લોકજીવનના વિકાસની સાથે-સાથે આમ વાર્તાનું વ્યાપક થતું જતું સાહિત્ય ખીલવા લાગ્યું છે. પ્રત્યેક નાનામોટા મનુષ્યને, પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક કાલે, વાર્તા કહેવાનો, કહેવરાવવાનો, સાંભળવાનો ને સંભળાવવાનો શોખ હતો એમ જણાયછે. પ્રત્યેક પ્રજાએ, પ્રત્યેક દેશે, પ્રત્યેક ભાષાએ વાર્તા

પ્રત્યેના આ સ્વાભાવિક શોખને કેળવીને ખીલવ્યો છે. વાર્તાએ માનવને આનંદ આપ્યો છે, ભૂતવર્તમાનને સજીવન અને રસિક કર્યાં છે, કલ્પનાને જન્માવી છે અને રસવૃત્તિને ઉત્પન્ન કરીને પોષી છે. વાર્તામાં અણુગણુ કલાઓનું સુભગ સંમેલન હોય છે. એમાં રસરસના ભંડાર ભરેલા હોય છે. ધર્મઇતિહાસપુરાણુના ઉપદેશ જ્યાં પોતાના આગ્રહથી, જૂના પુરાણા ડહાપણથી કે શિખામણની લાબીચોડી ધાતોથી મનુષ્યજીવનને સંસ્કારી કરવામાં નિષ્ફલ નીવડે છે ત્યાં વાર્તા મનુષ્યસ્વભાવ અને માનવજીવનનો ઇતિહાસ કહીને એને રસમુગ્ધ કરે છે, ઉન્નત કરે છે ને સંસ્કારી બનાવે છે. એમાં માત્ર વિનોદ હોતો નથી. લોકશિક્ષણનું એ પુરાણપ્રસિદ્ધ સબળમા સબળ સાધન છે. ધર્મને જીવંત રાખવાના પ્રયાસ કરતા ધર્માચાર્યોએ, જગતમા પ્રવાસ ખેડતા પ્રવાસીઓએ, ગૃહસંસારના ઊગતા આશાસ્થાન બાળકોને ઊછેરનાર માતાપિતાઓએ, બહેનોએ ભાઇઓને, ભાઇઓએ બહેનોને ને ગુરુઓએ શિષ્યોને સૌએ વાર્તાઓની રસિક કથા કહીકહીને જ ગૃહશિક્ષણ, શાલાશિક્ષણ, સંસ્કારશિક્ષણ, ધર્મનીતિશિક્ષણ, પ્રેમશિક્ષણ અને જીવનશિક્ષણ આપ્યા કર્યું છે અને તેને સતત ચાલુ રાખ્યું છે. વેદના ઋષિઓએ, ભગવાન ગૌતમ બુદ્ધે કે મહાવીરસ્વામીએ, ઇસુએ કે તેના શિષ્યગણે, શાસ્ત્રીઓએ અને પુરાણીઓએ, વ્યાસોએ અને માણભટ્ટોએ રસિક વાર્તાસાહિત્યદ્વારા જ પોતપોતાના જીવનસંદેશ સંભળાવ્યા છે, અને વાર્તાના પોતાના સ્વાભાવિક રસને લીધે લોકસમૂહોએ તે સાભળવા યોગ્ય માન્યા છે. વાર્તાનું સાહિત્ય આમ યુગેયુગે ઉત્તરોત્તર વિકાસક્રમે ખીલતું આવ્યું છે અને હજી એમ ખીલતું જ જાય છે.

ઇંદ્ર અને વૃત્રની કથા, ઋગ્વેદમાના દશમા મંડલની ઉર્વશી અને પુરુરવસની પ્રેમકથા, એ વેદયુગની લોકકથાઓ છે.

આ પછી આ કથાઓનો વિસ્તાર ને વિકાસ શતપથ બ્રાહ્મણ-ગ્રંથ કરે છે. ઐતરેય બ્રાહ્મણ આ પછી શુનઃશેપ અને હરિશ્ચંદ્રની

કથા વર્ણવે છે. શતપથ બ્રાહ્મણમાં રામાયણ ને મહાભારતની કથાઓનાં બીજ વવાય છે. વેદયુગ ને બ્રાહ્મણયુગ પછી રામાયણનો અરણ્યકાંડ સંખ્યાબંધ આખ્યાનો ને ઉપાખ્યાનોની નોંધ લે છે. મહાભારતનું વનપર્વ તો આખ્યાનઉપાખ્યાનરૂપી વાર્તાઓનું જ વન છે. રામાયણને મહાભારતના યુગો પછી પુરાણ યુગે પણ જૂની દંતકથાઓની પ્રસિદ્ધિ કરીકરી હિન્દના જૂદાજૂદા પ્રાંતોનાં નવીન કાવ્યોને નવીન પ્રેરણાના વિષયો પૂરા પાડયા છે.

## (૨) સંસ્કૃત પ્રવાહ

આ પછી સંસ્કૃત સાહિત્યનો યુગ આવે છે. આ સાહિયમાં પૌરાણિક આખ્યાનોપાખ્યાન ઉપરાંત વાર્તાસાહિત્ય પણ ખીલેલું છે. સંસ્કૃતનાં મહાકાવ્યો ને નાટકોએ પોતાના વસ્તુ ઇતિહાસપુરાણ ઉપરાંત આ લોકપ્રિય વાર્તાસાહિત્યમાથી પણ લીધા છે.

ભાસ કવિએ પોતાના 'સ્વપ્નવાસવદત્તા,' 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' અને 'દરિદ્ર ચારુદત્તમ્,' કાલિદાસે 'માલવિકાગ્નિમિત્ર,' શૂદ્રકે 'મૃચ્છકટિક,' હર્ષદેવે 'રત્નાવલિ,' શ્રી હર્ષે 'નાગાનંદ,' ભવભૂતિએ 'માલતી માધવ,' વિશાખદત્તે મુદ્રારાક્ષસ, રાજશેખરે 'વિદ્ધશાલભંજિકા' અને 'કર્પૂરમંજરી' એમ પોતાની નાટયકૃતિયોના વસ્તુ બહુધા લોકસાહિત્યમાની લોકવાર્તાઓમાથી લીધાં છે અથવા તો પોતે નવેસરથી કલ્પ્યા છે.

ઉપરના નાટકોના વસ્તુમાં વિવિધતા, વિસ્તાર, વિકાસ કે સંકોચ એ પણ તે લોકવાર્તાઓના વિવિધતા, વિસ્તાર, વિકાસ કે સંકોચના ઇતિહાસનાં પ્રતીકો રૂપે માલમ પડે છે.

આ પછી સુબંધુની 'વાસવદત્તા'ની ગદ્યવાર્તા પણ નાટકોમાંથી જાણે ઉદ્ભવી લોકવાર્તાની ત્રીજી કે ચોથી આવૃત્તિ બને છે. દંડીનું 'દશકુમારચરિત,' બાણની જગદ્વિખ્યાત 'કાદંબરી,' કાશ્મીરના

સોમદેવનો 'કથાસરિત્સાગર' આ પછી સંસ્કૃત સાહિત્યના વાર્તા-સાહિત્યને ઊભરાવી મૂકે છે. કથાસરિત્સાગરકાર નોંધ લે છે કે આગળના પૈશાચી ભાષાના 'બૃહત્કથા' નામના વાર્તાગ્રંથને આધારે મેં આ વાર્તાઓ સંસ્કૃતમાં ઊતારી છે. સોમદેવના સમકાલીન ક્ષેમેન્દ્રે પણ પોતાની 'બૃહત્કથામંજરી' ને એ જ પૈશાચી વાર્તાગ્રંથને આધારે આલેખી છે. આ પહેલાં ચોથા શતકમાં 'બૃહત્કથાશ્લોક સંગ્રહ' નામથી નેપાળના બુદ્ધસ્વામીએ પણ આ પૈશાચી લોકવાર્તાઓમાંથી પોતાનું સંસ્કરણ કરેલું કહેવાય છે.

આ પછી વિષ્ણુશર્માની 'પંચતંત્રની વાર્તાઓ' તો ભારતવર્ષ મૂકી ઇ.સ.ના છઠ્ઠા શતકમાં ઈરાનની પ્હેલવી ભાષામાં ઊતારાય છે. પ્હેલવીમાંથી આઠમા સૈકામાં એ વાર્તા ભાષાંતર થઇ આરબીમાં હિન્દ બહાર પ્રવાસ કરે છે. આરબી પછી ત્યાંથી એ વાર્તાઓ ગ્રીક, પ્રરાની, સ્પેનિશ, હિબ્રુ એમ તેરમા સૈકા સુધીમાં તો વિશાળ જગતની ભાષાઓના પ્રવાસે નીકળી પડે છે અને વિશ્વમાન્ય બને છે.

પંદરમા શતકમાં હિબ્રુમાંથી લેટિનમાં 'પંચતંત્ર' જન્મ લે છે. લેટિન પછી જર્મન ભાષામાં પણ એ જાય છે. ઇ.સ. ૧૫૫૨માં હિબ્રુ ઉપરથી એક ઇટૅલિયન ભાષાંતર થયું ને તે પછી તે પરથી ઇ.સ. ૧૫૭૦ માં અંગ્રેજીમાં તે વાર્તા ઊતરી છે. ઇસપ ને ઍથ્રીઅસની ગ્રીક વાર્તાઓ ને આ વાર્તાઓમાં પણ અદ્દભુત સામ્ય છે. આમ આ વાર્તાઓએ આટલી બધી વિસ્તૃત, વ્યાપક ને ઊંડી અસર કરી છે. 'અરેબીઅન નાઇટ્સ'ની કથાઓનાં હાડપિંજર ઉપર ને સ્વરૂપ ઉપર પણ આપણા 'કથાસરિત્સાગર'નાં સ્વરૂપ અને રચનાની અસર છે.

પંચતંત્રના વાર્તાસંગ્રહ જેવો બીજો 'હિતોપદેશ' નામે છે. પૂર્વ જન્મની કથાઓ તરીકે બૌદ્ધ ધર્મની જાતકકથાઓ અને જૈનોની અહિંસાધર્મકથાઓ પણ આપણા દેશની લોકકથાઓનો

બીજો મહાન અને વિશાળ પ્રદેશ છે. હિંદુ ધર્માનુયાયી લોકોની લોકકથાઓ બૌદ્ધોએ ને જૈનોએ તેમ જ બૌદ્ધોની ને જૈનોની હિંદુઓએ પણ પોતપોતાના ધાર્મિક દૃષ્ટિબિન્દુથી અપનાવી છે. અને એમ એમણે પોતપોતાના સ્વધનની સમૃદ્ધિ કરી છે.

આ પછી ગુજરાતના સોઢ્ઢલ નામના વાલ્લભ કાયસ્થે અગીઆરમા શતકના પ્રથમાર્ધમાં ‘ ઉદયસુંદરીચંપૂકથા ’ લખી છે.

આ વધતા જતા વાર્તાસાહિત્યમાં મેરુતુંગાચાર્યના ‘ પ્રબંધચિન્તામણિ ’એ, વિક્રમવિષયક ‘ વેતાલપંચવિંશતિ ’એ ને ‘ સિંહાસનદ્વાત્રિંશિકાએ તેમ જ ‘ ભોજપ્રબંધ ’ અને ‘ શુકસપ્તતિ ’એ વળી અસંખ્ય વાર્તાઓ ઉમેરી આપી છે.

## (૩) પ્રાકૃત પ્રવાહ

સંસ્કૃત સાહિત્યમા ગૂંથાતી લોકવાર્તાઓ વળી લોકભાષા પ્રાકૃતમાં તે પછી ગૂંથાવા લાગી. ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં બુદ્ધ ભગવાન પ્રાકૃત લોકભાષામાં પોતાનો ધર્મોપદેશ કરવા લાગ્યા. એમના પૂર્વજન્મ વિષેની દંતકથાઓ તેમના સ્વમુખેથી તેમ જ તેમના અનુયાયીઓ તરફથી કહેવાઈ પ્રચાર પામવા મંડી. ‘ બુદ્ધલીલાવિસ્તાર ’ અથવા ‘ લલિતવિસ્તાર ’ નામથી આ વાર્તાસંગ્રહ લોકોમાં ફેલાવા લાગ્યો. વળી ભગવાન મહાવીરસ્વામીએ લોકભાષા દ્વારા આરંભેલા ઉપદેશને પરિણામે અને તેમના ધર્માચાર્યોને હાથે પણ પ્રાકૃત ભાષાઓનો વિકાસ થવા લાગ્યો. હિંદુઓની અવતારકથાઓને આમ ‘ બોધિસત્ત્વ ’ની બૌદ્ધ કલ્પનાને અને ‘ તીર્થંકર ’ની જૈન કલ્પનાઓનો સંગાથ મળ્યો. એકમેકની ધાર્મિક ભાવનાઓ અનુસાર યથેચ્છ ઘટાવીને હિન્દની આ ધર્મત્રિવેણીએ પોતપોતાની દેવચરિત્રકથાઓને, અવતારકથાઓને અને લોકવાર્તાઓને એકમેકમાં વિસ્તારી, ઉતારી ને અપનાવી. બુદ્ધદેવ પણ હિન્દુધર્મના દસમા અવતાર બની ગયા. જૈન ઋષભદેવજી હિંદુધર્મના ચોવીસમા અવતાર બની ગયા. રામચરિત્રે જૈન ધર્મના નવસંસ્કાર

લઈને 'પઉમચરિયમ્' નામ ધારણ કર્યું. આમ વાર્તાસાહિત્યની રસિક, વિશાળ ને ઉદાર ભૂમિ ઉપર ધર્મો, તેમના ઉદ્દેશો ને ઉપદેશો બહુ જ ઉદારતાપૂર્વક એકમેકને ભેટે છે.

આ કાલમા પાલી, માગધી, અર્ધમાગધી વગેરે પ્રાકૃત ભાષાઓમા લોકવાર્તાનુ થોકબધ સાહિત્ય ખીલ્યું હોય એમ લાગે છે, પણ તેમાના કેટલાક સાહિત્યનો નાશ પણ સંભવે છે 'બૃહત્કથા'ની પૈશાચી કથાનો ઇતિહાસ આ વાતનો પુરાવો કહેવાય.

આગળ જતા પ્રાકૃત ભાષાઓ ઉપર સંસ્કૃતે પોતાનો પુનઃ સર્વોપરિ અધિકાર પ્રાપ્ત કર્યો ત્યારે આ પ્રાકૃત ભાષાના ગ્રંથોના વળી પુનઃ નવીન સંસ્કરણો થવા લાગ્યા 'બૃહત્કથા'ની માફક બીજા કે ત્રીજા શતકમા રચાયલી એક 'તરંગવતી' નામની સરસ કથાનો પણ રસિક ઇતિહાસ છે. આ પ્રાકૃત 'તરંગલોલા' અથવા 'તરંગવતી' વાર્તા સંસ્કૃત 'વાસવદત્તા' જેટલી જ વાર્તારસિકોમા લોકપ્રિય હતી પાદલિપ્તાચાર્ય નામના જૈનાચાર્યની રચેલી આ લોકવાર્તા ગુણાઢ્યની 'બૃહત્કથા' માફક આજ સુધી ગૂમ થઈ ગઈ છે. એની મૂળ કથાના સારરૂપે ૧૭૦૦મા પ્રાકૃત આર્યાઓમા એક જૈન યતિ નેમિચંદ્રગણિએ એ વાર્તાને ઊગારી લીધી છે અને તેની બે હાથપ્રતોપરથી જર્મન પંડિત ડૉ. અર્નેસ્ટ લોયમેને એનો જર્મન સક્ષેપ કર્યો છે (ઇ. સ. ૧૯૨૧). તે ઉપરથી શ્રી. નરસિંહભાઈ પટેલે તેને ગુજરાતીમા 'સાધ્વીની કથા' એ નામે ઇ. સ. ૧૯૨૭માં ઊતારી છે. વાર્તારસિકોમા જે વ્યાપક ખ્યાતિ આ વાર્તાએ મેળવી છે તેના પડઘા હજી પણ આ છેલ્લા ગુજરાતી ભાષાન્તરમા પડે છે.

આમ ઉત્તરોત્તર ખીલતી લોકવાર્તા એના જન્મ, વસ્તુસંકલના, રૂપગુણ અને જીવનવિકાસમાં દિવ્ય જ્યોતિઓનો, દેવ અને માનવ વચ્ચેના સેતુરૂપ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પુરુષાર્થોનો આશ્રય કરીને, એમને પોતાનો પ્રિય વિષય બનાવીને માનવજાતિથી

ઘડાતા સમાજના જીવનમાં અંગેઅંગે અને આત્માઆત્માએ પ્રવેશ કરે છે. એ દિવ્યકુમારી પોતાનું નિર્દોષ જીવન વિકસાવી કાલક્રમે યુવતી બને છે. પ્રેમનાં અભિલાષા અને આદર્શ જામતાં એ પછી નવોઢા બને છે અને ઉદ્દ્યોતન કહે છે તે પ્રમાણે એ નવોઢા, અલંકારવતી, નૂપુરના રુમઝુમ ઝંકાર કરતી, સૌભાગ્યના ઉન્નત ભાવથી ભરીભરી, છટાએ ચાલતી, કોમળ, સુંદર અને ભવ્ય બની પુરુષના મનને અને જીવનને અનુકૂલ બની રહે છે.

## (૪) દેશ્ય ભાષાપ્રવાહ

પ્રાકૃત પછી લોકવાર્તા દેશ્ય ભાષાઓમાં હિંદી, બંગાળી અને મુકાબલે થોડા પ્રમાણમાં પણ મરાઠી વગેરે સંસ્કૃતની પુત્રીઓમા તેમ જ દ્રાવિડ પુત્રીઓમાં જન્મ અને પ્રતિજન્મ ધારણ કરી, ભિન્નભિન્ન લોકરુચિને તેમની પ્રાંતીય લાક્ષણિક રસવૃત્તિ અનુસાર વ્યાપક વિકાસ-ક્રમ સાધે છે. ગુજરાતમાં પણ એ ગુજરાતીઓ જેવી સાહસિક, રસિક, વૈભવવિલાસી અને સંસ્કારી પ્રજાના જીવનના ભીતરમાં ઊતરી છે અને અને મહાસંસ્કૃતથી માંડી પ્રાકૃત અને અપભ્રંશમાં ગૂંથાઇ જૂની ને મધ્યકાલીન ગુજરાતી ભાષામાં ગૂંથાઈ નરસિંહ યુગમાં, નાકરયુગમા, પ્રેમાનંદયુગમાં, શામળયુગમાં ને છેલ્લા દયારામયુગમાં એ આવી પહોંચે છે.

'હંસાવતીવિક્રમચરિત્રવિવાહ'ની વાર્તા (સં. ૧૬૧૬) આપણા નાકરયુગ જૂના સાહિત્ય(સં. ૧૬૦૧–૧૬૯૩)ની વાર્તા છે. જૂની ગુજરાતીમાં લખાયેલી આ વાર્તા નરસિંહયુગ (સં. ૧૪૦૧ થી ૧૬૦૦) અને નાકરયુગમાં આલેખાયલા લોકહૃદયમાં સ્થાયી સ્થાન પામેલા વિક્રમાદિત્યના ઐતિહાસિક યુગને લગતી વાર્તા છે.

## (૪) આપણી લોકવાર્તાસાહિત્યકૃતિઓની આનુપૂર્વી

| વિ. સં. | વાર્તાનું નામ | લેખક |
|---|---|---|
| ૧–૨ સૈકામાં | બૃહત્કથા (પૈશાચી) | ગુણાઢ્ય |
| ૬–૭ સૈકામાં | પંચતંત્ર (સંસ્કૃત) | વિષ્ણુશર્મા |
| ,, ,, | દશકુમારચરિત ,, | દંડી |
| ,, ,, | વાસવદત્તા ,, | સુબંધુ |
| ,, ,, | કાદંબરી ,, | બાણ |
| ૮૭૫ | કુવલયમાલા | દાક્ષિણ્ય ચંદ્રસૂરિ |
| ... | કથાકોશ | ચંદ્રમુનિ |
| ... | ભવિસયત્તકથા (સુપંચમીકહા) | ધનપાલ |
| ૧૦૯૩ | બૃહત્કથામંજરી (સંસ્કૃત) | ક્ષેમેન્દ્ર |
| ... | ચૌરપંચાશિકા | બિલ્હણ |
| ... | તિલકમંજરી | ધનપાલ |
| ૧૧૨૩ | વિલાસવઈકહા [વિલાસવતી કથા] | સાધારણ |
| ... | લીલાવતી | ભૂષણભટ્ટસુત |
| ૧૧૨૬ | કથાસરિત્સાગર (સંસ્કૃત) | સોમદેવ |
| ૧૨૫૦ (આશરે) | અંબડરથાનક (સંસ્કૃત) | રત્નસૂરિ |
| ૧૨૮૫ | વિદ્યાવિલાસિની | વિનયચંદ્ર |
| ૧૪–૧૫મું સૈકું | હિતોપદેશ (સંસ્કૃત) | (?) |
| ૧૪૧૧ | હંસવત્સચઉપઈ | વિનયચંદ્ર |
| ૧૪૧૬ | વેતાલપંચવિંશતિ | (?) |
| ૧૪૬૩(?) | સિંહાસનદ્વાત્રિંશિકા | (?) |
| ૧૪૬૬ | સદયવત્સવીરચરિત્ર | ભીમ |
| ૧૪૮૫ | વિદ્યાવિલાસપવાડો | હીરાણંદસૂરિ |
| ... | કાદંબરી | ભાલણ |
| ૧૫૧૩ | હંસવત્સકથા | આસાયત |
| ૧૫૧૭ | સદયવત્સકથા | હર્ષવર્ધનગણિ |

| | | |
|---|---|---|
| ૧૫૧૯ | સીંધાસણબત્રીસી | મલયચંદ્ર |
| ૧૫૨૯ | સિંહાસનદ્વાત્રિંશિકા | (?) |
| ૧૫૩૬ | ,, | હીરકલશ |
| ૧૫૪૫ | નંદબત્રીસી | નરપતિ |
| ૧૫૫૬ | પંચદંડચઉપઈ | જીનહર્ષ (?) જીનહર (?) |
| ૧૫૬૦ | ,, ની વાર્તા (વિક્રમકથા) | નરપતિ |
| ૧૫૬૦ | નંદબત્રીસીચઊપઈ | સિંહકુશલ |
| ૧૫૬૦ | વિક્રમસેનચઊપઇ | ઉદયભાણ |
| ૧૫૬૫ | વિક્રમરાસ | ઉદયભાનુ |
| ૧૫૭૧ | અંબડકથા (ગદ્ય) | જ્યસોમ |
| ૧૫૭૪ | માધવકામકુંડલાપ્રબંધ | નરસાસુત ગણપતિ |
| ૧૫૭૮ | પૃથ્વીચંદ્રચરિત્ર | માણિક્યસુંદરસૂરિ |
| ૧૫૯૭ | મારુઢોલાચઊપઇ | કુશલલાભ |
| ... | પ્રેમાવતીની ગાથા | (?) |
| ૧૬૦૫ | કર્પૂરમંજરી | મતિસાર (જૈનેતર) |
| ૧૬૧૩ | ,, સાર | કનકસુંદર |
| ૧૬૧૬ | હંસાવતીવિક્રમચરિત્રવિવાહ | મધુસૂદન વ્યાસ |
| ,, | સિંહાસનદ્વાત્રિંશિકાચઊપઇ | સિદ્ધસૂરિ |
| ,, | માધવકામકુંડલારાસ | કુશલલાભ |
| ૧૬૧૭ | મારુઢોલાચોપઇ | ,, |
| ૧૬૧૯ | વૈતાલપચીસી | દેવશીલ |
| ૧૬૨૧ | વિક્રમપ્રબંધ | રાજધર |
| ૧૬૨૨ | પંચોપાખ્યાનચતુષ્પદી | રત્નસુંદર |
| ૧૬૨૬ | બિલ્હણપંચાશિકા | જ્ઞાનાચાર્ય |
| ૧૬૩૩ | કર્પૂરમંજરીરાસ | કનકસુંદર |
| ૧૬૩૫ | રસમંજરી (સ્રીચરિત્ર) | વછરાજ |
| ૧૬૩૬ | કર્પૂરમંજરીરાસ | કનકસુંદર |

| | | |
|---|---|---|
| ૧૬૩૮ | વિક્રમ અને ખાપરા ચોરનો રાસ | મંગલમાણેક |
| ,, | સુડાબોહોતેરી | રત્નસુંદર |
| ૧૬૩૯ | અંબડકથારાસ | મંગલમાણેક |
| ૧૬૪૧ | રૂપસુંદરરાસ | નયસુંદર |
| ,, | કનકાવતી | હેમશ્રી (સ્ત્રી) |
| ૧૬૪૬ | સુરસુંદરીરાસ | નયસુંદર |
| ,, | વૈતાલપચીશી (ગદ્ય) | હેમાનંદ |
| ,, | ,, | હીરકલશ |
| ૧૬૪૮ | પંચાખ્યાનભાષાચઉપઇ | વછરાજ |
| ૧૬૫૧ | ભોજપ્રબંધચોપાઇ | સારંગ |
| ૧૬૫૭ | મારુઢોલાચોપાઇ | (?) |
| ૧૬૬૭ | સગાળસાહરાસ | કનકસુંદર |
| ૧૬૭૦ | સ્ત્રીચરિત્રરાસ | જ્ઞાનદાસ |
| ૧૬૭૨ | વિદ્યાવિલાસચોપાઇ | માણેક |
| ૧૬૭૩ | હંસા ચારખંડી ( હંસાવલી ) | શિવદાસ |
| ૧૬૭૮ | સિંહાસનબત્રીસી | સંઘવિજય |
| ૧૬૮૩ | વિક્રમચરિત્રચઉપઇ | મંગલમાણેક |
| ૧૬૯૭ | સદયવત્સસાવલિંગાચઉપાઇ | કીર્તિવર્ધન |
| ૧૭૦૦(?) | શીલવતીનો રાસ | નેમવિજય |
| ૧૭૦૦ | તરંગવતી | નેમીચંદ્ર |
| ... | શનિશ્ચરવિક્રમરાસ | ધર્મસિંહ |
| ૧૭૦૭ | રૂપસુંદરની કથા | માધવદાસ |
| ૧૭૦૮ | કુસુમશ્રીરાસ | ગંગવિજય |
| ૧૭૧૧ | ચંદનમલયાગરીનો રાસ | સુમતિહંસ |
| ૧૭૧૫ | ચંપકસેનચઉપઇ | (?) |
| ,, | વૈતાલપચીસી | (?) |
| ૧૭૨૪ | વિક્રમચરિત્રચતુષ્પદિકારાસ | અભયસોમ |

| | | |
|---|---|---|
| ૧૭૨૪ | વિક્રમચરિત્ર | પરમસાગર |
| ૧૭૨૫ | કામાવતીની કથા | વીરજી |
| ૧૭૨૭ | માધવાનળની કથા | (?) |
| ૧૭૩૨ | વિનેચટની વાર્તા | જૈનબંધુઓ અને સુખબંધુ |
| ૧૭૩૬ | ચંદનમલયાગરીનો રાસ | અજિતચંદ્ર |
| ૧૭૪૦ | વિક્રમપંચદંડચોપઈ | લક્ષ્મીવલ્લભ |
| ૧૭૬૦ | મિત્રધર્માખ્યાન | વલ્લભ |
| ૧૭૭૪ | સિંહાસનબત્રીસી (પંદર વાર્તા) | શામળ ભટ્ટ |
| ૧૭૭૭–૮૫ | પદ્માવતીની વાર્તા | શામળ ભટ્ટ |
| ૧૭૮૨ | નંદબત્રીસી | (?) |
| ૧૮૨૧ | સુડાબોતેરી | શામળ ભટ્ટ |

## વગર સાલની કૃતિઓ

| | | |
|---|---|---|
| (?) | સિંહાસનદ્વાત્રિંશિકા | ક્ષેમંકર |
| (?) | સદયવત્સચઉપઈ | નિત્યલાભ |

૭

# હંસાવતીવિક્રમચરિત્રવિવાહ : વાર્તાસાર

ભૂમંડળવિખ્યાત અવંતીનગરીમા વિક્રમાદિત્ય રાજાધિરાજ રાજ્યાસને હતા રાજાધિરાજના આધિપત્ય તળે અવંતીનગરી સર્વ પ્રકારની સમૃદ્ધિઓથી ભરપૂર હતી રાજા એક દિવસ સભા ભરીને બિરાજ્યા હતા તેવામા યુવરાજકુમાર વિક્રમચરિત્ર ત્યા આવ્યો પોતાના પરાક્રમી વીરપુત્ર અને ભાવિ સમ્રાટ્‌ને યોગ્ય કોઇ સામાન્ય જોઇએ, અને તે વળી પદ્મિની જોઇએ એવી રાજાને ઇચ્છા થઇ. આવી પુત્રવધૂ શોધી કાઢવા મહારાજાએ બીડું ધર્યું અને તે સ્વીકારવા એમનો પ્રધાન રાજપાલ ઊભો થયો પદ્મિની શોધી કાઢીને સાત જ દિવસમા પાછા આવવાની પ્રધાને ખાતરી આપી જોઇતી સાધનસામગ્રી લઇ પ્રધાને પ્રસ્થાન કર્યું. અનેક પ્રદેશો ખૂદંતોખૂદંતો તે ગુજરાતના ખંભાત બંદરે જઈ ચડ્યો ખંભાતમા પ્રવેશ કરતા જ શુભ શકુન જાણે આપતી હોય તેમ માળણ સામી મળી ખંભાતનો રાજા અંબકરાય અને લક્ષ્મણરાય કરી તેનો પ્રધાન હતો માળણ અવંતીના અતિથિને લક્ષ્મણરાયને ઘેર લઇ ગઈ લક્ષ્મણરાયની પત્ની લીલાવતીએ રાજપાલપ્રધાનને આવકાર આપ્યો ને તેના આગમનનું કારણ પૂછી વાકેફ થઈ ખંભાતપ્રધાન ઘેર આવ્યો ને બન્ને પ્રધાનો અરસપરસ મળ્યા ખંભાતની રાજકુમારીનુ માગુ કરવા રાજપાલે લક્ષ્મણને કહ્યુ અને રાજાને ખબર કરવા વીનતી કરી વિક્રમ જેવા રાજાધિરાજના પુત્ર માટે પોતાની પદ્મિનીરાજકુમારીની માગણીથી અંબકસેન રાજાને આનંદ થયો એક મહીનાની અવધ નક્કી થઇ એટલામા વિક્રમચરિત્ર પરણવા માટે નહી આવે તો પછી પોતાની પરણવા યોગ્ય પુત્રીનો વિવાહ ફોગ ગણાશે

પ્રવાસમા ખંભાત આવતાઆવતા પ્રધાનને અઢી વર્ષ ને સાત દિવસ થયા. તે ઉતાવળો અવંતી ગયો પણ બહુ જ વખત

ગૂમાવવા માટે વિક્રમરાજના ક્રોધનો પાત્ર થયો. એને નોકરીમાંથી છૂટો કરવામાં આવ્યો. રાજપાલનો પ્રવાસશ્રમ અને મહેનત બરબાદ થવાથી એ નિરાશ થઈ ગયો. મહારાજાએ એનું કંઈ જ સાંભળવા ચોખ્ખી ના પાડી.

એને માટે હવે એક જ ઉપાય રહ્યો. એ વિક્રમચરિત્ર પાસે ગયો. પદ્મિનીની શોધમાં થયેલા પોતાના અપાર શ્રમની અને ઋતુ-ઋતુના ચાલુ પ્રવાસની દુઃખવાર્તા તેને સપ્રેદ સંભળાવી. છેવટે પદ્મિની શોધવામાં હું સફળ થયો ત્યારે અવંતી આવતાં મારું સર્વ ઊંધું વળ્યું. મારા દુઃખનો હવે પાર નથી. પણ પદ્મિનીનાં ભારોભાર વખાણ કરીને રાજપાલે છેવટે રાજકુમારને હંસાના રૂપગુણથી જાણીતો અને પ્રેમમુગ્ધ કર્યો.

રાજકુમાર હંસાઘેલો થયો. એનાં મુખદર્શન કરું તો જ અન્ન લઉં એવી પ્રતિજ્ઞા કરી પોતાના પવનવેગી ગંગાજલ ઘોડા ઉપર એ સવાર થયો અને ખંભાત તરફ ઊપડી ગયો.

બીજી તરફથી અવધ વીતી ગઇ હતી તેથી ખંભાતરાજાએ હંસાના વિવાહ કનોજના રાજા મંગલરાયના પુત્ર ભીમકરાય સાથે નક્કી કરી દીધા અને જાન તેડાવી. કનોજની જાન ખંભાત આવી પહોંચવાની તૈયારી હતી. વિક્રમચરિત્રને ખંભાતમાં પ્રવેશતાં પેલી માળણ મળી. તે તેને લીલાવતી પાસે લઇ ગઇ. યુવરાજકુમાર માટે જમવાની તૈયારીઓ થઈ પણ એને તો હંસાને મળ્યા વિના જમવાની આખડી હતી. પ્રધાન અને પ્રધાનપત્ની બંને મૂંઝાયાં. હવે શું કરવું? હંસા પરણીને હંમેશની સાસરે જશે માટે રાજાને વીનતી કરી તેને જમવાનું આમંત્રણ કરવા લીલાએ પ્રધાન સાથે કહેવરાવ્યું. લગનની વરધીમાં બીજે જમવા જવા રાજકન્યાને નહીં મોકલું એમ પહેલાં તો રાજાએ આનાકાની કરી. પણ પ્રધાનના આગ્રહને છેવટે માન આપવામાં આવ્યું. રસોઇ તૈયાર થઇ. રાજપુત્રી પ્રધાનને ઘેર

ગઇ અને લીનાવતીએ તેને યુક્તિથી વિક્રમચરિત્ર સાથે મેળવી દીધી બન્ને એક બીજાને જોઇને પ્રેમલુબ્ધ થયા. રાજકુમાર હ'સાને હાથે જમ્યો બન્ને વચ્ચે કોલ, નિશ્ચય ને સ'કેત થયા. હ'સાએ કહ્યુ —

'× × ટાઢિ રહિજ્યો આવી સહી
એક જમાડિ બીજો વરિ, તેહેનો પિંડ તે પાપિ ભરિ
પુરુષ દૂઇનિ જાઇ ટલી તે સમ તેહેનિ લાગી વલી'૩૨૨–૩૨૪

કનોજની જાન આવી ગઈ વાગતુંવાગતું જાનનું સાજનમંડળ માડવે ગયું સાઝનો વખત થયો. રાજકુમાર ગ'ગાજળ પનાણીને રાજમહેલની પાસે ગયો હ'સાને નીચે આવતાં વાર થઇ રાજ-કુમારે ગઢમા તપાસ કરવાનો વિચાર કરી ત્યા ઊભેલા એક પાલાને થોડી વાર ઘોડો ધીર્યો પણ એટલામા હ'સા નીચે ઊતરી આવી ઘોડે ચઢી ગઈ અને પાલાએ ઘોડો મારી મૂક્યો

કનોજનો રાજકુમાર પોખાયો પણ પરણવા કોણ આવે? એક દાસી હ'સાને બદલે આવી ને ખબર કર્યા કે હ'સાને તો કોઈ વીર લઇ ગયો ! લગ્નમા આવી પડેલા અણધાર્યા વિઘ્ને ભારે ધાધલ મચવ્યુ ને બધે હો હો થઇ.

ભેદમા ને ભેદમા હ'સા ને પાળો રતોવાઈ આગળ ને આગળ એક દિશામા ચાલ્યા જાય છે ખ'ભાતમા વિક્રમચરિત્ર બની ગયો થોડી વારમા સ'કેતસ્થળે આવ્યો તો હ'સા ને ઘોડો બન્નેમાથી કોઈ ભળે નહીં ! કનોજનો રાજકુમાર પણ બની ગયો હ'સાએ રસ્તે પાળાને ઊખાણા ઉપર ઊખાણા પૂછવા માડ્યા, પણ તેની આગળ પાળાનું ક્યા સુધી ગજુ? એ તો ઠ'ડો જ થઈ ગયો હતો ઉત્તર ન મળતા હ'સા ગભરાઈ એને કઇક વહેમ આવ્યો સવાર થયુ ને પાળાએ ખરી હકીકત કહી કબૂલાત કરી હ'સાના દુ:ખ ને નિરાશાનો હવે છેડો ન્હોતો નહી

વિક્રમચરિત્ર ગયો. ૫૨ પુરૂષને અને તે પણ બુડથલને હાથ હંસા પડી. હવે શો ઉપાય? પસ્તાવો થાય છે, પણ હવે શું? કર્મનો દોષ કાઢીકાઢી આગળનાં સુખ ને વસમી વીતકો યાદ કરીકરી અનાથ રાજકુમારી છાતીફાટ રડવા લાગી.

'રૂદન કરિ ઊક્રસિ ઊર, મહાનદી જિમ આવિ પૂર!
નયણિ નીર ન માઈ ખરૂં, અરે દૈવ! હવિ કિમ કરું? ૪૦૭
× × ×
વર વંસઇ કાં હૂં અવતરી? વિક્રમચરિત્ર કાં હૂં અનુસરી?
કાં મિ મહિયરસુખ પરહર્યૂં? અરે દૈવ! હવિ સ્યૂં કરું?' ૪૧૦

બીચારી હંસા રડીરડીને થાકી. રાત વીતી જવાની થઈ. શું કરવું તેનો મનથી ઘાટ ઘડવા મંડી: કોઇ પણ રીતે આ ભૂતથી તો હૂં ભાગું જ.

એક ગામ આવ્યું. તે પાલાને કહે છે: અહીં ઊતરો. આગળ શું ખાઇશું? હવે થનાર વસ્તુ થઈ ગઈ. મન મૂકી મારી સાથે મળો. જરા મને કહેશો કે આ ઘોડાનો અસવાર ક્યાં ગયો? પાળાએ બધીએ બાકીની કબૂલાત કરી દીધી. હંસા ફરીથી કપાળ કૂટીને સરલ સ્વરે ગાઢ વિલાપ કરવા લાગી:

'હૈ! હૈ! દૈવ! તિ સ્યૂં કર્યૂં? આમ કાં નાખ્યાં હો રાનિ?
કનક સોહાવ્યૂં રે કાગનિ! માણિક્ય મીનીનિ કાનિ!
રુદન કરે રે હંસાવતી! ૪૪૦
× × ×
નિર્મલ કુલમાં હું ઊપની, કર્મિં દીધી ઊપરાટિ;
સ્યાંરયાં દુઃખ રે મઝ સાંભરિ, હૈયડા! હવિ સિ ન ફાટિ! રુદન. ૪૪૨
× × ×
મૂઝ મુખ માઠી નીહાલતાં, કહિતાં કૂંઅરીસોભાગ;
પુરષ પનોતો કો પામસિ જેહનૂં હોસિ રે ભાગિ! રુદન. ૪૪૭

× × ×

વર વરાવો રે જો મલિ, સાંભલિ લખમણુ! વાત;
અમ્હ ઘરિ આવી રહેજો નહિ તો આપું સઘલી ગુજરાતિ.
રદન. ૪૫૧

× × ×

વિષયારૂપી રે શાકિની! હઈય ન મૂકિ રે પૂંઠી?
નેહ લગાડો રે નાહસ, હવિ કિમ કિજિ રે ત્રૂટિ? રદન. ૪૫૪

× × ×

મહિયર મેહેલી નીસરી, કાંઈ ન સીધું રે કાજ!
પુહોક ન આવ્યો હાથિ બલી, રાત્રંબક લાગી રે લાજ. રદન. ૪૬૧

ટિલડું ભિંડું રે તાતનિ, ચોખિ કુલિ લાગી રે લાખ;
માંચી બિઠા રે મૂઢ થકી, આંપણુ લાગું રે સાખ! રદન. ૪૬૨

સદાની શુદ્ધ પદ્મિની થાકી છેવટ કહે છે: કર્મ કરે તે હોય. એણે હૈયું હેઠું કર્યું અને ધીરજ રાખી કે દુઃખ પાછળ સુખ આવશે જ આવશે.

હંસાએ યુક્તિ કરી સાત ટંકા આપી, પાલાને ગામમાં ખાવાનું લેવા મોકલ્યો. એ ગયો કે પોતે પુરુષવેશ લઈ લીધો. ગંગાજલને પગે પડી ભવેભવે વિક્રમચરિત્રને જ ભરતાર માગ્યો. સૂર્યોદય જોઈ એણે પૂર્વ દિશા ભણી ગંગાયમુનાના સંગમ તરફ ઘોડો મારી મૂક્યો.

બેચાર દિવસ વીત્યા. એક ભયંકર મહાવન આવ્યું. રાત્રિ પડી. એક વડને થડ ઊતરી પડી હંસા વિશ્રામ લેવા બેઠી.

વડ ઉપર એક ગરુડપંખી રહે છે. તેના ચાર પુત્રો ચારે દિશામાં પ્રવાસે જાય છે અને પાછા આવી દરેક દિવસનો દતિહાસ પોતાના પિતાને કહે છે. તે રાતે બધા જ પુત્રો સામટા ઘેર આવ્યા હતા.

ઊજ્જેણી જઈ આવનાર ગરુડપુત્રે વિક્રમાદિત્યની ને પુત્રવિજોગી સત્યવતીરાણીના કુમાર વિક્રમચરિત્ર ગૂમ થવાની દુઃખદ વાર્તા કહી. સાંત્વન કરવા વિક્રમે બધે શોધાશોધ કરાવી. પણ કંઇ જ ન વળ્યું. રાણી સાથે બધો રણવાસ રૂદન કરવા લાગ્યો. એક બ્રાહ્મણે આવી રાણીને પુત્રવિયોગ દૂર કરવા માટે શક્તિપૂજા કરવાની ભલામણ કરી. રાણીએ અનશન વ્રત લીધું છે અને તે શક્તિપૂજામાં રોકાઇ ગઇ છે.

બીજો ગરુડપુત્ર જે પશ્ચિમ ગુજરાત તરફથી–ખંભાત તરફથી–આવ્યો હતો તે બોલ્યોઃ પિતાજી! એક અસંભવ વાત બની ગઈ છે. ખંભાતના ત્ર્યંબકસેનરાજાની કુંવરી માટે કનોજથી ભભકાભેર જાન આવી હતી. ભીમકરાય આવી માહ્યરામાં બેઠા અને કન્યાની પધરામણી થવાની હતી એટલામાં તો કોઇએ એ જ કન્યાનું હરણ કર્યું. કન્યાને બદલે કોઈ દાસી પરણવા આવી! કન્યા ગૂમ થવાથી બન્ને પક્ષમાં હાહાકાર થયો. કન્યાની બધે બહુ શોધ કરવામા આવી; પણ પત્તો જ લાગતો નથી. પરણવા આવનાર બિચારો બની જવાથી આશાભંગ થઇ ગયો છે. એને લીલે મોંએ પાછા કનોજ જવુ નથી. કન્યાના ભારે વિરહનો માર્યો તે જાનથી છૂટો પડી કહીં નીકળી ગયો છે અને તેનો પણ પત્તો નથી. વર વગરની જાન પાછી કનોજ ફરી છે.

ગરુડનો ત્રીજો પુત્ર કનોજ ભણીથી આવ્યો હતો. મંગલસેન રાજાનો પુત્ર ભીમક જાન લઈ ખંભાત ગયો ત્યાં કન્યાનું અચિંત્યું હરણ થયું. જાનૈયા વર વગર ડાઘુ જેવા પાછા આવ્યા છે ને રાજાના શોકનો પાર રહ્યો નથી. રાજા પુત્રવિરહના શોકથી ઝૂરવા લાગ્યો છે. એક પુરોહિતે તેને ત્રણ દિવસનું અશોકવ્રત લેવાનું કહેવાથી એણે ત્રણ દિવસના ઉપવાસ આદર્યા છે.

ચોથો ગરુડપુત્ર જે ગંગાયમુનાના સંગમ ઉપર પ્રયાગરાજ જઈ આવ્યો હતો તે બોલ્યો : પ્રયાગરાજ જેવું પૃથ્વીતટે કોઈ તીર્થ નથી. એ સ્વર્ગની વાટ જેવું છે. ત્યાંનો રાજા વૃદ્ધ હોવા છતાં ને

તેના સુખનો પાર ન હોવા છતાં એ અપુત્ર છે. પુત્ર વગરના પિતાના દુઃખની શી વાત કરવી? રાજા અંતે કંટાળી રાજ્ય ત્યાગી ત્રિવેણી જઈને કરવત મૂકાવવા તૈયાર થયો. એ કરવત મૂકાવતો હતો ત્યાં તો આકાશવાણી થઈ: "શા માટે તમે ખાલી જીવની હત્યાનું પાપ વહોરો છો? તમે કોઈને ધર્મપુત્ર કરી લો."

સવાર થયું. હંસાકુમારી વિચાર કરે છે: મારી ઓળખ છૂપાવી છૂપાવી શકાશે નહીં. ચાલ જીવ! હું પણ ત્રિવેણી જઈ કરવત મૂકાવું ને દુઃખનો આરો લાવું. એ પ્રયાગ ગઈ. સ્નાન કર્યું. બ્રાહ્મણોને દાન દીધાં. કરવત મૂકાવે છે એટલામાં ત્યાં દસવીસ બ્રાહ્મણો આવ્યા. તે બોલ્યા: આ તો આપણા રાજાજીનો કુંવર થવા યોગ્ય છે. એક જઈને રાજાને વધામણી આપી. રાજાએ એકદમ કરવતના મનાઈ-હુકમ કાઢયા. હંસાને રાજગઢમાં બોલાવવામાં આવી. રાજાએ ગુરુ આગળ જાહેર કર્યું: હું આ સુંદર કુમારને મારો ધર્મપુત્ર કરીશ. ગુરુએ પણ તેમાં સંમતિ આપી ને ઉજ્જવળ ભવિષ્યવાણી ભાખી. રાણીઓ પણ ખુશખુશ થઈ ગઈ. હંસાને આમ રાજ્ય મળ્યું. એની આણ વર્તાવવા સમસ્ત દેશમાં જાહેરાત કરવામાં આવી. કરવતની ક્રૂર પ્રથા પણ બંધ કરવામાં આવી.

પાછળ રહી ગયેલો પેલો ગંડુ પાળો ગામમાં ગયો. વિવિધ જાતિનાં પકવાન ત્યાં મળતા હતાં છતાં ફરીફરીને દાળિયા ને ગોળની તેણે મોટી ખરીદી કરી. આખું બજાર એને જોઈ હસવા લાગ્યું. એ પાદરે આવી જુએ છે તો હંસા પણ પલાયન કરી ગઈ છે. હવે એ શું કરે? પોતાના અભાગિયા કર્મને દોષ દઈ ભારે વિલાપ કરી એ રડવા લાગ્યો. આપઘાત કરવાની એણે તૈયારી કરી. છેવટે એણે પણ નિશ્ચય કર્યો:

> 'આગે જઈને પ્રાણ તજું આથવકેરે રે બારિ;
> ઘોડો માહારૂં બેસણું, હું માગું એક ઘરનારી!
> અભાગિયા કર્મ! ન પોહોતી આસ!' ૫૯૭

દુઃખનો માર્યો એ ત્રિવેણીપરના કરવત ભણી ચાલ્યો. કરવત મૂકાવતાં પહેલાં એણે સ્વાભાવિક પોતાને મળેલા ઘોડાની અને સ્ત્રીની વાત કહી. પ્રયાગરાજના રાજાએ કહ્યું: લે આ ચારસો ટંકા ને બીજા ઘોડો ને સ્ત્રી લાવજે. પાલાભાઇ તો ખુશખુશ થઇ પોતાને રસ્તે ચાલતા થયા.

પણ એટલામાં કરવત ઉપર કનોજનો રાજા પણ આવ્યો. તેણે પોતાના મહાદુઃખની વાત કહી. એને આશ્વાસક જવાબ મળ્યો:

'સુણિ ભૂપતિરાય! તાહારી હોય તો કિહાં ન જાઇ; ૬૦૮

× × ×

આપું ટંકા સહસ ત્રીસ, ઊપરિ આપું ઘોડા વીસ;
જો જાત્રા કરિ ધરિ જાય, બેટિ દેસિ કોએક રાય.'

કહેવા પ્રમાણે ટંકા આપીને ભીમકરાયને વિદાય કરવામાં આવ્યો.

આ પછી વિક્રમચરિત્ર પણ કરવત પાસે આવ્યો. એ મરવા તૈયાર થયો. આ ખબર હંસા આગળ ગયા. તે એકદમ પોતાના પુરુષવેશ માટે મનમાં હસતીહસતી ત્યાં આવી. પોતે રાજકુમારને પોતાને આવાસે લઈ ગઇ. હંસા પુરુષવેશ બદલી 'હંસા' બની ગઇ. બંનેના આનંદનો પાર રહ્યો નહીં. આમ ત્રણ માસ વીતી ગયા. વૃદ્ધ રાજાને સમાચાર મોકલવામાં આવ્યા કે પુરુષવેશમા એક અપ્સરા જેવી કોઈ સ્ત્રી આવી હતી તેને મેં મારી પાસે રાખી છે. એને પરણવાની તમે મને રજા આપો તો જ હું તમારા સિંહાસને બેસું. રાજાએ ખુશ થઈ એમાં સંમતિ આપી. લગ્નના મુહૂર્તના ૭ દિન બાકી રહ્યા છે. બધી સજાઈઓ સજવામાં આવી. છે.

હંસાવિક્રમચરિત્રના ધામધૂમથી હસ્તમેળાપ થયા. એમનું જોડું રતિ અને કામદેવ જેવું શોભવા લાગ્યું.

લગ્નને ત્રણ માસ વીતી ગયા. હવે વિક્રમચરિત્રે પિતાને મળવું જોઇએ. એક મંત્ર રચાયો. વૃદ્ધ રાજાને કહેવડાવ્યું કે તમારી ભૂમિ દબાવનાર વિક્રમ ઉપર ચાલો આપણે સેના સાથે આક્રમણ કરીએ.

રાજાએ મહાભાગ્ય માની હા કહી. વળી વધુ રજા માગવામાં આવી : 'કહો તો સાથે આપની પુત્રવધૂને પણ લઈ લઉં'. તેમ કરવાની પણ રજા મળી. લશ્કર 'માલવદેશ ભણી ધમધોકાર ધપવા લાગ્યું.

ઊજેણી આગળ મુકામ નંખાયો. વિક્રમદેવને જમવાનું આમંત્રણ મોકલવામાં આવ્યું. તમે નહીં જમવા આવો તો અમે રાજ્યમાં પેસીશું ને રાજ્ય સર કરીશું. વિક્રમ જમવા આવ્યો તો પુત્રમુખ જોઇને રાજીરાજી થઇ ગયો. સ્થળેસ્થળે આનંદ ફેલાયો. વિક્રમે રાજપાલને પુનઃ તેડું કર્યું. ખંભાતનરેશને વધામણી આપવા રાજપાલને જ મોકલવામા આવ્યો. પેલો વૃદ્ધ રાજા તો વિચારમાં જ પડી ગયો.

રાજપાલ, લક્ષ્મણ, લીલા અને ખંભાતનરેશ સૌ મળ્યાં. ગુજરાતના રાજાએ વિક્રમાદિત્ય અને જમાઇને શોભે તેવી કંઈકંઈ ભેટો મોકલી આપી. આઠદસ દિવસે પ્રધાન પાછો ઊજેણી આવી ગયો.

દીવાળી જેવા આનંદોત્સવથી ઊજેણી શોભવા લાગ્યું. રાજ્યમાં જ્યાંત્યાં લગ્નોત્સવનાં પર્વ મંડાયાં. સુખનો સાગર છલકાયો.

અહીં કાવ્યમહિમા ગાઈ વ્યાસ કથાની સમાપ્તિ કરે છે.

૮

## મધુસૂદન વ્યાસની કાવ્યસૃષ્ટિ

'હંસાવતીવિક્રમચરિત્ર'ની કાવ્યસૃષ્ટિનું થોડુંક અહીં અવલોકન કરી લઇએ. નરસિંહયુગમાં સળંગ કાવ્યોની સંખ્યા જૂજ હતી. અને તે અજાંગ કાવ્યો પણ છૂટક પદોને ગોઠવીગોઠવીને રચવામાં આવેલાં હતાં. નરસિંહ મહેતાનાં લાંબાં કાવ્યો—*સુરતસંગ્રામ*, *ગોવિંદગમન* વગેરે—આ હકીકતની સત્યતા દૃઢ કરે છે. આ પછી ભાલણે કાદંબરીના અનુવાદરૂપે અને નળાખ્યાન, ધ્રુવાખ્યાન, ચંડીઆખ્યાન વગેરે તથા બીજા કવિઓએ આખ્યાનના કાવ્યસ્વરૂપનું મંડાણ કર્યું. નાકરે એ પ્રથાને ચાલુ રાખી. મધુસૂદન વ્યાસ નાકરયુગના કવિ

છે. વિક્રમચરિત્રના વિવાહને પવિત્ર દેવકથા જેવું માની એ એના માહાત્મ્યને આ કાવ્યદ્વારા બહલાવે છે. આ વિવાહકાવ્યનું સ્વરૂપ આખ્યાનનું છે. આ આખ્યાનને રસ, અલંકાર અને કલાથી સાદી પણ સુંદર રીતે ખીલવી એમાં એ પોતાની સરસ કાવ્યસૃષ્ટિ રચે છે. આગળ કહેવામાં આવ્યું છે તેમ એણે કાવ્યસ્વરૂપને ઘડવામાં કોઈ નવીન પ્રથા પાડી નથી. મંગલાચરણ, દેવ, ગુરુ, માતપિતા, ઊન્જેણી, વિક્રમરાજા: એ સૌને પૂજ્યભાવથી યાદ કરી, એ પોતાના આખ્યાનનો આરંભ કરે છે. ખંભાત વિષે એ કવે છે:

'સ્તંભતીર્થ ત્રંબાવટી, સુદૃ ખંડિ જાણુંત,
આગલિ રયણાર ગડગડિ મહીય નદીનો કંથ.' ૧૮૯

જૂના ગુજરાતનું ખંભાત એક સમૃદ્ધ બંદર હોવાથી ચારે ખંડમાં એની નામના થઈ રહી છે. મહી નદીનો કંથ રત્નાકર ત્યાં રોજરોજ ગડગડી રહ્યો છે. એ નગર બીજાં નગરોને ઝાંખાં પાડી તેજસ્વી બની ઝળહળી રહ્યું છે. ત્યાં દરિયાની ભરતી આવે છે. વળી તે બધાં તીર્થોનું ભૂષણ છે:

'અગ્નિતેજ અંધારિ જસ્યૂ, પુર ઝલહલતૂં દીસિ અસ્યૂ;
મહીસંગમનૂં આવિ ભરણુ, સઘલાં તીર્થ તણૂં આભરણુ.' ૧૯૨

આ પછી જૂના બંદરની દીપમાળનું ને ફરફરતી ધ્વજાઓનું એ ટૂંકું પણ કેવું સરસ વર્ણન કરે છે?

'દીઠા કલસ હેમમય સ્તંભ, દીઠી પતાકા લિહિકંતિ તિમ.' ૧૯૮

પોતાની પ્યારી વતનભૂમી ગુજરાત માટે કવિને અભિમાન છે. દેશો બીજા ઘણા છે પણ ગુજરાતે તો એમાં હદ વાળી છે. દેશમાં નગરો ઘણાં હશે પણ નગર તો ખંભાત જ:—

'દેસમાંહિ સીમ ગુજરાતી, નગરમાંહિ શ્રી ખંભાતિ.'

કવિની દૃષ્ટિ દરિયાપરનાં બીજા તીર્થો તરફ જોવાનું ચૂકી નથી. તીર્થ અને તીર્થોના સ્નાનમહિમાનાં એ ગાન ગાય છે:

'સમીપઇ મહીસાગર પ્રવાસ, સ્નાનમાત્રે અવિચલ વાસ.'

રાજપાલ પ્રધાનને પાછા જવાનું મોડું થયું. તેને નોકરીથી છૂટો કરવામાં આવ્યો. રાજાનું ભલું કરવા જતાં એની મહેનત બરબાદ ગઈ ને ઊલટો ગુનો ગણાયો. એના દુઃખની વાત એ રાજકુમાર આગળ કેટલી દર્દભરી કરુણતાથી કહે છે? કવિએ કરેલું સુંદર વર્ણન કોઈ પણ કાવ્યને રસવંતું કરે એવું છે:

'રાજા! તુમ્હ કારણિ કરી મિ દમિઉ બહૂ દેહ;
વરસાતિ વગડિ વસો, માહારા ઊપરિ વૂઠા મેહ. ૧૬૧
હેમિ હડઆ ગડગડિ, ટાઢિ કંપિ દેહ,
ઝાકઝમાર પડિ હરિ, જાણિ વૂઠા મેહ! ૧૬૨
સેહેજ સીયાલિ સાંભરિ સ્વામા કેરાં સુખ;
રાજા! તુમ્હ કારણિ કરી મિ વેઠ્યાં બહૂ દુઃખ. ૧૬૩
સિર સૂરજ, તલિ વેલૂ તપિ, અગ્નિ સમોવડિ થાય;
સિર ઊઘાડિ ચાલિયો, ભરઊન્હાલાનિ માહિ. ૧૬૪
જલ જલિ, ઝાંઝવા ખલિ, નહિ સીતોદક વાય;
આઠ દિસિ દવ ઊછલિ, ભરિ ઊન્હાલામાંહિ.' ૧૬૫

'માધવાનલકામકંદલા'ના સ્વરૂપસુંદર નાયક માધવ વિશે પણ પરદેશના પ્રવાસ વિશે આવા જ ઉલ્લેખો છે.

પ્રધાનપત્ની લીલા અને રાજકુમારી હંસાનો સંવાદ કેવો રસિક છે!

'હંસાકૂંઅરી એકલી લઈ લીલાવતી તિહાં ગુઝિ ગઈ.
"તૂં રૂડી નિ રાજકુમારી, તૂં સરખી નવિ દીસિ નારી. ૨૫૬
તૂં નાહ્નાથી નરતૂં બોલતી, છોરુમાંહિ ન જણાતી છતી;
તૂં ગરઢાંમાંહિ ગરવી દીસિ, કૂંઅરી! તુંનિ ન અડિ રીસ. ૨૫૭
હું એક તૂં માહારી વાત લઈ, તુ એક વાત તસ આગલિ કઈ,"
હંસા કહિ, "સુણિ લીલાબાઈ! મુઝથી વાત ન જાણી રાઈ. ૨૫૮

જે મન માંહિ હોઇ તિ કહો વાત, ઘર માંહિ બાંધું રાજા સાત;
તે છોડી મેહેલું પરભાતિ, સ્ત્રીની કોય ન જાણિ વાત. ૨૫૯
મૂઝથી વાત ન બાહિરિ પડિ, મૂઝથી વાત ન ચઊરિ ચઢિ;
મૂઝથી વાત ન જાણિ કોય, સાચી વાત કહો મૂઝ સોય.' ૨૬૦

હંસાના રૂપના વર્ણનનું કવિ ઘણું જ સુંદર ચિત્ર આલેખે છે:
'દેખિ ચંદ્રસરીખૂં વદન, દેખિ હીરાસરીખાં નયણ;
દેખિ માંગ સિંદૂરિ ભર્યો, મધ્યલંક જાણિ ચિત્રાતણો। ૨૬૯
દેખિ અધુર જિસા પરવાલ, દેખિ વેણિ સુરંગી વાલ;
દેખિ મણિ માથિ રાખડી, ખરે હીરિહેમિ જડી.' ૨૭૦

હંસા ને ઘોડો એકાએક અદશ્ય થયાં જોઇ રાજકુમારના દુઃખનો પાર રહ્યો નહીં. કબુદ્ધિયા કર્મ ને પોતાની મૂર્ખાઇને એ નિંદે છે. છેવટે હૈડાને એ ધીરજ આપે છે.

'હૈડા! તૂં સબલૂં થાએ જિમ દુઃખ ઊપડિ ભાર;
આસાસાયર ઊતરી જાનું પેલી પાર.' ૩૪૮

કર્મ કરાવે તે કોઈ કરાવે નહીં. વિક્રમચરિત્ર કર્મથી શિક્ષાપાત્ર બનેલાની નામાવલિ ગણે છે:

'કર્મિ રામિ લીધો વનવાસ, કર્મિ દમયંતી છાડિ આસ;
કર્મિં મૂંજા મછા તરિ, કર્મિં હરિશ્ચંદ્ર પાણી ભરિ.' ૩૫૧

× × ×

કર્મિં રાઙ્ક કાપાવિણુ હોય, કર્મિં કરિ તે ન કરિ કોય;
કર્મિં ઊછો તપ મૂઝતણો, કર્મિં વિછોહ હૂઓ કન્યા તણો.' ૩૬૧

રાજકુમાર વિયોગબાણથી સખ્ત રીતે વીંધાયો છે. દેવદેવેશ્વરને સંભારી પ્રેમવિયોગની અસહ્ય વેદના એ વર્ણવે છે:

'આહેસમહાસુર જે એહેવા મ સરજે માનુખજન્મ;
આ જન્મમાં જે પ્રેહવા તે પ્રેહવા વિયોગ. ૩૬૨
કરવતડી! કિરતાર જો સિર મેલ્હત તાહારિ;
તો તું જાણત સાર વેદના વિછોહાતણી!' ૩૬૩

કનોજનો રાજકુમાર ભીમકરાય પણ પોતાનાં અપમાન ને પ્રેમનિરાશાના દુઃખનો કોઇ જાણકાર નથી તેથી અફસોસ કરે છે:

'વિરલા જાણંતિ ગુણા, વિરલા પાલંતિ નિધણનેહા !
વિરલા પરકાજ્જકારણા, પરદુઃખિ દુઃખિયા વિરલા !' ૩૭૪

ભીમકરાય પોતાના પાપના વિકલ્પો કેવા ગણાવે છે?

'કિ મિ બ્રાહ્મણવાટ ઊદાડી લીદ્ધ?
કિ મિ સુખિ માનૂં આપણું ન દીદ્ધ?
કિ વુહરા તણું મિ નાખ્યૂં વ્યાજ?
કિ મિ બિહિનિ તણી ન આણી લાજ? ૩૭૬
કિ મિ ગોચર ભાંજી વાવી સાલિ?
કિ મિ ભર્યાં સરોવર ફોડી પાલિ?
કિ મિ રણ મેહેલ્યો સ્વામી આપણો?
કિ બાંધવ હણ્યો પાપ લાગ્યો ઘણો? ૩૭૭
કિ મિ બાલસ્ત્રીગૌહત્યા કરી?
કિ મિ નારિ પિયારી પ્રાણિ હરી?
કિ મિ ગોત્રગોહિરો કિઉ?
કિ ગોત્રી હણીનિ ગ્રાસ જ લિઉ? ૩૭૮
કિ મિ દાણ આપવૂં ન દીધૂં ઘાટ?
કિ મિ અણુપરણ્યાં ઊદાડ્યાં પાટ?'

× × × ૩૭૯

પતિવિરહિણી હંસાકુમારીના હૃદયના ઘા વજ્રપાત જેવા છે:

'ગર્ભપાત સિ હૂઈ માતા? જન્મતાં સિ હૂઈ ઊપઘાન?
હવિ પ્રાણ દેહિ પિરિ ધરું? અરે દૈવ! હવે સ્યૂં કરું?' ૪૧૧

રાજકુમારી ઓીજાતિનાં પાપની યાદી કરતીકરતી દૈવ આગળ કેટલી બધી દીન બની રહી છે?

'કિ મૂઝ મતઉવાપન રહ્યાં? કિ આરભી અધવચ્ચિ મૂક્યાં?
અલૂણંવ્રત સ્યૂં ન આચર્યૂં? અરે દૈવ! હવે સ્યૂં કરું? ૪૧૬

કિ મિ માત વિછોહ્યા બાલ ? કિ મિ સતી ચઢાવ્યા આળ ?
કિ મિ ફોડ્ સરોવર ભર્યું ? અરે દૈવ ! હવે સ્યૂં કરુ ? ૪૧૭
કિ મિ પારકી થાપણિ હરી ? કૂડી સાખિ પિયારી ભરી ?
કિ પેલિ ભવિ પરધન હર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂ કરુ ?' ૪૧૮

પ્રયાગના અપુત્ર રાજાના દુઃખને કવિ વર્ણવે છે —

'એક દુઃખ મોહોટૂ રાજન, જે નહિ એક પુત્રસંતાન,
અપુત્રનતની મોહોટી ખોડિ, બીજૂ દુ ખ ન આવિ જોડિ ૫૪૯
તેણિ દુઃખઇ રાજા ગલિ, હૈયામાહિ સગડિ બલિ,
રાજા વિના સેના યથા, પુત્ર વિના ઘર સૂનૂ તથા. ૫૫૦
સસિ વિના જિમ સૂનિ રાતિ, સૂર્ય વિના સુનો પરભાત,
મહાનદી પાણી વિણ યથા, પુત્ર વિના ઘર સૂનૂ તથા' ૫૫૧

હુ સા છટકી જતા પાલો વિયોગી થયો એ દૈવને ક્વો વીનવે છે ? હુ સાને યાદ કરતા આ ગરીબ પાલાના દુઃખ જોઈ આપણને હસવુ આવ્યા વગર રહેતુ નથી

"સ્વામીદુ ખિ દુ ખિયા થયા રે, દયા ન કીધી રે દૈવ !
વિણદ્રવ્યૂ કિમ પામીઇ ? માહારા કર્મમા નિખ્યુ એક ૫૮૪
અરે કર્મ ! એ સ્યૂ કર્યૂ ? નયણિ ન દેખુ રે નારી !"
ઝાડિ ચઢો ઊચેરડો, દિસિ નિહાલિ રે ચ્યારિ
અભાગિયા કર્મ ! ન પોહોતી આસ ! ૫૮૫
અસ્ત્રી પિયારી જે હરિ રે તિ કિમ પામિ ઘરવાસ ? અભાગિયા ૫૮૬
પગના નીહાલિ પદમણીના હઇડિ લાગી રે ઝાલિ,
પિરિપિરિ નીહાલિ પાન્હીઉરે, પડૂ સરોવરપાલિ. અભાગિયા ૫૮૭
ઇમ કહીનિ આકલો રે ભૂમિ પડયો આલોટ,
પાજરમાથો પરજલિ જિમ વાઝણિકેરૂ પેટ. અભાગિયા. ૫૯૨
"પ્રાગે જાઈનિ પ્રાણ તજુ, માધવકેરે રે બારિ,
ઘોડો માહારૂ બેસણ્ડ, હુ માગુ એક ઘરનારી !" અભાગિયા ૫૯૩

રાજકુમારી પોતાનાં લગ્ન વખતે પોતાના ખંભાતની ઉત્પત્તિનાં જ વસ્ત્રો વિશેષ ચાહે છે. પરણતી હંસાનું ચિત્ર કોઈપણ ગુજરાતી રાજકુમારીનું મનોહર ચિત્ર છે :

'સહિયર દેખાડિ અનેક જાતિ, કૂંઅરી તે ન ગમિ ભાતિ;
હંસાનિ અંબર તે રુચિ જેતલા ખંભાયતિ નીપજિ. ૬૮૧
પીલી પીતાંબરની જાતિ, ચરણામાં ચાંદરણી ભાતિ;
જાચું જાદર સિંદૂરું રંગ, ચોલી માંહિ ન માઈ અંગ. ૬૮૨
ચૂંનડીઇ ચાંપાનો વાન, અતિરુડો નિ રંગનિધાન;
વીણતણી વિતપતિ છિ ઘણી, ટલવલતી ટલકિ ગોફણી.' ૬૮૩

કવિની કાવ્યસૃષ્ટિનું આટલું દર્શન બસ થશે. કવિએ પદ્યબંધ તરીકે દુહા, ચઉપઈ ઉપરાંત સામેરી, વસ્તુ, રામગ્રી ગાથા, ગોડી, ધુલ, દુહિ, પ્રબંધ વગેરેવગેરે એના કાલના પ્રચલિત પદ્યબંધોનો ઔચિત્યાનુસાર ઉપયોગ કર્યો છે. એનાં વિલાપગીતો રાગબદ્ધ, સરસ, સુંદર, પ્રવાહી અને તેથી અસરકારક છે.

૯

## 'હંસાવતી'માં પ્રતિબિંબિત સમાજજીવન

હંસાવતીની વાર્તામાં કવિના જીવનકાલનું ગુજરાતી સમાજજીવન કેટલું પ્રતિબિંબિત થયું છે તે હવે જોઈએ.

ઉપર કહી ગયા તેમ કવિના વખતના ગુજરાતમાં દીલ્હીથી સ્વતંત્ર થઈ ગયેલા ગુજરાતના સુલતાનોનો રાજકીય યુગ પ્રવર્તતો હતો. આ કાલના સાહિત્યનાં ઝરણાં ઓછાં અને છાછરાં પાણીથી ભરેલાં હતાં એ જૂનો અભિપ્રાય આ અને આવી બીજી સંખ્યાબંધ જૂની સાહિત્યકૃતિયો હાથ આવ્યા પછી અને તેમના પ્રકાશન પછી હવે ખોટો ઠરતો જાય છે. આ યુગનું વિપુલ સાહિત્ય હમણાંહમણાંનું

એટલું બધું તો પ્રકાશમાં આવતું જાય છે કે એથી આપણું એ દેશકાલનાં ભાષા, સાહિત્ય, સમાજજીવન, લોકનાં રીતરીવાજ અને રુઢિયો ઉપર વધુ ને વધુ પ્રકાશ પડતો જાય છે. માત્ર એકમાર્ગી ધર્મથી જ રંગાયલું સાહિત્ય પહેલાં બેડાતું હતું તે મતને ઐતિહાસિક અને લોકવાર્તાનાં પ્રસિદ્ધ થયેલાં સંખ્યાબંધ કાવ્યોએ હવે ફેરવ્યો છે.

મધુસૂદન વ્યાસ વિક્રમના પ્રતાપી અને સુસમૃદ્ધ સુરાજ્યના દેશકાલને એના કાવ્યમાં પ્રતિબિંબિત કરવાનું માથે લે છે. એ પ્રાચીન સુવર્ણ કાલનાં આછાંઝાંખાં ચિત્રો આપીને એની કૃતિમાં વિશેષ બહાર પડી આવતાં એના જ વખતનાં સમાજચિત્રો આલેખતો એ જણાય છે.

પ્રવાસીઓને ગામમાં પેસતા જ મળનારી શુભ શકુન આપનારી, રાજ્યના કાવાદાવામાં વિચક્ષણ દૂતી તરીકે ખબર મેળવતી અને આપતી માલણનું ચિત્ર કવિના કાલનું ને છેક હાલના કાલના ગુજરાતનું એક અતિપરિચિત ચિત્ર છે. નટખટ પ્રધાનપત્ની તરીકે પતિના ને રાજાના કુટુંબને સાંકળતી પ્રધાનપત્ની લીલાવતી તે પછી બીજું આગળ પડતું એક ચિત્ર ખડું કરે છે. રાજપુત્રો અને રાજપુત્રીઓના વિવાહસંબંધમાં રસથી ભાગ લેતા પ્રધાનો રાજપાલ અને લક્ષ્મણ પણ કવિના જ કાળના પ્રધાનો છે. તેઓ બન્ને બાજુએથી ઢોલ વગાડતા જણાય છે. તીર્થના સ્થળ અને સૌંદર્યધામ સ્ત્રીઓનાં વિવિધ પ્રાંતનાં વિવિધતામય ચિત્રો આ પછી આપણું ધ્યાન ખેંચે છે.

મુસલમાનયુગમાં જ બાલલગ્નની પ્રથા ગુજરાતમાં પડેલી તે હંસાની તેર વર્ષની નાની ઉમ્મર આપી કવિ પોતાના જીવનકાળનું ચિત્ર દોરે છે. સ્ત્રીના ન સમઝાય એવા ચરિત્રો હોય છે અને કવિએ હંસાની બાબતમા તે રજૂ કર્યાં છે. હંસા લીલાવતીને કહે છે:

'જે મન માંહિ હોઈ તિ કહો વાત, ઘર માંહિ બાંધુ રાજા સાત;
તે છોડી મેહેલું પરભાતિ, સ્ત્રીની કોઈ ન જાણિ વાત'. ૨૫૦

લગ્નના રીવાજોનું ચિત્ર પણ ગુજરાતી છે. ચોરીમાં કંસાર જમવો એ ગુજરાતનો લોકાચાર છે અને હજીએ તે ચાલુ છે.

વ્યાસજીની કાવ્યસૃષ્ટિના આટલા જ સરસ ખરડા જોઈ અહીં આપણે અટકીશું. પોતાની સૃષ્ટિ સાથે સર્જક એકતાન ને એકલીન છે. એણે એમાં એનો આત્મા ઊતાર્યો છે. આમ આખીએ કાવ્યસૃષ્ટિ એણે સાદી છતાં સુંદર, સુશ્લિષ્ટ અને સુભગ બનાવી છે. એનો મનોહર ઊઠાવ હૃદયને રસલીન કર્યા વગર રહેતો નથી.

મધુસૂદન વ્યાસની કાવ્યસૃષ્ટિ એના કર્તાની સફળ સર્જનકલા છે. એમાં સૌંદર્યદર્શન ઉપરાંત એના કાલની કાવ્યસમૃદ્ધિમાં ધર્મ, જ્ઞાન, નીતિ, વ્યવહાર, લોક, પરલોક, સુખદુઃખ વગેરેવગેરે એમાં કલાપૂર્વક ગૂંથાયું છે. એમાંનું જ્ઞાન શુષ્ક થઈ જતું નથી. એમાં રસ, અલંકાર,શબ્દ, અર્થ સૌ રસિકતાથી ભળી એ સૃષ્ટિને ઓર રીતે શોભાવે છે અને એના નિર્માતાને યશસ્વી કવિ બનાવે છે.

લોકજીવન મુસલમાની પરરાજ્ય તળે કચડાઇ ગયું છે. એના પ્રતાપી તેજ ઝાંખાં થઈ ગયાં છે. દુઃખનાં કારણોના મૂળ પોતાનાં ભૂંડા કર્મમાં જ જોવાતાં. આ કર્મના સિદ્ધાંતને હંસા, ભીમકસેન, વિક્રમચરિત્ર, પ્રયાગનો વૃદ્ધરાજાઃ સૌકોઈ ચર્ચે છે. પેલા ભવના પાપનું તેઓ સ્મરણ કર્યા વગર રહેતાં નથી. પ્રત્યેક પાત્ર કર્મનાં બંધન ઉપર બહુ જ ભાર મૂકે છે. કવિ પંખીઓને પણ વાર્તામાં ભૂમિકા આપવાનું વિસર્યા નથી. ગરુડના ચારે પુત્રોના લોકવાયકાદ્વારા જાણેલા સમાચાર આ પંખીઓ પોતાના પિતાને કહે છે ને હેઠે બેઠેલી હંસા તે સાંભળે છે પણ ખરી. વ્રત વગેરે તરફ લોકશ્રદ્ધા પુષ્કળ હતી. શક્તિનું આરાધન, અશોકવ્રતના આચાર, લગ્નના મંગળવિધિ, પોતાનાં પ્રાંત ને પ્રાંતની વસ્તુ માટે પ્રેમ અને પક્ષપાત : એ જૂના, મધ્યકાલીન ને હાલના અઢાણુ ગુજરાતી જીવનના હૂબહૂ સાંસારિક ચિત્રો છે.

એ કાલના ગુજરાતનાં સ્ત્રીપુરુષોના લગ્નનો પ્રદેશ સંકુચિત નહીં પણ વિશાળ જણાય છે. ખંભાતની રાજપુત્રી ઊજેણીના દૂર વસતા

રાજકુમારને સુખેથી પરણવા તૈયાર થાય છે. તેનાં માતપિતા પણ તેમાં બહાલી આપે છે. સ્ત્રીઓ નિડર હતી. રાત્રિના તેમ જ જંગલના પ્રવાસો વેઠવા એ હામ ભીડી શકતી. યાત્રાઓનું અને તીર્થોનું માહાત્મ્ય પણ બહુ જ મનાતું હતું.

કરવત મૂકાવવાની જૂની પ્રથા પણ તે કાલના શ્રદ્ધાળુ લોકોના જીવનની એક બાજૂ પ્રગટ કરે છે.

આવાંઆવાં વિવિધ સામાજિક જીવનચિત્રો આ વાર્તાકાવ્યમાં અહીંતહીં ગૂંથાઇને તે કાળના ગુજરાતી સમાજના ઇતિહાસનું યથાસ્થિત દર્શન આપણને કરાવે છે.

૧૦

## મધુસૂદન વ્યાસની ભાષા : જૂની ગુજરાતી

મધુસૂદન વ્યાસ નાકરયુગનો (વિ. સં. ૧૬૦૧-૧૬૯૩) કવિ છે. જૂની ગુજરાતીનું સ્વરૂપ નાકરયુગમાં જેવું આલેખાયલું છે તેવું જ મધુસૂદન વ્યાસ એની આ કાવ્યકૃતિમા આલેખે છે. નાકરની ભાષાનું સ્વરૂપ જોઇએ :—

(૧) 'પૃથ્વીનિ પાવન કરવાનિ અવતરીઆ શ્રીરામજી;
એણિ તાં અજામેલ ઊધર્યો, વાર્યો વૈકુંઠધામજી.
માહરિ સાસુનિ ઘણુંઘણું કિહિયો કૌસલ્યા કૃપાલજી;
વણુ અપરાધિ તિજિ હૂં બાઈ! મિથ્યા દીધી આલજી.
આત્મહત્યા દોષથી બીહૂં છૂં, નહિતર હવડાં આણું કાલજી.
વલી માહારિ એક કારણ મોહોટૂં ઉદર માંહિ બિ બાલજી.'
—નાકર : લવકુશાખ્યાન : સ્યાસંવત (?)

(૨) 'મિ જાણૂં તૂં કૂંઅર ડાહો, ભૂંડો પુત્ર અજ્ઞાન;
ભાંગિ પત્ર માથિ મૂકી આવો, તજ્યૂં તલશીપાન.
જાતિપુષ્પ અને ચંપક, કેતકી, કેશર કુસમ વિશાલ;

તેહેનિ નાખી અલપધી ! કંડે ઘાતી અણમોલ માલ.
ધિક ધિક ! એ અશ્વ તાહરો, ધિક ધિક ! તાહરૂં ધીર;
નીઝરણ માહિ નાહિયો તજી ગંગાનીર.
શ્રીફલફલ નિ કદલીફલ સહી કરિ ફલ વિશાલ;
તેહને નાખી અલપધી ! લઈ આવો ફલ તાલ.
માહારી વાણી જે કહું તે પુત્ર ! માનો સાચ;
ચંતામણ્ય નથી કરી કરિ, ગ્રહી આવો કાચ.'

—ભાનુસુખરામ મહેતાસંપાદિત નાકરકૃત મોરધ્વજાખ્યાન : કડવું ૮ : સાહિત્યમાળા : મણકો સાતમો :

(૩) 'પુત્ર વિના કરુણા નહિ અંગ, પુત્ર વિના નહિ મોક્ષપ્રસગ.
પુત્ર વિના પૂર્વજ નહિ લહે, પુત્ર વિના કુલ નિશ્ચે દહે.
પુત્ર વિના રુડું નહિ કોય, પુત્ર વિના કો મુખ નવ જોય.
પુત્ર વિના સહુ નિંદા કરે, પુત્ર વિના દુઃખ કોણ પરહરે ?
પુત્ર વિના કોણ પાએ નીર ? પુત્ર વિના અગ્નિ ન પામે શરીર.'

—નાકર : ઓખાહરણ : બુદ્ધિપ્રકાશ : ૧૯૨૩ : પૃ. ૩૫૫

'પ્રાચીન કાવ્યમાળા'ના તેમ જ બીજા જૂના સંપાદકોએ ભાષાને આધુનિક કરી નાખી છે, એ હકીકત નજર આગળ રાખ્યા છતાં એકંદર નાકરના યુગની ભાષાનું આ સ્વરૂપ છે. આ હકીકતને વિશેષ દૃઢ કરવાને નાકરયુગના બીજા કવિઓમાંના કેટલાકની ભાષાના નમૂના પણ જોઈ લઇએ —

'બિ સ્રીજઈ જઈ કિમઇ કલત્ર ? મનસા હોઈ સહી વિચિત્ર.
ઇક આધી ઇક પાછી કરઇ, તિણિ પાપઇ નર ગૂડા ભરઇ.
ઇક ઘરણી તા ઘરની મેઢિ, બીજી હુઇ તવ વાધઇ વેઢિ.
કરની કલિ કુણ આગલિ કહઈ ? ચોરમાઈ જિમ છાનઉ રુઅઇ.'

—જયશેખરસૂરિ : પ્રબોધચિંતામણિ : સં. ૧૫૮૧ (આશરે)

' નિમિષ એક દિન હુયા, રયણ હૂઈ છ માસિ;
વાલિંભ ! વિરહ તુઝ તણઇ જીવ જલઇ નીસાસ !
હીયડા ! ફૂટી પસાળિ કરિ, કેતા દુઃખ સહેસ ?
વાલંભ શ્રી વિછોહીયો જીવી કાહ કરેસિ ?

કેહી કીજઇ વાતડી ? કેહી કીજઇ કત્થ ?
જેહા સજણ વિછડઇ તેહા ન ચડસ્યૈ હત્થ.
રે હીયા ! વજ્રઇ ઘડે કઇ પાષાણકુરંડ !
વાલંભનરવિછોહિતા ફૂટો ન ખંડોખંડ!

કરવતડી ! કિરતાર જઉ સિર દીસઈ તાહારઇ
તો તૂં જાણિ સાર વેદન વિછોહયા તણઇ!'

—કુશલલાભ : માધવાનલની કથા :
કામકંદલા વિરહ : રચ્યાસંવત ૧૬૧૬

' કરવતડી ' એ શબ્દથી શરૂ થતી કડી જૂના સાહિત્યમાં ઘણી જ લોકપ્રિય હતી અને ઘણા કવિયો એક જૂના સુક્તક તરીકે એનો સ્થળેસ્થળે ઉપયોગ કરે છે.

'હૈયડા કરો! પધામણાં સહી સુધરિયા કાજ;
જે સુપનાતર દીસતા તે નયણે દીઠા આજ.

મારવણી ઢોલઇ મિલી.....................
ચકવીમન આણંદ હુયો જાંણે ઊગો સૂરિ !

મન મલીયા, તન રંજ્યા, દોહગ દૂર થયાહ;
સજન વાણો વાણિમઇ ખેલી ખીર દુયાંહ.

\+ + + +

ઢોલામારુ એકઠા કરઇ કુતુહલકેલિ?
જાણે ચંદનરુખડઇ ચઢિત નાગરવેલ !

\+ + +

પંચાયનઇ પાખયો, મેઘલનઇ મદ પીધ,
મોહણવેલી મારુવી કંત સોહાગિણ કીધ.'

—કુશલલાભ: ઢોલામારવાણીની કથા: ઢોલામારવણી–
સંયોગ: રચ્યાસંવત ૧૬૧૭

'ગુણગણધર પંડિત વઇરાગી નયસુંદર ઋષિરાય;
વાચક માહિં મુખ્ય ભણિજ્ઇ, તસ શિષ્યણી ગુણ ગાય.
કથા માહઇ કહઉ રસાલુ કનકાવતીસંબંધ;
કનકાવતીઆખ્યાન રચઉ મઇ સુઅલા સરસ સબંદ.'

—હેમશ્રી: કનકાવતી: રચ્યાસંવત ૧૬૪૧

ઉપરના અવતરણોમા મધુસૂદન વ્યાસની આસપાસના કાલની સાઠ સીત્તેર વર્ષની જૂની ગુજરાતી ભાષાના સ્વરૂપના સ્પષ્ટ દર્શન થશે જ. ફરીથી કહેવાની જરૂર નથી કે મધુસૂદનની ભાષા જૂની ગુજરાતી ભાષા છે.

૧૧

## મધુસુદન વ્યાસ: જૂના ગુજરાતી સાહિત્યમાં સ્થાન

મધુસૂદન વ્યાસ નરસિંહનાકરયુગના કવિમંડળના નામાંકિત નરસિંહ, મીરા, ભાલણ, પદ્મનાભ, મતિશેખર, બ્રહ્મઞ્નદાસ, કર્મણ, જ્ઞાનસાગર, ભીમ, વચ્છ, જનાર્દન, માંડણ, શ્રીધર, ગણપતિ, જયશેખરસૂરિ, વિજયશેખરસૂરિ, નાકર, કુશલલાભ, હેમશ્રી, સંઘવિજય, એ કવિઓ અને સ્ત્રીકવિઓના મંડલનો માનવંતો કવિસભાસદ છે. જૂના વાર્તાકાર કવિઓમા એણે પણ વિક્રમના યુવરાજનો ને પોતાના પ્રિય ગુજરાતની રાજકુમારી હંસાનો પ્રેમ ગાઈ પોતાના જીવનને સાર્થ કર્યું છે. એની કવિત્વશક્તિ ઊંચી છે. એનામા લોકપ્રિય થવાના ગુણો છે ને તેથી જ એ લોકપ્રિય થઇ ગુજરાતની લોકવાર્તાના ભંડારમાં એક વધુ રસિક સાહિત્યરત્નનો વધારો કરે છે.

## ૧૨

# ઉપકારદર્શન

જૂની ગુજરાતીમાં આલેખાયલા આપણા લોકસાહિત્યની આ રસિક વાર્તાનું સંશોધન અને સંપાદન કરવાનું કાર્ય શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મને તા. ૧૪-૧૨-૧૯૨૯ ને રોજ નરપતિકૃત 'પંચદંડની વાર્તા' સાથે જ સોંપ્યું હતું. તેમાંથી 'પંચદંડ' ૧૯૩૨ની આખરમાં અને આ વાર્તાનું પ્રકાશન આ વર્ષે ઘણે લાંબે વખતે હું પૂરૂં કરી શકું છું. આ સાહિત્યકૃતિને અંગે જૂની ગુજરાતીના અભ્યાસનો એક વધુ પ્રસંગ મને મળ્યો છે તે માટે ગુજરાતી ભાષાસાહિત્યના ઇતિહાસમાં નિરંતર રસ લેતી અને તે માટે પ્રત્યેક ઉપયોગી સામગ્રીનું પ્રકાશન કરી ગુજરાતના વિદ્વાન સમાજ આગળ રજૂ કરતી એ સભાનો અને એના વિદ્વાન અધિકારીમંડલનો હું એક વાર ફરીથી બહુ જ ઋણી થયો છું.

નરસિંહ મહેતા અને નાકરના યુગની જૂની ગુજરાતી ભાષાના અભ્યાસ માટે જોઈતા પૂરેપૂરાં સાધનો પૂરાં પાડે એવી પુસ્તકાલયસંસ્થા મુંબાઇ જેવી ગુજરાતીઓની સમૃદ્ધિથી છલકાતી નગરીમાં પણ નથી તેથી મિત્રોની મદદ વગર આવા કાર્યને સાંગોપાંગ પાર પાડવું એ બહુ જ મુશ્કેલીભર્યું કાર્ય થઈ પડે છે. આ મુશ્કેલીઓમાંથી પસાર થવાને મને હમેશાં જ્યારે ને ત્યારે જોઈતું સાહાય્ય આપવા સભા તેમ જ પોતાના તરફથી શ્રી. અંબાલાલ બુ. જાની ઉદારતા બતાવે છે તે માટે તેમનો હું ખાસ આભાર માનું છું. આ ઉપરાંત મારા પરમ સ્નેહી શ્રી. હીરાલાલ પારેખે પ્રતોપુસ્તકો વગેરે મેં જ્યારેત્યારે જેકંઈ માગ્યાં તે સાધન પૂરાં પાડીને અને શ્રી. મંજુલાલ મજમુદારે વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીમાંની પ્રતિની નકલ ઉતરાવી મોકલીને મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેની પણ હું અહીં આભાર સાથે નોંધ લઉં છું.

જૂની ગુજરાતીની જોડણીને અનુરૂપ બીબાંથી તથા મુદ્રણકલાથી આ પુસ્તકને યોગ્ય રીતે છાપી આપી, અમદાવાદના જ્ઞાનમન્દિર પ્રિન્ટિંગ પ્રેસના માલીક શ્રી. શંકરરાયભાઈ, તેમના પુત્ર શ્રી. સુબોધચંદ્રભાઇ ઉપરાંત મુદ્રણાલયના ઉત્સાહી સંચાલક શ્રી. શકરાભાઈ પટેલે કરી આપેલી અનુકૂલતા માટે પણ ઉપકારના બે બોલ બોલવાનું હું અહીં યોગ્ય ધારું છું.

જૂની ગુજરાતીના ધીમા પણ દૃઢતાથી આગળ વધતા જતા અભ્યાસમાં મારા આ નમ્ર સંશોધન ને સંપાદનકાર્યથી હું કોઇ પણ જૂની ગુજરાતીના રસિકને જરા મદદગાર થઈ શકીશ તો મારા આ દીર્ઘકાલના શ્રમથી હું મને કૃતાર્થ થયો સમજીશ. એમાં ઘણેઘણે સ્થળે કંઈકિંઈ ક્ષતિઓ રહી ગઇ છે તે જોઇવિચારી મારા સાહિત્યપ્રિય વિદ્વાનબંધુઓ મને કંઇ ઉપયોગી સૂચનાઓ કરશે તો તે માટે તેમનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનીશ.

સી. પી. ટેંક, અનંત ટેરેસ,<br>મુંબાઈ નં. ૪<br>તા. ૧૫—૩—૧૯૩૫ } શંકરપ્રસાદ છગનલાલ રાવલ

૧૩

## પ્રસ્તાવના : અનુપૂર્તિ

### 'હંસાવતી'કાર મધુસૂદન વ્યાસ કયો ?

પ્રસ્તાવનાના પૃષ્ઠ ૧૬ ઉપર આ પ્રશ્નની કેટલીક ચર્ચા કરવામાં આવી છે. 'ગુદકાંડ'કાર મધુસદન વ્યાસ એના ગુદકાંડની સાલ સં. ૧૬૮૭ આપે છે. ઉપલબ્ધ સાધનો ઉપરથી 'હંસાવતી'-કારનો જીવનકાળ મેં સં. ૧૫૮૦ થી ૧૬૫૦ સુધીનો અડસટ્ટે આપ્યો છે. વળી તે સાથે મેં કહ્યું છે કે બન્ને મધુસદનો એક જ હોય

તો આ જીવનકાળને સં. ૧૬૮૭ સુધી કે તેથી વધારે વખત સુધી લંબાવવો પડે. આ સાથે શ્રી. હીરાલાલ પારેખવાળી પ્રતિ ૪૭ ફનો રચનાસં. ૧૯૨૫ છે. તે હકીકત દલીલ ખાતર સાચી માની 'રુદ્રકાંડ'કાર મધુસૂદનને 'હંસાવતી'કાર મધુસૂદન માનીએ તો તેના જીવનકાલને હદથી જાદે લંબાવવાની ફરજ પડે છે. સંવત ૧૬૧૬માં 'હંસાવતી'ની વાર્તા લખનાર મધુસૂદન અને સં. ૧૯૨૫માં એ જ વાર્તા લખનાર મધુસૂદન એક હોય, એ તો સંભવતું નથી. જૂની ભાષાનો પુરાવો અને બીજા ઘણા પુરાવા સં. ૧૬૧૬ તરફ વધારે બંધબેસતા લાગે છે. આમ આ પ્રશ્નનું કોકડું વણઉકેલ્યું જ અહીં રાખી, 'રુદ્રકાંડ'-કાર મધુસૂદન વ્યાસનો જરા વધુ પરિચય તેના જ શબ્દોમાં આપી, આ ચર્ચાને વધારે સાધનો મળે ત્યાં સુધી અહીં મુલતવી રાખીશું.

'રુદ્રકાંડ'કાર મધુસૂદન વ્યાસ રુદ્રકાંડને અંતે લખે છે :—

'ગુર્જર ભાષાએ કહ્યું બુધ સારુ મધુસૂદન;
કર્ણપુર ગ્રામ તાતનું, મોસાલ પાટણપુર પાવન.

ગ્નાત સર્વ ભટ વર્તિયો વાગ્વાણીનો દાસ;
તેની પુત્રીને પુત્રે કહ્યૂં : કહી કથા ભીમજી વ્યાસ.

ગ્નાત રાયસ્થલ વાડવ વારુ, મુંજાલદે નામે વ્યાસ;
તેના કુલમાં રામજી, મુખે શારદાનો વાસ.

હરખાઓ તેને સાધવી, કુંવર જનમ્યા ચાર :
તેમાંહે એક ભીમજી રુદ્રકાડ સંભળાવ્યૂં સાર.

પ્રાકૃત ભાષાએ સુણીને કહ્યૂં મધુસૂદન;
સંવત સોળ સત્યાશીએ ફાલ્ગુન વદી તૃતીયા દિન.

ગુરૂવાર તે દિવસ હતો, પૂરણ કર્યો ગ્રંથ સહી;
સત્તાવન કડવાં કર્યાં, સાડી અઠ્ઠાવીસે ચોપાઈ કહી.

સાભળતા સુખ ઊપજે, પાતક સઘળા જાય,
વાગ્વાણીપ્રસાદે રામજીના ગુણ મધુસૂદનજન ગાય,'

—હરગોવિંદદાસ કાંટાવાળા તથા નાથાલાલ શાસ્ત્રી સંપાદિત બાલમુકુંદ ઉદ્ધવકવિકૃત રામાયણ પૃ૪ ૬૫૧

આ ચર્ચાની અહીં સમાપ્તિ કરી 'યુદ્ધકાંડ'કાર મધુસૂદન વ્યાસની આ યુદ્ધકાંડ કૃતિને વિસ્તારથી અવલોકવા તેમ જ મળે તો કંઈ વધુ બાહ્ય અને આંતર પ્રમાણો તારવી કાઢવા કોઈ બીજે પ્રસંગે હું ઇચ્છા રાખું છું દરમિયાન આ પ્રશ્ન વિષે વધુ ચર્ચા કરવા અને તે ઉપર વધુ પ્રકાશ નાખવા જૂની ગુજરાતીના આપણા રસિક વિદ્વાનબંધુઓને હું નમ્ર વીનતી કરું છું.

૫–૬–૩૫ } / શંકરપ્રસાદ છગનલાલ રાવલ

મધુસૂદન વ્યાસકૃત

# હંસાવતીવિક્રમચરિત્રવિવાહ

## મંગલાચરણ

### પ્રાસ્તાવિક

#### ભૂપાલી દૂહા

પ્રથમિ સારદા! પાયિ નમું, વાગવાણીવર દેઉ!
હંસગમની! હરખિ કરિ સારૂં અક્ષર મઝ દેઉ! ૧
વીણાપુસ્તક કરિ ધરિ તૂં બ્રહ્મકૂંઅરી! અવિધાર્ય,
વ્યાસ ભણિ ગુણ વરણવું જુ મતિ આપિ માય! ૨
ગુણ વૈ ગૌરીનંદના! વરદાયક વર આપુ!
અવિચલ વાણી આનંદસૂં તોરી ચરણિ થાપું. ૩

---

૧—ગ—આરંભની કડી નીચે મુજબ છે :—

'દાતા તૂં ત્રુગદંબે! ત્રિપુરા તાહારૂં નામ,
બાલ જાણી દયા આણી વેગિ દઉ વરદાન.
કલ્મષ કાપિ બુધ્ય આપિ, આપિ નિર્મલ જ્ઞાન,
હૂં બાલક આઈ તણો બુધ્યહીન અસન્ન.'
"પ્રણામ તાં સેવક તણો એક વિભય (અભય?) કરંત."

'વાગ', 'વાક્ય'. ઉત્તરાર્ધ: હંસગમની! હરખિ સ્તવું,
સારો અક્ષર હોય.

૨—ખ-પૂર્વાર્ધનું પહેલું ચરણ : કર વીણાપુસ્તક ધરિ. બીજું ચરણ : 'બ્રહ્મકૂંઅરી વર દીઉ.' ગ-પૂર્વાર્ધ : વીણાપુસ્તકધારણી તૂં બ્રહ્મકુમારી અવિધારય.

૩—ક-'ગુણૂ વૈ' ખ-'આનંદસૂં' ને બદલે 'આઈ! દીઓ.' ગ-'ગુણ-વદો ગૌરીનંદન.' 'થાપું' ને બદલે 'સ્થિર થાપું.'

આગિ એક અનેકિ હૂવા કવિબંધ જેણિ બદ્ધ;
મતિ માગિ મધુસૂદન, બોલું અક્ષરબંધ. ૪

માયબાપગુરુનિ નમું, સુર તેત્રિસે કોડિ;
વિક્રમચરિત્રવિવાહ કવું, રખિ મૂઝ આવિ ખોડિ! ૫

વિક્રમાદિત્ય વસિ જિહાં ઉજ્જેણીઅહિઠાણ;
વ્યાસ ભણિ રસના વસી સરસા અક્ષર આણિ. ૬

## શ્લોક

अयंतीनगरं श्रेष्टं विक्रमादित्यभूपतिः ।
प्रधानो भट्टमात्रश्च द्वितीयो राजपालकः ॥ ७

षट्त्रिंशत्कोशविस्तारा, द्विक्रोशलंबिका ।
तेन मालवके देशे, अयंती सुभगा पुरी ॥ ८

यत्र स्थाने महालिंगं महाकालो महेश्वरः ।
तेन लिंगप्रभावेन, अवंती सुभगा पुरी ॥ ९

यत्र स्थाने महादेवी हरसिद्धिर्हि भट्टिका ।
तेन मातृप्रभावेन अवंती सुंदरी पुरी ॥ १०

---

૪—ખ-'અનેકિ' ને બદલે 'એક અનેકિ.' ઉત્તરાર્ધ: 'મઝ મતિ મધુસૂદન ભણિ બોલું અક્ષરબંધ.' ગ-'એક અનેકિ.' 'અક્ષરબંધ' ને બદલે 'અક્ષર સુધ.'

૫—ખ-'માય બાપ ગુરુનિ' ને સ્થળે 'માય સુદત્તગુરુનિ.' 'સુર' ને ને બદલે 'નમું' ગ-ઉત્તરાર્ધ: 'ગ્રંથ આરંભું ગુણવંત તણો, બુધ્ધ આપો મુજકોડ!'

૬—ક-ખ-'સરસ સુઅક્ષર' 'ઉજેણી અહિઠાણુ' ને બદલે 'ઉજ્જેણીનગરી અહિઠાણુ.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'રસિયા અક્ષર આણિ.' ગ-'સરસા અક્ષર.'

૭થી૧૦—ગ-આ શ્લોકો નથી. ગ-શ્લોકોમાં કોઈ કોઈ સ્થળે ફેરફાર છે.

## ચઉપઈ

ઉજ્જેણીનયરી અતિરૂપ, વસિ જિહાં વિક્રમનરભૂપ; જ્યોતિ
બ્રાહ્મણ વેદવંત બહૂ વસિ, અવર શાસ્ત્ર યોતિક અભ્યસિ. ૧૧
કરિ સ્નાન નેમ ન ચૂકિ નિત્ય, નિર્મલ મનસા, નિર્મલ ચિત્ત;
અગ્નિહોત્રસૂં સંધ્યાકર્મ, યતિસન્યાસી જાણિ ધર્મ. ૧૨
સુવર્ણ કલશ સિરિ શોભિત ઘણા, સાત સહિસ્ર ઘર બ્રાહ્મણ તણાં.
ગંધર્વ, ભાટ વસિ અતિઘણા, મેરાઈની નહિ કો મણા. ૧૩
દોળ પટુલિઆ પરીઅટ તિ સાર, છીપા વાસિ સહસ્ર બાર,
વિહિવારીઆ વસિ દો લાખ, જિ મુખિ ન બોલિ જૂઠી ભાખ. ૧૪
સત્યધર્મસૂં વુહુરિ વાટ, લાભ ન દીઇ બ્રાહ્મણભાટ;
લખેસરી ન લાભિ પાર, કોટિધ્વજ વાસિ સિં બાર. ૧૫
તીર્થયાત્રા કરિ બહુ યનિ, જૈનધરમી નિ જૈનશાસની.
કૂઆ નવાણિ વાવિ બહૂ કરિ, પૂર્વજનિ આપિ ઉદ્ધરિ. ૧૬

---

૧૧—ખ-ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'અવરિ એક જ્યોતિસ અભ્યાસી.'

૧૨—ક-પૂર્વાર્ધનું પ્રથમ ચરણ: 'કરિ સ્નાન નઇ નિમન સુનિત્ય' ખ-ઉત્તરાર્ધ: 'સૂં' ને બદલે 'નિ.' 'યતિસંન્યાસી' ને બદલે 'યતિ સતીના.' ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ: 'નિર્ભે મનસા ન ચલિ ચિત્ત.' ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: 'સૂં' ને બદલે 'કરિ.'

૧૩—ક-'સુવર્ણ કલસૂ સાતિ ઘણા.' ખ-સુવર્ણ કલસ સિરિ શોભિત ઘણા.' ઉત્તરાર્ધ નથી ગ-ઉત્તરાર્ધ નથી. 'ખ' અને 'ગ'માં જ્ઞાતિઓ સંબંધી ચરણોમાં કેટલેક સ્થળે સ્થાનફેર છે.

૧૪—ખ-પૂર્વાર્ધ નથી. ઉત્તરાર્ધ બીજું ચરણ: 'જે ભણિ ન લીહિ જૂઠી સાખ.' ગ-પૂર્વાર્ધ નથી. આ પછી નીચેની અર્ધી કડી: 'અતિઘણાં નેસીનાં હાટ, લાભ ન લિજે બ્રાહ્મણભાટ.'

૧૫—ખ-'દીઇ' ને બદલે 'લીજિ.' ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણ 'કોટિધ્વજ વસિ વર્ણ અઢાર.'

૧૬—ક-'જૈન ધરમી નિ જૈન શાસની. ખ-'યતિ' ને બદલે 'ધની.' ગ-'તીર્થયાત્રા કરિ બહુ સત્ય, જેહનો ધર્મ નિશ્ચલ મનમત્ય.' 'પૂર્વજનિ' બદલે 'પૂર્વજન્મ' એમ 'ક'મુજબ પાઠ છે.

રાજાનિ રાણીન નવરંગ, પરરાષ્ટ્ર તણું નહિ ભયસંગ.
દાન દીઇ અદારિ વર્ણ, માસ દિવસનૂં માનિ કર્ણ. ૧૭
નેમ ન ચૂકિ નર વૈ ઘણા, ત્રણિ કોડિ રાઉત રાય તણા;
સાતસહસ ઘરિ સોનિવાસ, સુનારુપાસૂં વુહરિ તાસ. ૧૮
વીસસહિસ કંસારા સાર, મરહૂંડીઆ મંગણુ અપાર;
રસણીઆ વસિ અતિઘણુ, સરહીઆ ઘર પાર ન લહું. ૧૯
ચૌદ સહિસ ભિસાયત વસિ, વીસ સહસ્ર હથીઆરા ઘસિ.
વિનાણુની વાત સી કહું? ધરમાલીના પાર ન લહું. ૨૦
કંદોઈ કહીઇ કેતલા જે મોદિક માંડિ અતિભલા?
સતૂરા ગાછીની ન્યાતિ, સહસ પાંચ ઘર વાજિ તાંતિ. ૨૧
જુઉ નગર તણો વિસ્તાર, સાતસહસ વાસિ સુતાર.
મોચી ભલા કહું જેતલા, કો જાણિ ગોલા કેતલા? ૨૨
ઘાંછી, વણકર નિ વેલાર, તેહના કો ન લહિ પાર;
ચૂનારા, ચીતારા સુણી, મર્દનિઆની ન્યાતિ જ ઘણી. ૨૩
પ્રજાપતિનો પાર ન લહું, પન્નર સહિસ ઘર મોચી કહું;
પલ્હાણી મોજાગર સાર, ખેડાગર વાસિ સિ બાર. ૨૪

---

૧૭—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ : 'જસા દર તણા ન હોઇ ભંગ.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'માસદિવસ રા માંડિ કરણ.' ગ-રાવત. 'પરરાષ્ટ્ર તણૂં' ને બદલે 'વસિયર તણૂં.' 'માનિ' ને બદલે 'માંડિ.'

૧૮—ગ-'નર વૈ ઘણા' ને બદલે 'નીર વહિ ઘણાં.'

૧૯—ખ-૧૯ થી ૨૫ સુધીની કડીઓ નથી ગ-'સાર' ને બદલે 'વાસ.' પૂર્વાર્ધનું બીજું ચરણ: 'મોહોરઢીઆ માગણ આસ.'

૨૦—ગ-'ચૌદ' ને બદલે 'વીસ.' 'વનોણુ.'

૨૧—ક-કડી ૨૧, ૨૩, ૨૪. ૨૫. ૨૬, ૨૭ તથા ૨૮ ના ઘણાએક શબ્દો ઘસાઈ ગયા છે તે 'ગ' માંથી લીધા છે. ગ-'સતૂરા' ને બદલે 'સુતરિયા.'

૨૩—ગ 'વેલાર' ને બદલે 'ધુતાર.' 'સુણી' બદલે 'સાગુ.' 'ઘણી' બદલે 'ઘણા.'

૨૪—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'પંચોતા વસિ સહિસ અભિયાર.'

સવા લાખ ઘર ગુણકા તણાં, અંગ સ્વરૂપી આભરણ ઘણાં.
જૂઆરી વસિ જુવટિ, કોલાહલ હુઇ ચોહટિ. ૨૫
ત્રીસસહિસ તંબોલી જિહાં, વાસિ વરણ અઢારિ તિહાં.
રાજદ્વારિ સાંકલિયા સિંહ, નયરિ જાણિ નિશિ ઊગૂં દીહ! ૨૬
પોલિ પગાર સુવર્ણ નિસંદ્ધ, લક્ષ એક હયશાલા બદ્ધ
હસ્તીશાલા હસ્તી અતિઘણા, માણુકઢીક નહિ કો મણા. ૨૭
ત્રણિસઈ સાઠિ અંતેઊરિ તાસ, રૂપિ કંદર્પ લીલવિલાસ.
સભા પૂરી સિંહાસનિ બિઠા, વિક્રમચરિત્રસુત નયણિ દીઠા. ૨૮
સાહામું જોઇ સંતોખ્યા રાય, વનહી કેલિ જસા દોઈ પાય;
નયણિ દીઠો નવરંગ સુત, વાણી કોમલ વયણ વિચિત્ર. ૨૯
અતિસ્વરૂપિ માનિની મોલવિ, ચૌદ વિદ્યા જા મુખિ ચવિ.
કંદર્પ અભિનવ કુમાર, વિક્રમાદિત્ય મન કરિ વિચાર, ૩૦

દૂહા

સુત દેખી સાહામું જોઇ રાજા બોલિ ઇમ :
વિક્રમચરિત્રવિવાહનૂં કહો કરીસિ કિમ ? ૩૧
સભા માહિ સહૂ સાલલો : ઇમ બોલિ નરનાથ;
કોઈ જુઇ પદમની ? આપું સંબલ સાથ. ૩૨

---

૨૫—પ્રમાણભૂત પ્રતિમાં કેટલાક શબ્દો ત્રુટિત છે ને ઘસાઈ ગયા છે.
૨૬—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'નગરમાંહિ જ્યમ ઊગ્યૂં દીહ!' 'સાંકલિયા સિંહ' એ શબ્દો 'ક'માં ઘસાઈ ગયેલા હોવાથી 'ખ'માંથી લીધા છે.
૨૭—ખ-'માણુક ઢીક નહિ કો મણા.' ગ 'નિસદ્ધ' ને બદલે 'કાસંધ.'
૨૮—ખ-'કુંવર જાસ.' ગ-'અંતેઉરિ તાસ.'
૨૯—ગ-ઉત્તરાર્ધ: નયણિ દીઠો નવ નવરંગ વિક્રમચરિત્ર સુત કોમલઅંગ.'
૩૦—ખ-'કંદર્પભવન જશો કુમાર' ગ-'ચૌદવિદ્યાગુણ જિ સ્તવે.' 'કંદર્પ અભિનવ કુમાર.'
૩૧—પ્રતોમાં આ અને બીજે સ્થલે કોઈ સ્થલે દૂહા તો કોઇ સ્થલે 'પૂર્વછાયુ' છે.
૩૨—ખ-ગ-'માંહિ' ને બદલે 'સહિત.' 'સંબલ,' 'સંમલ.'

કો કન્યાનિ કારણિ, દેખિ દેસવિદેસ;
બોલી કરી વલી બીડૂ ધરૂં વિક્રમાદિત્યનરેસ. ૩૩

### ચઉપઈ

રાજપાલ રાજા પ્રતિ કીહિ: "આપો બીડું આયસ લહિ."
ત્રણિસઇ રાઊત પાલા અસવાર, તેઝ આસનનૂં તોખાર. ૩૪
આપૂં એકાઊલિનૂં હાર, આપો અંગતણૂં સણગાર.
સાત સાંઢિ સોનઈયિ ભરી, એતલૂં આપૂં આગલિ કરી. ૩૫
રાજપાલ જોડિ બિ હાથ, વલતા વીનવીઆ નરનાથ:
"સાતિ દિવસિસ્વામી! અવધારિ, હૂં રુડી જોઈસિ રાજકુમારી. ૩૬
પદ્મની તણી પરીક્ષા કરી, હાથપગ હૂં જોઈસિ ફરી;
જો તૂઠે બ્રહ્મા નિ ઈસ તો લાભિ લક્ષણ બત્રીસ. ૩૭
જે માગિ તે આપિ રાય, યુક્તિસૂં દેસાઊરિ જાય.
ઉત્તર દેસ કીધૂં પઇયાણ, ગઢ ચીત્રોડ કીધૂં મેહેલાણ. ૩૮
કુંભલમેર, ઈડર, સીરોહી, આબુ નિ જાલ્લોર, સિંધ્ર જોઇ;
જૂનોગઢ જોયો અજમેર, મંડલગઢ મથુરાનૂં ફેર. ૩૯
ઢીલીનગર છિઇ તે નવરંગ, આગલિ રણથંભર અભંગ.
દીઠૂં દેસવાણૂં રાણપુર, કઈરિવાડૂં કહીઇ નાધૂર. ૪૦

---

૩૪—ક–'પાલા' ને બદલે 'ભલા.'
૩૫—ખ–પૂર્વાર્ધ નથી. 'આગલિ' ને બદલે 'આદર.'
૩૬—ખ–પૂર્વાર્ધ નથી. ઉત્તરાર્ધ: 'સ્વામી' ને બદલે 'રાજા' 'હૂં' શબ્દ નથી. ગ–'સાતિ દિવસિ સ્વામી!' ને બદલે 'આદેસ રાજા! અવિધારિ.'
૩૭—ખ–'લાભિ' ને બદલે 'જોઇસ.'
૩૮—ખ–'ગઢ ચિત્રોડ કીધૂં' ને બદલે 'ચિત્રકોટ જઇ કરૂં મેહેલાણ.'
૩૯—ખ–'કુંભનેર.' 'સિંધ' નથી. 'મંડલગઢ' ને બદલે 'માંડિવગઢ.' ગ–કુંભનેર. 'નિ જાલ્લોર' ને બદલે 'જાલંધર.'
૪૦—ગ–'મથુરા.'

મછેરૂં મહિલી માડવા, ગોરખપુર નિ મગહાટવા.
ચંપારણિ ઊહુત્તરિ ખુરસાણુ, વડૂંપાટણુ નિ ધુર મુલતાન. ૪૧
મુદકા પોલિ અનિ ખુરહાટ, સવા લાખ પર્વતની વાટ.
ખોહલ સીહુરુ ચરણાટ, રાસિણુગઢ નિ મગસિર માટ. ૪૨
જિહા નગર લખણાપુરથી ગોડ, કામરુ કામાક્ષ જોયા પ્રૌઢ;
અતિરુડૂં જમલાપુર જાણુ, ઊડેવ ઊસેર નિ ઊઢીઆણુ. ૪૩
ગઢ મુક્તેસર ગયો વડ વીર, નાહ્યો ગંગાનિર્મલનીર.
નવાપાટ નિ સીહૂર, લાગીગઢ નિ લખમણપુર. ૪૪
વારાણુસી ગયો કેદાર, ઊઢીસો જાનધર સાર.
વિજયનાથના ધાલા પાટ, વાટમા સીધી ચાલો વાટ. ૪૫
કામરુ કામાક્ષ ખરીદ, ખેડલૂ હસ્તિનાપુર દીદ.
રાણુપુર રતનાગર ગામ, સોપારાગઢ કંટક નામ. ૪૬

---

૪૧—ખ–'મછેરૂં' ને બદલે 'મઝરપુર' 'મગહાટવા' ને બદલે 'મહાટાંડવા' 'ઊહુત્તરિ' ને બદલે 'ચહુત્તર' 'વડૂપાટણુ' બદલે 'દરિયાપોર.' ગ–'મઝહપુર' 'ચંપારણિ' બદલે 'પચગાણુ' 'વડૂપાટણુ' ને બદલે 'ધૂરિયાપાટણુ'

૪૨—ખ–'મુદકા પોલિ' ને બદલે 'મુરતાપુર' 'ખોહલ' સ્થાને 'એદલ.' ગ–પૂર્વાર્ધનું પહેલુ ચરણુ 'સમોગઢ નિ પોવના ખેટ' 'ખોહલ' બદલે 'પોવ' ચીણાટ, કરણાટ 'નિવાટ' ને બદલે 'નિખેટ'

૪૩—ખ–પૂર્વાર્ધ. 'ઢીવ જલનગર લખણો ટીગોડ, કામરુ કામરખા ધરિયાપોર' ઉત્તરાર્ધનુ બીજુ ચરણુ 'અડવ જસા તે ઊઢીઆણુ' ગ–'ઝહામનગર લક્ષણુ અતિ ગૌડ' 'જમણાપુર' બદલે 'જમલાપુર.'

૪૪—ગ–'ગગા' બદલે 'સરોવર' ઉત્તરાર્ધ બીજુ ચરણુ 'લાજિપુર લક્ષણુપુર જોય'

૪૫—ખ–'વારાણુસીથી' ને બદલે 'ચાણુપુરથી' ગ–'ધાવા' બદલે 'પોઢોલા' ઉત્તરાર્ધ બીજુ ચરણુ: 'બાણાપુરથી લીધી વાટ'

૪૬—ખ–'દીઠ' ને બદલે 'સારીદ' 'રતનાગર,' 'રતનાપુર.' 'ક'માંના 'ખોખારાગઢ ટંકા નામ' ને બદલે 'ખ' નો 'સોપારાગઢ કંટક નામ' પાઠ સ્વીકાર્યો છે. ગ–'ખદીર.' ઉત્તરાર્ધ બીજુ ચરણુ: 'ખોપારાગઢ સટંકા નામ.'

માગહાટ નિ મુગલ્લ, વિજાનગર નઈ ગૂંદીયાનલ્લ.
મૂંગીપટ્ટણ દેઊલકંડ, કાહાલરપાટણ નિ કરહંડ. ૪૭
રાજકૂંડ નિ રાગોમતી, સીંગલ, જાવા, ચંદ્રોમતી.
શ્વેતબંધ રામેસર રામ, કલહથપુર નિ કંદલીગામ. ૪૮
સંજાણ, સીકોત્તર, મલબાર, ચૂડા, કોયલાપુર, ચૌઆલ,
જખીરી, સેવંત્રી સાર, દીવા, દીવીડ, ભોલ અપાર. ૪૯
કૂકણ નાસિકત્રંબક નામ, અગાસી, સોપારાગામ,
વેતરણી વિમલા જલ અંભ, મધ્યમેશ્વર ઊઝરમા ખંભ. ૫૦
એરંડવેલિ દેવગિરિ દેસ, માંડવગઢ માલવીજ દેસ.
કલહથ કલવર ગયો આસેદ, થાલનેર બદરી દેવેર. ૫૧
પાટણ લાંગપુર પિહિહાણ, ભરુઅચ ઘોઘા ભલું વખાણ;
ગિરુઊ પાવો નિ ગંધાર, ઊના મુઊહા દીવ અપાર. ૫૨

---

૪૭—ખ-'મુગલ્લ' ને બદલે 'મુદુલ્લ.' 'કાહાલર' ને બદલે 'કાહાલ.' ગ-'મગહર વૈ નિ મદગલા.' 'ગોદા અનલા,' 'કેદેરાપાટણ.'
૪૮—ખ-'રાગોમતી' ને બદલે 'સંગગોમતી' 'ચંદ્રોમતી' સ્થાને 'ચંદ્રાવતી.' ગ-'રાજેવતા.'
૪૯—ખ-'જંખીર.' 'દીવીડ'ને બદલે 'દીપક.' ગ-પૂર્વાર્ધ બીજું ચરણ 'વેવલ હેલાપુર હેઆલ.' ઉત્તરાર્ધ બીજું ચરણઃ 'દાવા દેવલ બલું અપાર.'
૫૦—ખ-'અગાસ'. 'ઊઝરમા ખંભ' ને બદલે 'નિ માંહિ ખંભ.' ગ-'સોપારા' બદલે 'ખોપારા.' ઉત્તરાર્ધ: 'વેતરણી લાધી ત્યાં ખંભ, માંહિ માહેશ્વરનું બિંબ.'
૫૧—ખ-ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: 'ગયો આસર' ને બદલે 'નિ આસેર.' 'બદરી' ને બદલે 'બેદરા.' 'રામેસ' ને બદલે 'દેવેર' પાઠ 'ક' નો છે. ગ-'દેવલદેસ.' 'થાલનેર' બદલે 'થાલમેર.' 'બદરી દેવેર' બદલે 'બદરીકેદાર.'
૫૨—ક-'પાટણપુર નિ પિહાણ.' ખ-'પાટણ લાંગપુર પિદિહાણ.' 'દીઠ' ને બદલે 'દીવ' પાઠ 'ક' નો છે. ગ-'પાટણ લાલપોર પઠાણા.' ઉત્તરાર્ધ બીજું ચરણ: 'ઊના મહી ને દેલ્ય અપાર.'

ઝાંઝમેર તલાજૂ જિહાં, પ્રાચી માધવ પ્રત્યક્ષ તિહાં;
દેવકુ પાટણ દેઉલવાસ, ઘોરવાડિ જાણિ કૈલાસ ૫૩

મૂલ મહાદેવ મહિમા ગામ, માંગલૂર વાસ વિસરામ :
જગતિ ભૂમિ ભલી સંખોદ્ધાર, કછ પંચાઉલિ નિ ગિરિનારિ. ૫૪

ખુરાસાણ ખેત્ર હિંગલાજ, અણહલવાડૂં પાટણ આજ,
ધોલકૂં ધંધુકૂં અહિઠાણ, ખંભાયતિ કીધૂં મેહેલાણ. ૫૫

દૂહા

ત્રંબમેન ત્રંબાવતિ ગઢ ગિરુઉ અહિઠાણ;
અપૂર્વ નર આવા પછી, દેખી માગિ દાણ. ૫૬

જુ કહી જાઇ એકલો, વલી વિદેસી હોય;
પોલિ નયરની પિસતા, સુખિ પૂછિ સવિકોય. ૫૭

રાજપાલ રાજા ભણી ચાલૂં નયરનિવેસ;
અવર ઊતારિ મેહેલીઆ, કીધૂં નગરપ્રવેસ. ૫૮

ચઉપઈ

એકયો અણબોલો જાઇ, મુખ દેખીનિ માલણિ ચાહિ. ૫૯

---

૫૩—ક–'તવારૂં.'

૫૪—ક–પૂર્વાર્ધ: 'મૂલ મહાદેવ મુઠ નામ માંગલૂરિ વાહાણિ વિસરામ.' ઉત્તરાર્ધ: 'વડૂં ગિરિનાર.' ખ—મૂલ મહા વિમહૂં ગામ (?) માંગલૂર વાસિ વિસરામ.' ગ–'પંચાઉલિ' બદલે 'પંચાયણ.'

૫૭—ક—'કિમ જાણિ.' ખ–'કહી જાઇ.'

૫૮—પૂર્વાર્ધનું બીજું ચરણ: 'પુહુતૂં નગરપ્રવેસ.'

૫૯—ક–કડીનાં ચરણો ઊલટાંસૂલટાં છે:—
"એકલૂં નિ અતિરૂપ એ ભૂલૂં કો આવૂં ભૂપ;
કુલકુલ લીઇ સાહામી રહિ, 'કો વિદેસી આવૂં' માલણ કહિ."

'ગુ રાજમંત્રિ' રાજા કહિ, 'કન્યા કહીં કુંઆરી રહિ?
અનેક માગાં આવિ ઈહાં, જિ સરજૂં તિ દૂસિ તિહાં.' ૭૬

તતખણ ગુરુ બોલાવો તામ, વરકન્યાનાં પૂછ્યાં નામ.
મેલાપક જોયૂં મનસુધિ, સવિ વાતની હોઇ સિદ્ધિ. ૭૭

તાંહાં હંસાનારી નીરક્ષણ કરી, રાજપાલિ ઊછંગિ ધરિ.
હંસાવતીહાથિ ફ્લ દીધ, સકલ કાજ અમ્હારાં સિદ્ધ. ૭૮

રાજપાલ પ્રતિ રાજા કહિઃ 'એક માસ અમ્હ બોલ જ વહિ.
માસ દિવસ નહિ આવુ તુમ્હે, અવર ઠામિ પરણાવું અમ્હે. ૭૯

વિક્રમચરિત્રવર કન્યા ઘણી, એ મોહોટા ઊજેણીધણી.
વિક્રમચરિત્ર નહિ આવિ ઇહાં, એવડી પ્રદગતિ ધાસું કિહાં? ૮૦

અવધિ એક માસની હુઇ, માસ પૂંઠિ રખિ આવુ કોઈ.'
કરી જૂહાર ઊતારિ ગયો, પરધાન ઊઠી ઊભો થયો. ૮૧

પરધાન આગલિ એહેવૂં કીહિ, 'એહ વાત મિ કીધી સહી.
આય ન કરી થાઉ અસવાર, મિ કીધો માસદિવસનો કાર.' ૮૨

૭૭—ખ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'સહી વાત હોઇ પ્રસિદ્ધ.'
૭૮—ખ-પૂર્વાર્ધ: 'હંસાનારીનિ નીરખી કરી.' ઉત્તરાર્ધ બીજું ચરણ:
'આજ કામ અમ્હારું સિદ્ધ.'
૭૯—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ: 'આપૂં બીડૂં આયસ લહી.' ઉત્તરાર્ધ:
'નહિ' ને બદલે 'જુ ન.'
૮૦—ખ-ગ-પૂર્વાર્ધનું પ્રથમ ચરણ: 'મોહોટા' ને બદલે 'રાજ.' 'ઈહાં'
ને બદલે 'આંહાં.' બીજું ચરણ: 'કીહિ સા વિદેસ જાસુ કાંહાં': ગ
૮૧—ખ-ઉત્તરાર્ધ: 'રાજપાલ મૂકલાવો રાય, લક્ષમણ બાંહિ વલગૂં જાય.'
આ પછી નીચેની કડી છે:
'લક્ષમણ ધરિ બિહૂ પુહુતા જાય, તાં મુકલાવી લીલામાય.
કીહિ જા જૂહાર વલીઆ જિમ પર ઘોડી ઊઠી ઊભૂં તિમ.'
૮૨—ક-'એહેવૂં' ને બદલે 'કારણ.' ઉત્તરાર્ધ: 'આય ન' ને બદલે
'આયત.' ગ-કડી નથી.

ઊજેણિ જઇ ઊભૂં રહૂં, રાજા આગલિ કારણ કહૂં.
આવો ઊજેણીઅહિઠાણ, જઇ રાજાનિ કીધૂં જાણ. ૮૩
કરી જૂહાર જવ કારણ કહૂં, તવ રાજા ઉફરાટો થયૂં.
રીસ ભરી રાજા ઇમ કહિ, "ત્રીસ માસ રાઊત! કિહાં રહિ? ૮૪
તૂંનિ તીરથનૂં હૂતૂં જાણ, તુ તિ પાછૂં સે ન કીદ્ધ પ્રયાણ?
તીર્થ કાજિ દ્રામ હૂ દેત, બિહાં પુન્યનૂં લાભ હૂં લેહેત. ૮૫
રાજપાલ! તૂં સાંભલી વાત, જુ તૂં મૂઝનિ પૂછી જાત. ૮૫+૧
તૂં તાહરા કાજિ ગયૂં, અમ્હ આગલિ અનેરૂં કહૂં.
રાજપાલ! ધરિ જાઉ તુમ્હે, એ કાજ કીધૂં છઇ અમ્હે." ૮૬

## પૂર્વછાયુ

રાજપાલ અરંજિયો, અનિ અતિ હૂઍા ઊદાસ.
દેસાઊરિ દુઃખ દેખિઊં, ધરિ ચૂકા ઘરવાસ. ૮૭
કર્મવિહુણો કાં લવિ? બોલા છઇ ઇમ બોલ.
સભા સહિત સાચૂં કહૂં, કુડૂં કરિ નિટોલ. ૮૮
વિક્રમચરિત્ર જઇ વીનવૂં: "સાભલો રાજા! બોલ.
પરતક્ષ લક્ષ્મી પરહરી, નીરસ તમ્હે નિટોલ. ૮૯
તુમ્હે લહુયા નિ લાડિકા, સ્ત્રીયુ ન જાણો વાત;
પુન્યિ લાભિ પદમની જુ સરજિઊં છઠ્ઠી રાત. ૯૦
હેમાચલ તન ચૂરિઊં, કરવત કરિ કેદાર.
ભૂખો થઇ ભિરવ પડિ, તિ નર પામિ નારી. ૯૧

૮૪—ખ-ઉત્તરાર્ધ: 'રીસ ભરી' બદલે 'રીસાવૂ.'
૮૭—ક-'અરંગિયો.' ખ-'મનિ રાજિઊં.' ગ-'દેખિઊ' બદલે 'વેઠિઊં.'
૮૮—ક-'કુડૂં કરિ નિટોલ' ને બદલે ખ-'કુડૂં નહિ નકુલ.'
૮૯—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ: સુણિ રાજા! અમ્હ બોલ. ઉત્તરાર્ધનું બીજું ચરણ: ન રહી સકું નિટોલ.
૯૦—ખ-'વાત' ને બદલે 'તાત!'
૯૧—ખ-૧-'ન' ને બદલે 'જિનિ.' 'પામિ' ને બદલે 'લાભિ.'

સવિ સણગાર અનિ અતિરૂપ, એ ભૂલો કો આવ્યો ભૂપ!
ફૂલફલ લેઇ આગલિ રહિ, "કેહિ આવા?" માલણિ કહિ. ૬૦
"અમ્હો આવા ઊજેણીગામ, ત્રંબસેનરાજાસૂં કામ."
માલણિ કીહિ! "સુણિ માહારી વાત, ભલો અમ ઘરિ આવુ રાતિ! ૬૧
ભોજન કરુ, ભૂખા કાં મલો? સારી કાજ તુમ્હારૂં વલો."
સબ્દ સુણી લેઇ કરો જૂહાર, માલણિ! મૂઝ મ લાઉ વાર. ૬૨
ચાલો ઘરિ પ્રધાનહ તણિ, કહિ વાત તે કાઢીઊ સુણિ.
કહિં કાઢીઆ કુણ પ્રધાન? તસ અસ્ત્રીનૂં કુણ છઇ નામ? ૬૩
કહિ પરદાર: સ્વામી! સૂણો વાત, લીલાનારી નઇ લખમણરાત.
લખ્ખમણ છિ રાજાનિ આવાસિ, ઘરિ લીલા વસિ દાસદાસી. ૬૪
કહિ પરદાર જાહાંનિ માંહિ, પુરુખ એક ઊભો છિ આંહિ.
લીલાવતીઇ લક્ષણ જોય. બાંધવ ભણી બોલાવૂં સોયઃ ૬૫
"કહો ભાઈ! દિસિ આવા કોણ?" "બાઈ! અમ્હિ આવા નગર ઊજેણિ.
ત્રંબહકસેનનિ કહીઇ કુમારિ, વિક્રમચરિત્રવર જોઈઇ નારી." ૬૬

---

૬૦—ખ-કડીનાં ચરણો ઊલટાંસૂલટાં છે :—
"અમ્હો આવા ઊજેણીગામ, ત્રંબસેન રાજાસૂં કામ."
માલણી કીહિ : "સુણુ અમ્હ વાત, આવુ અમ્હ ઘરિ ચાહુ રાત!"

૬૧—ખ-"ભોજન કરુ, ભૂખાં કાં મહુ? સારી કાજ તમ્હારૂં વહુ."
સબદ સુણી લીઇ કરૂં જૂહાર, 'બાઈ! અમ્હ લાગિ વાર.'

૬૨—ખ-'પુહુતો ઘરિ પ્રધાનહ તણી કીહિવા વાત તે કાહાઢિઊં સુણી;
કીહિ કાહાઢિયા કવણ પ્રધાન, તસ સ્ત્રી તણૂં કવણ છિ નામ? ·

૬૩—ક-ઉત્તરાર્ધમાં કેટલાક શબ્દો ઘસાઈ ગયા છે.
ખ-'કીહિ કાહાઢિઊં સાંભલિ રાત! લીલાનારી નિ લક્ષ્મણરાત,
લક્ષ્મણ છિ રાજાની પાસિ, ઘિરિ લીલા વસિ દાસદાસી.'

તવ દીધા ઊન્હી અંઘોલી સાલિદાલિઘૃત ભોજન ઘોલ.
ખાટ તલાઈઇ બિઠો જિમ, લખમણરાત પધારા તિમ. ૬૭

લીલાવતીઈં કારણ કીહિઃ "એ આવૂં ઉજેણીરા સકી.
એ વિક્રમાદિત્ય તણૂં પરધાન, આધા થઇ તુમ્હે દેજ્યો માન. ૬૮

હંસાવતીકન્યાનિ કાજિ, એ મોકલા છિ આપણિ કાજિ.
તિમ કરજો જિમ હોઇ સહી," લીલાવતીઈં ઇમ વાત કહી. ૬૯

રાજપાલ લખમણ દોઈ મલા, ભાઈ ભણી ભલેરા ભલાઃ
"તૂં વિક્રમાદિત્ય તણૂં પરધાન, ત્રંબસેન તુમ્હ દેસિ માન. ૭૦

એક વાર રાજાનિ કહું, તુમ્હ મિલવાનુ આયસ લહું."
લખમણરાત તવ તિહાં ગયો, જઇ રા આગલિ ઊભો રહો. ૭૧

"રાજાન! એક વાત અવધારિ, હવિ પોઢી થઇ રાજકૂંઆરી.
આવો વિક્રમતણૂં પ્રધાન, આધા થઇ તુમ્હે દેયો માન. ૭૨

અમ્હ ધરિ છિ ઊહરૂં તેડીઇ, મેલાપક જોઇ જોડીઇ."
રાજપાલ તેડો તસ હાય, માન દેઇ બોલાવિ રાય. ૭૩

રાજા પૂછિ: "સુણો રાજપાલ! તમ્હો કેતા ઘોડા, કેતા પાલ?
કહો ઊતારા કીહિ ઠામિ? તુમ્હે આવ્યા છો કીહઇ કામિ?"૭૪

"સાત સાહાઠી અસવારહ, ઘણા, અમ્હ ઊતારા નહિ કો મણા.
સાથ રહો સરોવરપાલિ, રાજા! અમ્હ વાસ છિ દેવાલિ." ૭૫

---

૬૭—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણઃ 'ભોજન સાલિદાલિ ઘૃતરોલ.' ઉત્તરાર્ધ, 'ખાટ' ને બદલે 'પાટ.'

૬૮—ખ-પૂર્વાર્ધ : 'આધા થઇ' ને બદલે 'આગિ આવુ'

૬૯—ખ-પૂર્વાર્ધ : 'આપણિ કાજિ' ને બદલે 'ઈણિ રાજિ.'

૭૦—ક-'વચન' ને બદલે 'વાત.'

૭૧—ખ-ઉત્તરાર્ધ : 'તવ' ને બદલે 'તતક્ષણ.'

૭૨—'આધા થઇ' ને બદલે 'ભણી આવો.'

૭૩—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ : 'તેડી વિપ્ર મેલાપક જોઈઇ.'

અસી નહિ બીજી કોય, મિ જોઈયા દેસવિદેસ.
મોરકલા મૃગલોચની, વપુ છિ મોહનવેસ. ૯૨
દેસદેસાઉરિ હૂં ભમો, નવખંડ નીરખી નારી.
તોલિ નાવિ તારુણી હંસ તણિ આકારિ. ૯૩
હે હે દૈવ! તિ સું કરૂ! અવલી ગતિ સંસારિ!
રામારુપ વખાણતા, મોરૂં હઇડૂં આવિ બાહારિ. ૯૪
વરસ લગિ હૂ વર્ણવું, તોહિ ન આવિ છેક;
કહી પિરિ રુપ વખાણીઇ, જુ મુખિ જિહ્વા એક? ૯૫

ચઉપઈ

દેસદેસાઉરિ જોયા ફિરી, તે તહ્યનિ બોલું વિસ્તરી.
મિ મનમાથી છાડ્યુ રાગ, પ્રથમ દેસ જોયો પ્રાયાગ ૯૬
જોઇ અયોધ્યા સરયુતીર, મિથિલા, ચંપા નિ આહીર,
મધ્ય દેસની જોઇ નારી, નહિ સમોવડિ હંસકૂંઆરી. ૯૭

શ્લોક

आहीर मगहा चंपा कौसंबा कौशिनी तथा।
कान्यकुब्जे प्रयागं च मेखला मध्यदेशगा ॥ ९८
कालपीय गुरुश्चैव कनुजं हस्तिनापुरम्।
एतन्मध्ये न दृश्यते हंसातुल्या हि सुंदरी ॥ ९९

---

૯૨—ખ-'વપુ છિ મોહનવેસ' સ્થાને 'નારી દીઠિ વેસ' આ પછી નીચેની કડી છે:
'એક કન્યા વર ગ્યો વરી વરકન્યા લઇ સાત,
પિરિ સૂ જાણુ તેહ તણી? રહુ આળુબોલા રાત।'
અને તે ૧૭૪ મી કડી તરીકે 'ક' માં આગળ આવે છે.
૯૩—ખ-આ કડીથી ૧૭૨ કડી સુધીની કડીઓ નથી
૯૪—ગ-'મોરૂ હઇડૂં આવિ બાહારિ'
૯૭—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'ગઢીતથલી ચંપા લેહી'

ચઉપઈ

ગોડદેસ જોયો કામરુ, હસ્તિનાપુર મિ જોયૂં ખરૂં.
પંચરાટ નિ વારાણસી, માધવ જોયૂં બહુ દિન વસી. ૧૦૦
ઊડીસાની ઉત્તમ નારી, યાહા વાસિ શ્રીદેવમોરારિ.
રેવાતટ મિ જોયૂં ભમી, નહિ નારી કો હંસા સમી. ૧૦૧

શ્લોક

सगोडं हस्तिवंधं च, पंचराटं च कामरु: ।
वाराणसी प्रयागं च मध्यमस्थ तथैव च ॥ १०२
मगधेपु मानिनी रम्या रूपलावण्यसंयुता ।
पूर्वदेशे निरीक्षेत, हंसातुल्या न सुंदरी ॥१०३॥

ચઉપઈ

અંગ, વંગ, કુરુક્ષેત્ર, કલિંગ, કોસલ, ડાહલ જોયૂં તિલંગ,
જાલંધર, ઊડાણ, વિરાટ, નહિ નારી કો હંસનિ ઘાટિ. ૧૦૪

શ્લોક

अगवंगकलिंगेपु, कुरुजुकश्चैव कौसलः ।
डाहलोडाणकश्चैव, जालधरो वराटकम ॥ १०५ ॥
यमप्रश्यं निरीक्षंते, नगरं सर्वशोभनम् ।
पतद्देशे न दृश्यंते नार्या हंसात्तमा ध्रुवम् ॥ १०६ ॥

ચઉપઈ

દક્ષિણમાહિ દુર્દરદેસ, જિહા નારી નવયૌવનવેસ;
ત્રિકૂટ માલવની સધ્ય ચેહ, નીરત કરી નિ નીરખી તેહ. ૧૦૭

---

૧૦૦—ગ-'માધવ' ને બદલે 'મગદ'
૧૦૩—ગ-'लावण्य' ને બદલે 'लक्षण'
૧૦૪—ગ-નથી.
૧૦૭—ખ-'સંધ્ય' ને બદલે 'શિખ' 'નૃત્ય.' ગ-'દક્ષિણ દેસ માંહે દુરિયટ દેસ.' 'નિરત.'

તાપીતટ જોયૂં વિસ્તાર, શ્રીપર્વતની નીરખી નારી;
સવિ દેસ ૮મ જોયો ભમી, નહિ નારી કો હંસા સમી. ૧૦૮

શ્લોક

दूरे चैव महेंद्रश्च घनघासश्च सिंधुलः ।
तापी भैरवमगाहाट त्रिकूटं मालव तथा ॥ १०९॥
श्री पर्वतश्च विष्कधा विष्कंधा मुद्गलो गुर्दि ।
एतद्देशे निरीक्ष्यते हंसातुल्या न सुंदरी ॥ ११० ॥

ચઉપઈ

કુકણ કેરો દેસ નિદાન, જિહા ફોફલ શ્રીફલ અતિપાન;
ત્રંબક નાસિક જોયા ફિરી, સૌરાષ્ટ્રકુલસુંદરી. ૧૧૧
પુર પિઠાણ જોયૂં દિન બાર, મરહઠ બીજાપુરની નારી;
વિજાનગર જોયૂં ક્રમી, નહિ નારી કો હંસા સમી. ૧૧૨

શ્લોક

नाशिकं चैव साराष्ट्रं धूतं च मालक तथा ।
प्रकाशं मरहठ्ठं च पिठाण कुकण तथा ॥ ११३ ॥
पेटावटं च माटार कनडी बीजापुरं गता ।
दृष्टा बहुविधा नार्यो हंसातुल्या न सुंदरी ॥ ११४ ॥

ચઉપઈ

પવિત્ર દેમ જિ ગંગાદ્વાર, કુરુખેત્ર પૃથિવિમા સાર.
અનિપુહલૂં પ્રથિવીનૂં પીઠ, અશ્વમુખા તિહા માણ્મ દીઠ. ૧૧૫

---

૧૧૧—ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ : ' જિહાં શ્રીફલ સાર અજાગર પાન ' 'સુરાષ્ટ્ર કેરી જોઇ સુદરી '

૧૧૨—ગ ' પિઠાણ ' ને બદલે ' પટ્ટણ '

૧૧૫—ગ-' પવિત્રમાં ' બદલે ' પૃથિવિમાં.' ઉત્તરાર્ધ પહેલું ચરણ: ' વિપુલ પોલ પૃથિવિની પીઠ.'

એકકર્ણ દીઠા ગજકર્ણ, સ્વાનમુખા નિ વિણઆભર્ણ
વેસરમુખા ખરનિ આકારિ, જડિતદેહ દીઠાં નરનારી. ૧૧૬
તે દેખીનિ રાઊત ખલભલા, વિમાંસીનિ પાછા વલા;
પ્રણિ પિરિ પ્રૂમ કારણ દેહ દમો, અસ્યાં વિકટ દેસાઊરિ ભમો. ૧૧૭

શ્લોક

गंगाद्वारं, कुरुक्षेत्रं, श्रीकंठं, हस्तिनापुरम् ।
ईशाने अश्ववक्त्राश्च, एकपादा तथैव च ॥ ११८
श्वानवक्त्रा करिकर्णा, खरवक्त्रा दुराननाः ।
पुंसस्त्रीसंपुटाकारा दृश्यन्ते राक्षसा इव ॥ ११९

ચઉપઈ

ઉત્તર દેસ મિ જોઈઉં ઘણું, ખુરાસાણ મથુરા ગાજણું;
કાસમેર જોયું કેદાર, મ્લેચ્છદેસ હેમાજલ સાર. ૧૨૦
લખણાપુર નગર અદ્ભુત, સવા લાખ પર્વતના યુથ;
ગોરખપુરની નિરખી નારી, નહિ સમોવડિ હંસકૂંઆરી. ૧૨૧

શ્લોક

नेपालं, केर, काश्मीरं, गाजण खुरसाणवम् ।
मथुरां म्लेच्छदेशं च शैवलं केदारमंडले ॥ १२२
गिरिमालां समस्तां च गोरखं लखणापुरम् ।
मिथिलादिकदेशस्य हंसातुल्या न सुंदरी ॥ १२३

ચઉપઈ

મારુઆડિનો મોહોટો દેસ, તિહા નારી નવયૌવનવેસ;
યતન કરી જોયું જાલોર, ત્રિણિ દિન ઊપરિ બિ પોહોર. ૧૨૪

૧૧૬—ગ—'એકકર્ણ' બદલે 'એકપગ.'
૧૨૦—ગ-ઉત્તરાર્ધ : મ્લેચ્છદેસ હેમાચલ સાંત, લાખપુર નગર અદ્ભુત.
૧૨૧—ગ-પૂર્વાર્ધ : સવા લાખ પર્વત નિ ભેટ, જોયો દેસ કરિયાખેટ.

ઈડરગઢ જોયૂં અજમેર, આબુગઢ છિ જોમણુ તેર;
કુંભલમેર જોયૂં અમ્હો ભમી, નહિ નારી કો હંસાસમી. ૧૨૫
ચિત્રકૂટ પહિલૂં ખપ કરો, ઊજ્જેણી જઇનિ અનુસરો;
મચ્છદેસ મિ જોયો ભમી, નહિ નારી કો હંસાસમી. ૧૨૬
સીરોહી, જોયૂં નાધોર, જાલંધર, રત્નાકરપુર,
રાણપુર, મંડલગઢ સાર, નહિ નારી હંસાનિ આકારિ. ૧૨૭
મિ ઘણો દેસ નિરખ્યો નરનાથ! અઢી વરસ ઊપરિ દિન સાત;
દેસમાંહિ સીમ ગુજરાતિ, નગરમાંહિ શ્રીખંભાતિ. ૧૨૮
એ સત્ય વચન માનુ રાજાન! જીવા તેહ તણાં પરિમાણ;
સમીપઇ મહીસાગર પ્રભાસ, સ્નાનમાત્રે અવિચલપદવાસ. ૧૨૯
ત્રંબસેન મોહોટો રાજાન, તેહતણો લખમણ પરધાન:
બત્રીસલક્ષણી પૂરી સતી, લખમણનિ ઘરિ લીલાવતી. ૧૩૦
હૂં તેહ તણિ ઘિરિ જઇ ઊતરો, પ્રથમ મંત્ર લીલાસૂં કરો.
લખમણ પ્રેરો લીલાવતી, તુ મિ દેખી હંસાવતી. ૧૩૧

---

૧૨૪—ગ-'યત્ન' બદલે 'મન.' જાલોર' બદલે 'સોહોલેર.' 'બિ પોહોર' બદલે 'ચ્યારેર.'
૧૨૫—ગ-'કુંભલદેસ.'
૧૨૬—ગ-કડી નથી.
૧૨૭—ગ-'નાગોર.' પૂર્વાર્ધનું બીજું ચરણ: જાલંધર જોયૂં તિ પોહોર. ઉત્તરાર્ધ: રાણાપુર બલમનાદૂં સાર, ત્યાંહાં નારી નવિ દંસકુમાર. આ પછી નીચેના ભ્રષ્ટ સંસ્કૃત શ્લોક છે:

'विचित्रकोटिः मेरुथरमुरदेशे सरस्वती ।
जालंधरो वैराटश्च वालुकोदधौच ॥
अजमेर सारो देश ईडरगढ शुभमंडलः ।
एतन्मध्ये न दृष्टवान् हंसातुल्यां हि सुंदरीम् ' ॥

તેજ તનતણી સી કહીઇ વાત ? શિવાસંધ પાખલિ મઢ સાઠ;
તે માહિ મોહોટો આવાસ, સાત ભૂમિ ઊંચો આકાશ ૧૩૨
ભલ્લ કમાડ લોહડાના પાટિ, ભોગલિ લોહોઢ સિ મણ સાત
સંપુટ તાલા બીડા સાર, તે કૂંચી મૂકિ ભંડારિ ૧૩૩
પોહોર બિઇની નોબતિ ફિરિ, ઇણિ પિરિ સજ્જ રક્ષા કરિ,
તે ઊપર રહિ પદમની, અસી ત્રિભોવનિ નહિ કામિની ૧૩૪
ચિત્રગયંદા આદિ અનેક, સેવા કરિ દાસી ગત એક,
રમતિ કરિનિ દિન નિગમિ, કરિ કાજ જિ મનનિ ગમિ ૧૩૫
અસી નારી નહિ નવખંડમાહિ, રંપિ રવિમંડલ રુધીય,
તેર વરસનીવેસે ચડી, સ્વયં વિધાતા હાથિ ઘડી ૧૩૬
વદન મનોહર ચંદ્ર સમાન, નવયૌવનભર, ભીનિ વાનિ,
સ્તન ઉત્તુંગ અધુર પ્રવાલ, વેણિ દંડ યસૂ મહાકાલ ૧૩૭
શિસ રાખડી જડિત્ર લાલ, ગાનિ બિમતી ઝમકિ ઝાલિ,
કંઠિ મુક્તાફલહાર અમૂલ, નિર્મલ નાસિકા ઊપરિ ફૂલ ૧૩૮
ચક્ષુ ચાલતા પ્રથિવી ચલિ, તેજિ કરિ ત્રિભોવન ખલભલિ,
આખિ વખાણ કરુ કિમ કરી ? અણીઆલી નિ અંજનભરી ૧૩૯
તિ જોતા મન નરહ ધડિ આખિ જોઇ ઇંદ્રાદિક પડિ,
નિમેષ કરતા ઝમકિ વીજ, રંગા દાત દાડિમના બીજ ૧૪૦
સિહલકી તિ સવિકા કીહિ, તિ આગલિ સહી કુડી લહિ,
યતિ ચલિ જોના કટિલક, કામી પુરુષ તણો સૂ વક ? ૧૪૧

---

૧૩૨—ગ–' ભૂમિ ' ને બદલે ' આકાર '
૧૩૪—ગ– બિઇની ' ને બદલે ' પોહોરનિ ' ' કામિનિ ' બદલે ' સામનિ '
૧૩૫—ગ–' કાજ ' ને બદલે ' વાત '
૧૩૭—ગ–' મનોહર ' ને બદલે ' મોહન '
૧૩૮—દ–' નિજ લાલ ' ને બદલે ગ ' લાલ '
૧૪૦—ક ' તિ જોતા મન ખલભલિ '

કાંકણચૂડી નિ મૂદ્રેડી, રત્ન અમૂલક હીરઇ જડી.
ચરણચિર પીતાંબરતણો, ચોલીઇ ખાપ કીધો ઘણો. ૧૪૨
નાભિ જોય'તાં મગ ખલભલિ, સુકસનકાદિકના મન ચલિ;
હ'સાતણૂ' મુખ 'જોવું અસૂ', જાણિ સોનિ કુ'દણ રસૂ' ! ૧૪૩
લીલાઇ પાગ ભરિ સુ'દરી, ગજગતિ પાગ ખલકિ નેઉરી.
નેવ ખડિ બત્રીસી મારી પામિ જિ પૂજે ત્રિપુરારિ. ૧૪૪

શ્લોક

श्यामाङ्गी, नवयौवना, शशिमुखी, कामिमनोहारिणी,
कंठे मौक्तिकमालिका सुविमला, या शुद्धवंशोद्भवा।
हस्ते कंकणमुद्रिकासुजडिता, केयूरदिव्यांबरा,
बिंबौष्ठोपीनकुचभारनमिता, पादौ रणन्नुपूरौ॥ ૧૪૫

ચઉપઈ

શ્યામામુખ સસિયર સમાન, મદન સુલોચન રૂપનિધાન;
સ્તન ઉત્તુંગ અધરે બિ'બ, જ'ઘ જસી બિહૂ કદલીસ્ત'ભ. ૧૪૬

( આર્યા )

સ્યામા સુ'દરવદના ગજગતિમ'દા સુલોચનાઅ તણી;
સુભગા પીનનિત'બા આદ્ય જનિના બિ'બાધરા તરૂણી. ૧૪૭
મદમૃગ સ્વરૂપિ મદા ગાભરી, મદભર ચાલિ લોચન તરિ;
લહિરિ આતી પગમાં ભરિ, તેહનાં ચિહ્ન ભત્તાની હરિ. ૧૪૮

---

૧૪૨—ક-'વિચિત્ર' ગ-'ચિર.'
૧૪૩—ક-'હસ'તાં મુખ દીસિ અસૂ.' ગ-'હ'સાતણૂ' મુખ જેવું અસૂ.'
૧૪૬—ગ-પૂર્વાર્ધ બીજુ' ચરણ: 'મનસા લોચન ઊરિ ધામ.' 'કદલી' ને બદલે 'કેલના'
૧૪૭—ગ-'આ કડીને બદલે નીચના શ્લોક છે:—
'श्यामा सुंदरवदना गजगतिमंदा सुलोचना सा सा।
सुभगा सन्नानना तरलायतो नितंबधारिणी॥'
૧૪૮—ગ-આ કડીને બદલે એક શ્લોક છે.

વચન બોલિ સીલ સાસતી, મુગધા સહિજ સ્મરિ ઉન્સતી.
હાવભાવ દેખાડઇ હસી, જાણિ ઇંદ્રતણી ઉરવસી ! ૧૪૯
હસતી દીસિ બારે કાલ, પ્રેમ વધારિ નેત્ર વિશાલ.
હંસાવદન નિરખિ એક વાર, સફલ જન્મ તેહેનો અવતાર. ૧૫૦
સંગ કરિનિ સાહામૂં જોય, તવ કામી નર બિમણો હોઇ.
કામિનિ કામ તણો ભંડાર, પુન્ય વિના કિમ પામિ નાર ? ૧૫૧

શ્લોક

भोगे प्रवृत्तेऽपि तथैव वृत्ते, संपद्यते यस्य मुखान्यमिष्टा।
सा कामिनी कामिजनस्य जीवितं, न लभ्यते पुण्यशतै-
गुणैर्नरैः ॥ १५२

ચઉપઈ

ધિક કવિતા જે એહેવૂ કવિ, જે શ્યામામુખ સસિયર ભીડવિ;
હાવભાવ સોહાવિ ગાત્ર તે આગલિ સસિયર કુણ માત્ર ? ૧૫૩

શ્લોક

धिक् ते हे मंदमतयः कुरु ते च सर्वे
यः स्त्रीमुखं च शशिना प्रकरोति दक्षी ।
लावण्यसम्भ्रमकटाक्ष निरीक्षितानि
कोपप्रसादहसितानि कुतः शशांके ॥ १५४

ચઉપઈ

સુરતસમિ ઊપજાવિ રંગ, કાંઈ લાજિ કાંઈ આપિ અંગ.
ચપલ ચક્ષ ઉનમિલન કરી, દીન વચન ભાખિ સુંદરી. ૧૫૫

---

૧૫૦—અ-'બારે કાલ' બદલે 'ક' માં 'હારપાલ' છે.
૧૫૧—ગ-'બિમણો' બદલે 'બૂમનો' છે.

શ્રવણુ વીણિ વિક્ષાત જ ચાલ, સુરતસ્વેદ પ્રસીઝિ ગાલ;
ઇસા ભાવ કરિ સા જેહ, પુન્યવંત નર પામિ તેહ. ૧૫૬

શ્લોક

उपरोत्यतितानां किंचिदुन्नमितस्तनीनाम् ।
मधुरस्वरा मधुररसं पिबंति पुण्यजनाः केचित् ॥ १५७

ચઉપઈ

સાંભલિ રાજા! સાચૂં કહું, સંખ્યા રૂપતણી નવિ લહું;
ધુરિ થકી મિ જેહવી કહી, જાણિ મૂઝ આગલિ ઊભી રહી! ૧૫૮
મુખ જોતાં જોગીસ્વર ચલિ, શિવસનકાદિનાં મન ખલભલિ.
તેહતણું કિમ કરું વિવેક? કીહિનાં રૂપનિ ન આવિ છેક. ૧૫૯
મનમાં હૂતો ઊલટ ઘણો, તે પરમેસ્વરિ અવગણો.
હૈ! હૈ! દૈવ ન પોહોતિ આસ, કાત્યૂંપીન્યૂં થયૂં કપાસ! ૧૬૦

દૂહા

રાજા! તુહ્ય કારણિ કરી, મિ દમિઉં બહુ દેહ;
વરસાલિ વગડિ વસો, માહરા ઊપરિ વૂઠા મેહ ૧૬૧
હેમિ હડબા ગડગડિ, ટાઢિ કંપિ દેહ,
ઝાકલ ઠાર પડિ દરિ, જાણિ વૂઠા મેહ! ૧૬૨
સેજ સીયાલિ સાંભરિ સ્યામા કેરાં મુખ;
રાજા! તુમ્હ કારણિ કરી મિ વેઠાં બહુ દુઃખ. ૧૬૩
સીર સૂરજ, તલિ વેલૂ તપિ, અગ્નિ સમોવડિ થાય;
સીર ઊઘાડિ ચાલિયો ભરઊન્હાલાનિ માંહિ. ૧૬૪
ઝલ જલિ, ઝાંઝવા બલિ, નહિ સીતોદક વાય;
આઠ દિસિ દવ ઊછલિ, ભરિઊન્હાલા માંહિ. ૧૬૫

---

૧૫૬—ગ-કની નીચે મુજબ છે:
'ગવરચવ વિખરાયા વાલ, સુરતસમે પરસીને ગાલ;
અસા ભાવ કરિ તાં જેહ, પુન્ય વિના કયમ પામિ તેહ?'
૧૬૧—ક-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'ઊપરિ મુઝ વૂઠા મેહ.'

ઈણિ પિરિ દિન દોહિલિ ગમિ, કીધૂં હૂતૂં કામ;
જો મુખ દેખત તેહનૂં તો આપત મૂઝ અનામ. ૧૬૬
અવધિ માસ તણી ગઈ, ભોમિ પડા મૂઝ હાથ;
રલૂંખપ્યૂં ફોકટ થયૂં, જિમ કૃપણનિ ઘરિ આથિ." ૧૬૭

ચઉપઈ

વિક્રમ ચરિત્ર વલતા બોલીઆઃ "અવિધિ ઊપરિ દિન કેતા યથા ?"
કહિ પ્રધાન નામીનિ સીસ, "સ્વામી ! દિન હૂયા ચાલીસ." ૧૬૮
વિરહવેધ લાગી રાજાન, અંગ અનંગ જાગો સપરાણ;
વિરામ્યો મન કરો વિચાર, જ્યાંહાં દેખૂં ત્યાંહાં હંસકુમારી. ૧૬૯
રાજપાલ વખાણી જસી, રૂપિ મનોહર નિરખું અસી;
જાઊં પલ્હાણી વેગિ વાજિ, તજું પ્રાણ હંસાનિ કાજિ. ૧૭૦
રાજપાલસૂં ત્રોડો તાગ, વાત કરતાં જોયો લાગ.
દિન એતલા સૂં કીધૂં તુમ્હે, આવી આજ જગાવા અમ્હિ ?" ૧૭૧
હાથ ઘસિ નિ ધૂણિ સીસ, અવધિ વહી ગયા દાહા ત્રીસ
જોગીનિ પિરિ લાગૂં ધ્યાન, ઉત્તર દેઈ વાલ્યો પરધાન. ૧૭૨

દૂહા

"રાજપાલ ! વલુ તુમ્હે, કર્મ કરિ તે હોય;
વણુસરજૂં કિમ પામીઇ ? લખ્યૂં ન છૂટિ કોય." ૧૭૩
"એક કન્યા વર સુ વરિ, વર કન્યા સિ સાત;
પિરિ સૂં જાણિ કર્મની ? રહુ અણુબોલા રાજ !" ૧૭૪

ચઉપઈ

દિવસિ ઘણા વહિ ગયા અંતરિ, મંત્રીવચન સંભારાં કૂંઅરિ;
વિક્રમચરિત્ર વિમાસણ કરિઃ એક વાર તે જોઊં સુંદરી. ૧૭૫

---

૧૬૯—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ : 'અંગઅંગિ જાગિ કામ.'
૧૭૩—ખ-' આ કડી નથી.'
૧૭૫—ક-ઉત્તરાર્ધ : 'સુણ્યાં જ' ને બદલે ખ-માં 'સંભારાં.' 'પિરિ' ને બદલે 'ખ' માં ' કૂંઅરિ.'

પસ્ચિમ દિસિ જો ઊગિ ભાણુ તો મુખ દીઠિ ભાઊં ખાણું;
વલી પ્રતન્યા લીહિ વડવીર, તુ મુખ દીઠિ પીઊં નીર. ૧૭૬
ઈમ કરતો ઘોડારિ જાય, પાણીપંથા લાગો પાય.
પાય લાગી જોડયા દોય હાથ, સૂણુ સાહાણુપતિ તુ મૂઝ સાથ. ૧૭૭

સુવર્ણ પલ્હાણુ પલ્હાણો પૂંઠિ, તવ તાજણો લીધો કરમૂઠિ.
વારુ વાગો બગચિ બંધિ, કરવાલ ઊડણી દોઅે કંધિ. ૧૭૮

પાકાં પાનિ પોહોરડો ભરી વિક્રમચરિત્રે હયવાગ જ ધરી.
પૂંઠિ થાપડી થયો અસવાર, ચેત્યો પંથ ચાલ્યો તોખાર. ૧૭૯

પૂંછ ઝાટકીનિ પગલાં ભરિ, નાક વજાડિ નિ કર્મ કરિ;
ખુરતલ જીવન મારિ મૂલિ, ધસમસ હિંડિ ઊડિ ધૂલિ. ૧૮૦

રાતિદિવસ રમતો પંથિ પલિ, દીઠિ વિઘ્ન ન આડો ટલિ.
પર્વત પોલિ દીઠો જિમ, પોહિ ફૂટિ રવિ ઊગ્યો તિમ. ૧૮૧

વસતિવાસિ ગયો વડવીર, દીઠૂં સરોવર વારુનીર.
દાતણુ કરી આરોગા પાન, મનસુદ્ધિ દિ ઘોડાનિ માન. ૧૮૨

---

૧૭૬—ક-'લીહિ' ને બદલે ખ—'કરિ.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: નયણિ દેખિ 'ગ-' પ્રતિજ્ઞા.
૧૭૭—ખ-'પાણીપંથા' બદલે 'ગંગાજલનિ.' ઉત્તરાર્ધનું બીજું ચરણ નથી. ગ-'ગંગાજલનિ.'
૧૭૮—ખ-કડીનો ઉત્તરાર્ધ નથી. ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'રત્ન સોવર્ણ સાથ લીધ'
૧૭૯—ક-'ચાંપ્યો પંથિ વલિ તોખાર.' ખ-'પોહોરડા'ને બદલે 'પુરુરો.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'ચમકતો ચાલિ તોખાર.' ગ-'પોહો.' 'ચેત્યો પંથ ચાલ્યો તોખાર.'
૧૮૦—ખ-'વજાડિ' ને બદલે 'ચડાવિ' ઉત્તરાર્ધ 'ધસમસ' ને બદલે 'મસ નિ વલિ.' ગ-'નાક ચડાવિ નિ ચડવડિ.'
૧૮૧—ખ-'દીઠો' બદલે 'છાડિ.' ઉત્તરાર્ધનું આખું ચરણ નથી.
૧૮૨—ખ-'વારુ' ને બદલે 'સીતલ.' ગ-'વારુ' બદલે 'નિર્મલ'.

"તૂં ઊતાવલો પલ અવાર," પૂંઠિ થાપડી થયો અસવાર:
ઠામનામ ન જાણિ રાય, સૂર્યપસાયિ નિરખતો જાય. ૧૮૩

પૂર્વછાયુ

આવ્યૂં નગર અતિદૂકડું, રુડા પોલિપગાર.
સોના કેરિ કલસતેજે ઝલકિ રાજદ્વાર. ૧૮૪
દીઠો પ્રાતઃકાલે કરિ ત્રાંબાનો ગઢ સાર;
દૂર થકો દીસે અસો તેજતણો ભંડાર. ૧૮૪+૧
વાડીમાંહિ વનસ્પતિ ઘણી, ચોહો પક્ષ નિરખિ રાય.
છાયાઇ જઇ ઊભો રહો, ક્ષુધાતૃષાર્ત ઝંપાઇ. ૧૮૫
રંગિત ઝાડ સોહામણાં, રાતાં, નીલાં, શ્વેત,
પીલાં, કાલાં, જાંબૂઆં, પીરોજાં સંકેત ૧૮૬
છાયા દીઠી માલણી, ચાંપા કેરિ ઝાડિ;
સોલ વરિષનિ સુંદરી, મોતી તપિ નિલાડિ. ૧૮૭
રાજા પૂછઇ: "સુંદરી! કુણ નગરી? કુણ ભૂપ?
આડિ દષ્ટિ અતિઘણૂં, નારી નિરખિ રૂપ. ૧૮૮
સ્તંભતીર્થ ત્રંબાવટી, ચુહૂ ખંડિ જાણંત.
આગલિ રયણાર ગડગડિ મહીયનદીનો કંથ. ૧૮૯
માલણીવાણી સાંભલી રાય ચંપાવ્યો તોખાર.
તિહાં વિતપતિ દીસિ ઘણી, નગરતણો વિસ્તાર. ૧૯૦
ટોડા તોરણ ત્રિકલસાં, સહસ્ર સ્તંભ, ગઢ બાર;
મણિમાણિકહીર જડાં, તેજ કરિ ઝબકાર. ૧૯૧

---

૧૮૩—ખ-પૂર્વાધ' નથી. ઉત્તરાધ' : 'ઠામ' ને બદલે 'ગામ.'
૧૮૪—ખ-કડીઓ ૧૮૪ થી ૧૯૭ સુધીની નથી. ગ—આ પછીની કડી 'ક' 'ખ'માં નથી.
૧૮૬—ક-'પીલાં.'
૧૮૭—ગ-'લલાટ.'
૧૮૯—ગ-'ખંભાયતિનગર.' મહાનદીનો.

## ચઉપઈ

અગ્નિતેજ અધારિ જસૂ, પુર ઝનહલતૂ દીસિ અસૂ
મહીસંગમનૂ આવિ ભગણુ, સઘના તીર્થતણૂ આભગણુ ૧૯૨
દીઠૂ નગર જસૂ કૈલાસ, દૂરિ થકૂ દીસિ આકાશિ
જોયણુ બાર પાખતિ પ્રાકાર, હેમરતનમણિનેજ અપાર ૧૯૩
ધનુહર ગોખ માનીઆ માહિ, સિંહાસન સોવન્નમિ ત્યાહિ
જાનમાન મોતીમણિતણા, ટોડા તોરણુ દીસિ ઘણા ૧૯૪
ચિત્રસાલા નાનાનવરગ, પચશબ્દસૂ વાજિ ચગ
ઇંદ્રનીનમણિ નીલિ વાનિ, કૌસ્તુભમણિ પીતાબર જાણિ ' ૧૯૫
વૈડુર્યમણિતેજ મહારગ, ચદ્રકાન્તિ મણિ અમૃતમય અગ
હીરાહેમરતનમય ઘડા, તે ઊપરિ ત્રિકતસા જડા ૧૯૬
ગઢ મદિર કોસીસા જોય, ગગન ગોખ જ્યોતિ મન મોહિ
ચદ્રઅર્ક પ્રત્યક્ષ તિહા દીઠ, મહાવિચિત્ર અનોપમ પીઠ ૧૯૭
દીઠો કનસ, હેમમય સ્તભ, દીઠી પતાકા લિહિકતિ તિમ
દીઠા તોરણુ નવા સાતગ, દીઠા સરોવર ખણિયા તિહા ૧૯૮
દીઠી કેલિઆબ વનિ રાય, દીઠી ચપક જામતી જાય
દીઠા વાહાણુ નિ વાવગ, દીઠા અરહટ નિ પાવગ ૧૯૯

---

૧૯૨—ગ-' મહીસગમનૂ ' ને બદલે ' મહીસાગરનૂ '
૧૯૩—ગ ' પાખલિ પ્રાકાર' બદલે ' તણો નિસ્તાર '
૧૯૪—ગ-' સોવન્નમિ ' ને બદલે ' સોનાનાં ' ' ટોડા ' ને બદલે ' કડા '
૧૯૬—ગ-પૂર્વાર્ધ ' મણિવૈડર્યતેજતરગ ચદ્રકાતિ અમૃતમય રગ
ઉત્તરાર્ધનુ બીજુ ચરણ ' ઊપરિ સુદર ધાટિ ધડા '
૧૯૭—ગ-' મહાવિચિત્ર બદલે ' મહાચિત્ર '
૧૯૮—ખ—ગ-ઉત્તરાર્ધ-દીઠાં તોરણુ નર વે જિહા દીઠા સરોવર ખણિયાં
તિહાં ' ને બદલે ' દીઠાં તોરણુ નવા સાતરાં, દીઠા સરોવર વાડી
તહાં ' ગ—' વાડિ તહાં ' બદલે ' વાડીમાહિ '
૧૯૯—ગ-' જામતિ ને બદલે ' જુડિ '

દીઠી પોલિ હેમમય સ્તંભ, દીઠી દસવિધ નાચિ રંભ
દીઠા હાટ જસા કૈલાસ, દીઠા નયણિ વિચિત્ર આવાસ ૨૦૦
દીઠી સેરી રૂઅડી રાય, લખમણરાઉત તણિ ઘિરિ જાય
લખમણનિ ઘરિ પોહોતો જિમ, લીનાવતીઇ દીઠો તિમ. ૨૦૧

સુવર્ણ કરવી બિહૂ કર ધરી, સુકલેણી સાહામી સચરી
બેટો ભણી બોલાવ્યો જિમ, કરી જૂહાર નિ ઊભો તિમ ૨૦૨
અશ્વ આપો પોતિયાનિ હાથિ, લીનાવતીઇ લીધો હાથિ
ખાટિ તળાઈ નિરખિ જિમ, તતક્ષણ રાઉત બિહૂ તિમ ૨૦૩

અશ્વ ઊતારિ બાંધો એહ, ખાણચાસણી દીધી તેહ
પૂછી વાત પરહૂણાગતિ કરિ કવણ દેસ છઇ તુમ્હતણિ? ૨૦૪
કવણ કારણિ એકના આજ આ યા આહા તે કહો મહારાજ?
વિક્રમચરિત્ર કહિ, 'લીનામાત' વિક્રમાદિત્ય અહ્મારા તાત ૨૦૫

ઊજેણીદિસિથી આવા આમ, સહી છિ એક તુમ્હ સરીખૂ કામ'
મેહેલા મર્દન કરિ વિચાર, એક લેઇ આની તાતૂ વાર ૨૦૬
પાટ પોતીઉ આદરિ કરી, ત્રાંબાકૂંડી પાણી ભરી
અઘોલિ કરી માડી આડણી, તાદા પુહુઠો ઊજેણીધણી ૨૦૭

---

૨૦૦—અ-'નયણિ' ને બદલે 'મનહર' ગ—'વિચિત્ર' બદલે 'ચિત્ર'
૨૦૧—અ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ 'પોલિ રાય પધારો જિમ'
૨૦૨—ક- દોઇ' ખ—'બિહૂ' ક—'બેટો'— ખ—'બાંધવ' ગ—
'કરવી' બદલે 'કરવડી' 'સુકલેણી' બદલે 'સકલ વિદ્યા'
૨૦૩—ખ 'પાસિ' ને બદલે હાથિ' ઉત્તરાર્ધ 'પાટિ'
૨૦૪—ક-'ઊતારિ' ખ— ઊરડિ' ઉત્તરાર્ધ—'પરહૂણાગતિ કરી' એ
'ક'માના પાઠને બદલે 'કવણ પરગણિ' અ— પરહૂણાગતિ' ને
બદલે 'પડીગણ'
૨૦૫—ખ ગ-'કારણ' ને બદલે 'પ્રકારિ' પૂર્વાર્ધનું બીજું ચરણ અહ્મો
આણી છિ કસૂ કાજ?
૨૦૭—ખ-''પાણી' બદલે 'નીરિ'

લીલા કહિઃ "રાજા! અવધારિ, ભોજન કરુ તુમ્હિ કુલ બિચ્યાર."
રાજા કહિ, "હું ભૂખ્યો સહી, તુ કુલ બિચ્યાર ભરીઇ કહી? ૨૦૮
નયણે નિદ્રા આવિ માત! વેલા એક મ કરસ્યો વાત."
લીલા કહિ, "સવિ મેરુલી સૂણો, બોલી ભાવિ રખિ ભણો." ૨૦૯
અણબોલ્યો આવો ઈણિ ઠાય, જાંહા જાગિ ઉજેણીરાય;
દીધૂં દ્વાર નીકલીઆં જેહ, રાજા રેવંત ધસ્રહર બેય. ૨૧૦
આવી લીલા ઊભી જિમ, લખમણરાઉત પધારા તિમ.
તવ દીધી ઊન્હી અંઘોલી, શાલિદાલિ ભોજન ઘૃતઘોલ. ૨૧૧
ભોજન લેઇ ભલી પિરિ કહિ, લીલા લાજિ બોલ ન લહિઃ
"સુણો સ્વામી! અમ્હારી ભાખ, ઘોડો એક લહિ બિહ લાખ. ૨૧૨
પુરુષ એક પ્રાહોણો રાય, મિ પોઢાડયૂં છિ ઘરમાંહિ.
જોતા મોહ લાગો મનમાહિ અસ્યો અશ્વ નહિ ભૂતલમાંહિ. ૨૧૩
જાઇ જુઉ મ લાઉ વાર, તેજી તે નિરખો તોખાર."
લીલા બોલિ લખમણ ગયો, બાર ઊઘાડી ઊભો રહ્યો. ૨૧૪
પાણીપંથો નિરખો જિમ, હેમ પલ્હાણી દીઠો તિમ;
જો આધેરા લખમણ જાય, રત્નટીકસૂં પોઢયો રાય. ૨૧૫
દીધૂં દ્વાર આવ્યો આગણિ, 'ભક્તિ ભલી પિરિ કરજ્યો ભણિ;
એ કહીઇ ઊજેણીધણી, હય ચઢી આવ્યો હંસા ભણી.' ૨૧૬
લખમણ કહિ, "લજા પરહરો, એ બાંધવ તુમ્હ બાંહિ ધરો;
મૂઝ પરિવાર નહીં અધઘડી, મિ આપ્પોપૂં આપ્યૂં જડી. ૨૧૭

૨૧૦—ખ-'રેવંત ઘોડૂં ધવલહરિ બેય.'
૨૧૨—ખ-'દેઇ' ને બદલે 'ભુક્ત.'
૨૧૩—અ-ઉત્તરાર્ધ નથી. અ—'મન ધણો.' 'ભૂતલતલેઇ'
૨૧૪—ખ-પૂર્વાર્ધ: જાઉ જુઉ મ લાઉ વાર, તમો તિ જુઉ કરો તોખાર!
૨૧૫—ખ-'નિરખિ' ને બદલે 'પરખિ.'
૨૧૭ -અ-'ધરો' બદલે 'મહો.'

ભોજન દ્યો ભક્તિ ભલી કરો, એ રાજબીજ રખિ મનિ ડરો;
એ લહુડી લોપાવો લાજ, કહિસઇ તુઝ જે હોસિ કાજ. ૨૧૮
તે પૂછિ અમ્હ આગલિ કહો, રાતિદિવસ તુમ્હે જમણાં રહો."
લખમણ ચાલું રાજદ્વારિ, જઇ જગવું લીલાનારિ. ૨૧૯
"મુખ છાંટો, નિદ્રા પરહરો, ભોજન કવલ બિચ્યાર જ કરો."
રાજા કહિઃ "સુણિ લીલાનારી! જાં ન દેખું હંસાકુમારી. ૨૨૦
ભોજનનીર મિ નીગ જ લિઉં, પોહોર વીસ હય ઊપરિ રહ્યો;
પાલ્યો નેમ, કરુ પરમાણ, ભોજન કરું તુ સિવની આણ." ૨૨૧
લીલાવતીનિ વિમાસણ પડી, અણબોલી રહી અધઘડી:
"હસિ કેમ જો બોહોરી વાત, હવિ હંસાનો સાહસિ હાથ." ૨૨૨

## દૂહા

ચિંતિ ચટકો નીસર્યો, મનસૂં કરિ વિચાર;
રાઉતિ રાજસભા થકો ઘરિ આવ્યો ભરતાર. ૨૨૩
નર વચણિ મન ચૂકસિ, અમ્હ આગલિ કહૂં ઈમ;
લીલા લખમણનિ કહિ, "કહો કરીસિ કિમ? ૨૨૪
જમીઇ તો જુગતૂં નહીં, એ અસત્ય એક વાર;
એ ભૂખ્યો આપણ જમું એ કીહિ અવિચાર." ૨૨૫

---

૨૧૮—ગ-ઉત્તરાર્ધઃ એ લહુઅડો લોપાવુ લાજ, કહિસઇ જે મનમાંહિ કાજ.
૨૨૧—ખ-ઉત્તરાર્ધ નથી. ગ—'હય ઊપરિ' બદલે 'એ પૂંઠિ' 'ભોજન કરુ તુ' બદલે 'પાછું નહિ તો.'
૨૨૨—ગ-'અધઘડી' બદલે 'એક જ ઘડી.'
૨૨૩—ખ-કડી નથી. ગ—'ચિંતાઇ ચીવટ પડિ.'
૨૨૫—ગ-પૂર્વાર્ધ બીજું ચરણઃ 'અસત્ય એવી બાત.' ઉત્તરાર્ધઃ 'એ ભૂખ્યા ભોજન કરીએ એ આપણિ અવિખ્યાત.' ખ—પૂર્વાર્ધ પછી નીચેની કડી છેઃ—
ભોજન નીર નીમ ઈણિ લીયો, પુહુર વિસ ઈણિ પિરિ રહો.
નર કરિ છિ સદાશિવની આણ, અણ નીમ કરું પ્રમાણ.

## ચઉપઈ

લીના કહિ, "કંત ! અવધારિ, હવિ કિમ દાખવો હંસકુમારી ?
હવિ જાઉ કાંઈ કરો ઉપાય, જેણિ પ્રકારિ જમિ રાય." ૨૨૬
લખમણ કહિ, "લીના ! સાભનો, એ કહીઇ કૂયા કાબલો,
માસદિવસની અવધિ ગઇ, હસાકૂઅરી અનેરી થઇ ૨૨૭
કનોજનો આવ્યો પરધાન, પગ પખાલી આપ્યા પાન,
લીધા લગન હૂઆ દિન બાર, આગનિ ઊભા દિન અઢાર ૨૨૮
કનુજનો રા આવિ ઇહા, એવડી અહિગતિ ધાલુ કિહા ?
ત્રબસેનરાજા જાણુસિ, અણુખૂટિ આપણુનિ આણુસિ." ૨૨૯
અસી વાત લીના અવધારિ, બિહૂ પિરિ માદલ વાજિ બારિ
લીના કહિ, "કંત ! તુમ્હે સુણો, અમ્યા બોલ કસ્યાનિ ભણો ? ૨૩૦
કૂઅરી વાતો કહી તેડીઇ, રાયનિ દર્શનિ દેખાડીઇ"
લીનાગોલિ લખમણ ગયૂ, રાય આગલિ જઈ ઊભો રહૂ. ૨૩૧
નામી સીમ નિ દીઇ નોહોતરૂ, હસકૂઅરીનઇ વાતો કરુ,
રાજા કહિ, "સુણિ લખમણરાત, એ બીજી વાર મ કરસ્યો વાત ૨૩૨
હસા હેડી તો ઊતરિ જો પરણી તે ચાલિ સાસરિ,
ઘરિઘરિ તેડા આવિ ઘણા, લાડકોડ એ પરણ્યા તણા" ૨૩૩
લખમણિ રઢ માડિ ઘણી, વાચક વલ્યો ખભાયતધણી,
કહિ પ્રધાન, "સુણો નરનાથ ! રાજ્ય આપણૂ હસાનિ હાથિ ૨૩૪

---

૨૨૬—ગ 'હવિ બદને 'હવડા થકા' 'જ્યમ રાયનિ ભોજન કરાય'
૨૨૭—ખ-ગ-ઉત્તરાર્ધ 'અવધિ' ને બદલે 'મહોવત'
૨૨૯—ગ-'અણુખૂટિ આપણુનિ આણુસિ' બદલે 'તો અણખૂટિ મરણુ આણુસિ'
૨૩૦—ખ-ઉત્તરાર્ધ બીજુ ચરણ હીણુ ભાખ કસા મ્હનિ ભણુ ?'
૨૩૧—ખ-ઉત્તરાર્ધનુ પ્રથમ ચરણ લક્ષમણરાઊત તતક્ષણ ગયૂ'
૨૩૨—ગ- કરસ્યો' બદલે 'મ્હેલસ્યો'
૨૩૩—ગ-ઉત્તરાર્ધ 'અમ ઘેર તેડા આવ્યા ઘણા લાડકોડ પહોચે પરણાતણા.'
૨૩૪—ખ-આ કડી નથી ખ—'હસાની' બદલે 'એહનિ'

તમ્હ સરખૂં ભોજન કરસૂં અમ્હે, આગલિથી પધારો તુમ્હે.''
રાય કહિઃ કાં ન આવીઇ? છોરું ઘિરિ લૂખૂં ચાખીઇ. ૨૩૫
રાય કહિઃ હંસા નોતરો, જાઉ જઇ સજાઈ કરો.
તાં રાજલોકે સંભલાવ્યૂં સહૂ, રાણીહરખાણીગ બહૂ. ૨૩૬
કહિ નોહોતરું નિ ઘરિ જાય, કરિ સજાઈ જે જ્યમ થાય;
ઊઠી લીલા આદર કરઇ, તે સહૂકો તિમ અણુસરિ. ૨૩૭
અન્નપાનની આયત થાય, લખમણ જઈનિ લાગો પાય;
તેહનિ ઊલટ અંગિ ન માય, "તૂં ભલિ પધાર્યો ભૂપતિરાય! ૨૩૮
અમ્હ ઘિરિ આજ યજ્ઞ નિ યાગ, પુન્યિ અમ્હે પામા પ્રયાગ;
અમ્હ ઘિરિ આજ બ્રહ્મ નિ ઈસ, અમ્હ ઘિરિ આજ
સ્વયં જગદીસ. ૨૩૯
અમ્હ ઘિરિ આજ ઇંદ્ર નિ અપછરા, અમ્હ ઘિરિ આજ આકા નિ ધરા;
અમ્હ ઘિરિ ઊછ્વ મંગલ બહૂ, રાય આવિ આનંદૂં સહૂ. ૨૪૦
ધનિ હૂં નિ માહરૂં પરિવાર, અમ્હ ઘિરિ આજ ભયો કેદાર;
કૃતારથ થઇ રુધિ અમ્હ તણી, ઘિરિ આવ્યો ઊજેણીધણી." ૨૪૧
મોહોલ માલીયા થયાં પવિત્ર, ભલિ પધાર્યા વિક્રમચરિત્ર;
પુરુષ પોહોઢા હેઠિ યોગિનીપીઠ, વિક્રમચરિત્ર તે નયણે દીઠ. ૨૪૨

---

૨૩૫—ક-ઉત્તરાર્ધ: 'રાય કહિ કિ મનાવીઇ છોરું રઢિ લેઇ રહ્યૂ હઇઇ.'

૨૩૮—ખ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ 'વિક્રમચરિત્રનિ લાગૂં પાય.' ગ—'અન્નનીરની આરત થાય.'

૨૩૯—ક-ઉત્તરાર્ધનું બીજું ચરણ ખૂટે છે. ગ—'બ્રહ્મનિ ઈસ' બદલે 'અંબા નિ ઈસ.' 'સ્વયં' બદલે 'સુક્તિ' કડી ૨૩૯ થી ૨૪૨ નાં ચરણો 'ખ'–'ગ'માં ઊલટાંસૂલટાં છે.

૨૪૦—ખ-ઉત્તરાર્ધ: અહ્મ ઘરિ હૂઉ અતિરંગ, અહ્મ ઘરિ આજ આકાસુ માંહિ ગંગ' ગ—ઉત્તરાર્ધ: અહ્મ ઘરિ આજ હૂઉ અતિરંગ, અમ ઘરિ પ્રસન્ન હૂઆં મહીગંગ'

૨૪૧—ખ-કડીઓ ૨૪૧, ૨૪૨ નથી. ગ—પૂર્વાર્ધ: અમ ઘરિ આજ હૂઆ ઉદાર, અમ ઘરિ આજ હૂઓ કેદાર.'

૨૪૨—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'કહ્યૂં તમ્હારું રાજ કરિ.'

વિક્રમચરિત્ર વલતા ઇમ કહિ, "રાજપ્રધાન ! તૂં ઊભો રહિ,
તુમ પ્રસિધ સાંભલી પરિ તો હૂં આવ્યો તુમ્હારિ ઘરિ." ૨૪૩

જોઇ નીચૂં વલી કર્યો જૂહાર, "ભૂપતિ ! અમ્હસ્યૂં એવડો ભાર ?
કહ્યૂં અમ્હારૂં જુ તુમ્હે કરુ, બાર ઊઘાડિ રખિ નીસરુ." ૨૪૪

રાય પોઢાડી આવ્યો જિમ, કહે નારીઃ હવિં કરીસિ કિમ ?
હૂઇ રસોઇ તમ્હે તેડો રાય, જે જિમ આવિ તે તિમ જાય. ૨૪૫

રાજા આવ્યૂં સપરિવાર, પાલખીતણો ન લાભિ પાર;
ઘડી ચ્યાર ચઢી છિ જિમ, ત્રંબસેનરા આવ્યૂં તિમ. ૨૪૬

એક તાતિ પાણી કરિ અંઘોલિ, એક ચંદન સુકડિ ઘોલ;
કસ્તૂરીકેસરસ્યૂં સાર ઊગટ રાજાઅંગિ અપાર. ૨૪૭

ભોજન કરી પધારા રાય, જે જિમ આવિ તે તિમ જાય;
સહસ્ર વીસ આવ્યા અસવાર, પાલાતણો ન લાભિ પાર. ૨૪૮

સહસ્ર વીસ આવી પાલખી, રાણીયર પૂંઠિ સુસ્ત સખી;
લખમણરાઊત તાં પૂંઠિ ગયો, રાજા આગલિ ઊભો રહ્યો. ૨૪૯

"રાજાજી ! જુ આયસ હોય, હું મકૂંઅરી પધારિ સોય."
વડ વેગિ આણી પાલખી, એક સાહેલી પૂંઠિ સુસ્ત સખી. ૨૫૦

પાયક સાથિ છિ પંચાસ, પાલખી મેહેલી કહિ મ જાસ્યો તાસ;
રીત કરી વલાવિ રાય, પાખલિ સહૂકો વીંટિ જાય. ૨૫૧

લખમણની તિ પોલિ ગયા, પાયક સઘલા ઊભા રહ્યા;
મંદિરમાહિ પુહુતા જિમ, લીલા માન દીઇ છિ તિમ. ૨૫૨

---

૨૪૪—ખ-'ભૂપતિ' ને બદલે 'રાજા.'
૨૪૭—ગ-પૂર્વાર્ધ બીજું ચરણઃ 'સુકડચંદન સરસા ઘોલ'
૨૪૮—ખ-ગ-ચરણો ઊલટાંસૂલટાં છે.
૨૫૦—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ 'એક કુંઅરી પૂંઠિ સુસ્ત સખી.'
૨૫૧—ગ-'ચલાવિ.'
૨૫૨—ખ-'મંડપ માહિ.' ગ—'મંદિરમાંહિ.'

આગલિ આવી ઊભી રહિ, "હંમા ! પધારો" લીલા કહિ
બાહિ ધરી બિસારા પાટિ, કસ્તૂરી આણી ખલિ વાટિ ૨૫૩
ત્રાબાકૂંડિ તાતૂ વારિ, હર્ષેં નાહી હંસકુમારી,
આણી આપૂ ક્રોરૂ ચીગ, પંચવરણ કાચલીઇ હીર ૨૫૪
લીના બુદ્ધિ વિમાસિ ઘણી, રસોઇણિ તેડી આપણી,
હૂતી સહેલી જિ હંસા સાથિ, જમાડવા આવી તેહનિ હાથિ ૨૫૫
હંસકૂંઅરી એકલી લઇ, લીનાવતી તિહા ગૂઝિ ગઇ.
"તૂ રુડી નિ રાજકુમારી, તૂ સરખી નવિ દીસિ નારી ૨૫૬
તૂ નાહાનાથી નરતૂ બોલતી, છોરૂ માહિ ન જાણાતી છતી,
તૂ ગરઢામાહિ ગરવી દીસિ, કૂંઅરી ! તુન્હિ ન ચઢિ રીસ ૨૫૭
જુ એક તૂ માહારી વાત લહુ, તુ એક વાત ત્હમ આગલિ કહું"
હંસા કહિ, "સુણિ લીનામાય ! મૂઝથી વાત ન જાણિ રાય ૨૫૮
જે મનમાહિ હોઇ તિ કહો વાત, ઘરમાહિ બાધુ રાજા સાત,
તે છાડી મેહેંનુ પરભાતિ, સ્રીની કોય ન જાણિ વાત ૨૫૯
મૂઝથી વાર્ત ન બાહિરિ પડિ, મૂઝથી વાત ન ચઊરિ ચઢિ,
મૂઝથી વાત ન જાણિ કોય, સાચી વાત કહો મૂઝ સોય" ૨૬૦
લીલા કહિ, "સુણિ હંસામાય ! વિક્રમાદિત્ય ઊજેણીરાય
વિક્રમચરિત્ર તેહેનૂ સૂત હોય, ત્રબસેનરા જાણિ સોય ૨૬૧
રાજપાન તેહેનો પરધાન, જે તુન્હિ આપા ફોફલપાન,
માસદિવસ કેહેડ મોલી ગયૂ, ત્રબસેન ત્યાહા નવિ રહૂ ૨૬૨

૨૫૪—ક-ઉત્તરાર્ધનુ બીજુ ચરણ ખૂટે છે તે 'ખ'માથી લીધુ છે
ગ- ઉત્તરાર્ધ પ્રથમ ચરણ "આપ્યૂ ઉત્તમ ક્રોરૂ ચીર
૨૫૫—ખ-આ કડી નથી
૨૫૬—ગ-'ગુઝિ' બદલે 'ગુહે' 'દીસિ' ને બદલે 'દીઠી'
૨૫૮—ક-'વાચા' ને બદલે 'વાત'
૨૫૯—ખ-'સ્રીનિ' ને સાનિ'
૨૬૦—ગ-'ચઊરિ' બલ 'ચહુટિ'
૨૬૨—ગ-'કેહેડે' બ.લ 'ગડ'

કેહેડ બોલીનિ કીધું નાત્ર, તે વર આવ્યો તૂઝ મુખપાત્ર;
અન્નનીર આવ્યો છિ તજી, પછી પાણી નથી પીધું અજી. ૨૬૩
તૂઝ મુખ્ય દીઠિ ભોજન કરિ, નહિ તો રા અણખૂટઇ મરિ.
હેઠું જોઇનિ હંસા કહિ, "રાજકૂંઅર તે કિહા રહિ?" ૨૬૪
લીલા કહિ, "હંસા! અવધારિ, અમ્હે બોલૂં છૂં તિ આધારિ;
અતુલરૂપ ઊજેણીરાય, મિ પોઢાડો છિ ઘરમાહિ. ૨૬૫
જુ ચાલો જઇઇ તેણિ ઠાય, તુન્હિ દેખાડું ઊજેણીરાય.
હંસા ઊઠી આગલિ થાય, બાંહિ વલગી બિહૂ જાય. ૨૬૬
બાર ઊઘાડી ઘરમાં જાય, જિહાં પોઢ્યા છિ ઊજેણીરાય.
હંસા હેઠું જોઇ રહી, લીલાવતીઇ વાત ઇમ કહી: ૨૬૭
"જાં જઇ આવૂં ઘરનૂં કામ, તાં મ હંસા! છોડસિ ઠામ."
દીઇ દૂઆર ગઇ લીલાનારી, રાજા નિરખિ હંસાકુમારી. ૨૬૮

રાગ સામેરી

દેખિ ચંદ્ર સરીખૂં વદન, દેખિ હીરા સરીખાં નયણ;
દેખિ માંગ સિંદૂરિ ભર્યો, મષ્યલંક જાણિ ચિત્રા તણો! ૨૬૯
દેખિ અધુર જિમ્યા પરવાલ, દેખિ વેણિ સુરંગી વાલ;
દેખિ મણિ માથિ રાખડી, ખરે હીરિહેમિ જડી. ૨૭૦

---

૨૬૫—ખ-'અતુલરૂપ' ને બદલે 'જિ કીહિ.' 'ઘર' ને બદલે 'મંદિર.'
ગ—'અતુલરૂપ' બદલે 'મહારૂપ.'
૨૬૭—ખ-'પોઢા' ને બદલે 'બિઠા'
૨૬૮—ખ-'દૂઆર' ને બદલે 'બાર.'
૨૬૯—ખ-આ ઉપરનો રાગ સામેરી 'ક'માં નથી. 'સરીસાં' ને બદલે 'ઝલકિ.' 'ચિત્રા' ને બદલે 'ચીતઉ' કખમાં હંસાવતીના સૌંદર્યવર્ણનની પંક્તિયોમાં હેરફેર છે. ગ—ભરી. 'ચિત્રામણિ' બદલે 'ચાતુરી'
૨૭૦—ખ-'વેણી' ને બદલે 'ઝીણા.' ઉત્તરાર્ધનું બીજું ચરણઃ 'ખરી લાલ કોસીસિ જડી'. ને બદલે 'ખરે હિરલે હેમિ જડી' ગ-'દેખિ વેણ સુલંકી વ્યાલ.' 'ખરિ લાલ કોસીસે જડી.'

દેખિ નાક જિસ્યૂં તિલફૂલ, ઊપરિ મોતિનૂ નહિ મૂલ.
દેખિ કરના નખ જાણિ વીજ, રગ્યા દાત દાડિમના બીજ. ૨૭૧
દેખિ જાગ જસા કેલસ્તભ, જાણિ નારી વિશેષિ રભ!
દેખિ નાક જસ્યૂ તિલફૂલ, ઊપરિ મોતિનૂ નહિ મૂલ. ૨૭૧+૧
દેખિ ઝાલિ કાનિ જડી, ઊપારિ મોતિની બિદડી,
દેખિ ઉર જસ્યૂ માતગ, કરપલ્લવ જાણિ ચોલગ્ગ! ૨૭૨
દેખિ અસી કરઆગુની, જાણિ પાકી ચોલાફ્ળી!
દેખિ હાથતણી મૂદ્રડી, મણિમાણિકહીરાઇ જડી ૨૭૩
દેખિ હીરાઊલિનો હાર, અસો અગતણો સણગાર,
દેખિ વેણી અનનબતી અસી, જાણિ નાગપૂછડી જસી! ૨૭૪
દેખિ કડા અનિ કાકણા, મોતીદીક અમૂલિક ઘણા,
દેખિ ભમર રહ્યા રણઝણિ,કવિમધુસૂદન ઇણિ પિરિ ભણિ ૨૭૫
ઇણિ અગિ દીઠી નારી, હેઠૂ જોયૂ રાજકુમારી
રાજકૂઅરી અવલોકિ રાય, પદ્મઆક તસા દોય પાય ૨૭૬
અતિસમ્રિમભ રૂપ અપાર, જાણિ કદર્પનો અવતાર!
હઇઇ અબા ધરિ માય, કાર્ય મૂઝતણુ તૂઝથી થાય ૨૭૭

---

૨૭૧—ખ ઉત્તરાર્ધનુ પ્રથમ ચરણ ‘ નિમેસ કરતા જાણિ વીજ !’ ને બદલે ‘ દેખિ નખ જાણિ વીજ !’
૨૭૧+૧–ક—કડી નથી તે ખ-માથી લીધી છે
૨૭૨—ખ-પૂર્વાર્ધ બીજુ ચરણ ‘ ઊપરિ મોતીની બિદડી ’ ને બદલે ‘ પાખવિ ભમતી મોતીઇ જડી ’ ગ—‘ દેખિ ઝાન કાન જેવડી પાખન ફરતી મોતિ જડી ’
૨૭૩—ક–‘ મગની ફલી ’ ‘ મોતી ’ ને બદલે ‘ હીરે ’
૨૭૪—ગ–‘ હીરાઊનીનો હાર ’ બદલે ‘ એકાઊલિનો હાર ’
૨૭૫—ક–‘ ઊપરિ ભમરિ ’ ખ—‘ ભમર રડા ’ ગ—‘ કડાં અનિ ’ ને બદલે ‘ કર તણા ’
૨૭૬—ખ કડી નથી

કૂંઅર જસ્યો કેલિનો ગાભ, જાણિ પડતૂં દીસિ આભ !
પૂજું ગોરીનઇ લાગું પાય, મૂઝ વર કૂંઅર દેજો માય। ૨૭૮
વદનકલા પરિપૂરણ સોલ, ઝબકિ ઝલકિ બેહૂ કપોલ;
દેખિ આંખિ અમીરસકૂપ, જોતી લપતિને પામિ ભૂપ. ૨૭૯

નિલવટિ આડિ અનોપમ સાર, અર્દ્ધચંદ્રકેરે.આકારિ;
ધનુષાકાર ભમરના વંક, વેણી જાં આવિ કટિલંક. ૨૮૦
દીઠા વાલ સુરંગ અપાર, મસ્તક ઊપરિ સોભ્યા સાર;
અંત્રાસણ નાંખિનિ ચીર, જાણિ બેઠો બાવનવીર ! ૨૮૧

નાસિક તેલ તણી જિમ ધાર, દાંત જસા હીરાઆકાર;
કાને કુંડલ ઝલકિ અરયાં, રતન અમૂલક સોનિ રસ્યાં. ૨૮૨
તપિ તેજ જિમ તારા જસૂં, મુક્તાફલનૂં પાણી અસૂં;
ઊહૂં વસ્ત્ર અનોપમ સાર, તેમાંહિથો ઝલકિ હાર. ૨૮૩

જડાવં માટ સોનારી ઘણા બેઠા દેસદેસાઊરિ તણાં;
તેણિ ખંતિ કરીનિ ઘડી રત્નજડિત હાથિ મૂદડી. ૨૮૪
સૂર્યતેજ તપિ જાણિ ખરૂં તિમ અંગ સોહિ નવ ધરૂં !
કહિ કવિતા : હૂં સાચું કહું, સંખ્યા રૂપતણી નવિ લહું. ૨૮૫

વિધાતાનૂં કરું વખાણ, સવિ સરખાં જોડાં સંધાણ;
કહિ કવિતા : કિમ કરું વિવેક જો મુખમાંહિ જિહ્વા એક ? ૨૮૬

---

૨૭૮—ક-પૂર્વાર્ધનું પહેલું ચરણ: 'ગભ' ને બદલે 'ગાજ.' બીજું ચરણ: 'જાણિ સાઢ સોવૂં સોવણું' ને બદલે 'જાણિ પડતૂં ઝાલિ આભ !'
—ખ-કડીઓ ૨૭૮ થી ૨૮૭ નથી.
૨૭૯—ગ-નથી.
૨૮૦—ગ-નથી
૨૮૧—ગ-પૂર્વાર્ધ: દીઠા બ્યાલ સોલંકા ખરા, મસ્તક ઊપરિ મેલેલા ઘરટ
૨૮૨—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'રત્ન અમૂલિક હીરે રસ્યાં.'
૨૮૪—ગ-ચરણો ઊલટાંસૂલટાં છે.
૨૮૬—ગ-'કવિતા' બદલે 'વ્યાસ'

રૂપ જોઅંતાં રાજાતણૂં, હૈડિ હંસા વિમાસિ ઘણૂં.
"આદિ ભવાની! લાગું પાય, વિક્રમચરિત્ર વર માગું માય!" ૨૮૭
જાં આપોપિ નરપિ છિ એય, તાં લીલા આવી ભોજન લેય;
લીલા કહિ, "રાજા! અવધારિ, ભોજન કીજિ કવલ બિચ્યાર. ૨૮૮
કહ્યૂં અમ્હારૂં જો તુમ્હે કરો, ભોજન કુલ બિચ્યારક ભરો."
વલીવલી લીલા કહિ, રાજા હાથ ઊપાડી રહિ. ૨૮૯
તે સમસ્યા લીલામનિ વસી, "રાજા! મનિ વિમાસણ કસી?
જિમ ચઊરીમા જમીઇ વિવાહ, તિમ બિસીનિ જમીઇ માંય." ૨૯૦
એતલૂં કહી લીલા ફિરિ ગઇ, હંસા બિઠી આઘી થઇ;
બિહૂ જમિનિ કરિ વાત, 'તમ્હિ ભૂખ્યા દિન કેતા રાત?' ૨૯૧
'અમ્હિ ભૂખ્યા નહિ એકૂં દન, આજ અમારૂં માનૂં મન;
જે વખાણી વનિતા વયણિ, તિ આજ અમ્હિ દીઠી નયણિ. ૨૯૨
દ્રષ્ટાદ્રષ્ટ મિલી છિ આજ, રુડી પરિ તુમ્હો કરજ્યો રાજ;
અમ્હો અમ્હારિ જાસુ દેસ, રાજ કરો તુમ્હે નયરનિવેસ.' ૨૯૩
હેદૂં જોઇનિ હંસા કહિ, "કસ્યા કાજિ નર! દોહેલા સહિ?
તમ્હે અન્નનીર તજૂં અમ્હ કાજિ, તો મૂકી જાઉ કેહા કાજિ? ૨૯૪

---

૨૮૭—ગ-'આદિ' બદલે 'આદ્ય.' 'માગું' બદલે 'આપો.'
૨૯૨—ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ: 'જો તહ્મારું માન્યું મન.'
ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'તે દીઠી નિશ્ચલ તાં મન.'
૨૯૩—ક-પૂર્વાર્ધ: 'અહ્મ આખડી ધાલી છિ આજ, રુડી પિરિ કરજ્યો ઘરનૂં કાજ.' ગ—પૂર્વાર્ધ: 'અહ્મો આંખડી ઠારી છિ આજ, રુડી પિરિ તહ્મો કરજ્યો રાજ.' 'રાજ કરો' બદલે 'રાજા કહિ.'
૨૯૪—ક-'કસ્યા કાજિ ન રહુ હેલા લહિ?' ને બદલે ખ—ગ: 'કસ્યા કાજિ નર! દોહિલાં સહિ?' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'કસ્યૂં કરું હૂં ભૂડિ આજ?' ગ—'અન્નનીર તજૂં મૂઝ કાજ, સ્યૂં કરું હૂં રુડૂં રાજ?'

દૂહા

આજ લગિ મિ કેહનિ પ્રીસણૂં નવિ કીદ્ધ;
માંહિ બિસી માતાપિતા પાખી ન પાણી પીદ્ધ. ૨૯૫
સરજૂં છઠ્ઠી રાતનૂં હૂં બિઠાં પામી આજ;
બાંધવ મુખિ બોલાવતાં લાગતી મુન્હિ લાજ. ૨૯૬
એક પુરુષનિ પ્રીસિઊં, બીજા સરસી વાત;
ઊખાણો હોઇ આગલો, તાવી ચઢાવ્યૂં હાથ. ૨૯૭
એક અમ્હારા દેહનિ તુમ્હે તિ છોડૂં અન્ન;
અવરિ રાયસ્યૂં પરણતાં કિમ માનિ મોરૂં મન્ન ? ૨૯૮
અણુદીઠો ઇશ્વિર વર્યો, ગૌરી માડ્યો ગેહ;
મિ દીઠો, માંહિ જિમ્યાં, હવિ કિમ છાંડિ છેહ ? ૨૯૯

ચઉપઈ

જો તુમ્હે રાજા છાંડી જાય, અવર ઠામિ પરણાવિ રાય;
તુ પરણ્યાથી પરી નવિ કરુ, ઈમિ જાણિ અણખૂટી મરૂં. ૩૦૦
જો તુમ્હે છાડી જાઉ સાથ તુ મઝ હત્યા ઊઠૂં હાથ."
વિક્રમચરિત્ર કહિ, "હંસા ! સૂણો, અસ્યા બોલ કસ્યાનિ ભણો ? ૩૦૧
જો એકમનાં થઇ આવો તુમ્હે, અસવાર કરી લેઇ જાઊં અમ્હે."
"બેહૂ જણ્યુ બોલ બોલ્યા છિ જેહ, છઠ્ઠી રાતિ સો પાડ્યા છિ એહ. ૩૦૨

---

૨૯૫—ગ—"આજ લગિ એકો પેરે, સકલ પ્રીસણૂં નવિ કીદ્ધ,
માંહિ બેસી માતાસ્યૂં પાણી પણ નવ્ય પીદ્ધ."
૨૯૬—ખ—'પાંમી' ને બદલે 'બિઠી.' ગ—'સરજૂં હોય છઠ્ઠિતણૂં હૈં આગલ બેઠી આજ, બાંધવાનિ બોલાવતાં અહ્મનિ આવતિ લાજ.'
૨૯૮—ખ—કડી ૨૯૮–૨૯૯ 'ક,' 'ખ'માં ઊલટીસૂલટી છે. ખ—'દેહનિ' બદલે 'જીવનિ.' 'તજિયાં દોય' ને બદલે 'તિ છાંડયૂં.'
૨૯૯—ગ—'અણુદીઠે.' ગાઢ, ગેહ. આ પછીની ત્રૂટિત કડી 'એક અમ્હારા ......અન્ન; અવરરાયસ્યૂં પરણતાં ક્યમ માને માહારૂં મન્ન ?' કખમાં નથી—
૩૦૦—કખમાં નથી.
૩૦૧—ખ—'દીજુ ભાષ કસ્યાનિ ભણ્યૂં ?'
૩૦૨—ગ—ઉત્તરાર્ધ : 'છઠ્ઠી રાતિ સરજ્યૂં જેહ.'

જો સરજૂં છટ્ટીનૂં હોઇ, અવર રાય ન પરણિ કોય;
અવર રાય મલસિ અતિઘણા, ઘોડાહાથી નહિ કો મણા. ૩૦૩
તુમ્હે આ ઘોડો આગલિ કરી, ટાડિ રહેજ્યો વાગિ ધરી;
વેલા વર પુંહુખવાતણી, તે વેલા હૂસિ આપણિ. ૩૦૪
વાહિગનિ હૂં આવીસિ વેસ, હીરામાણિક સાથે લેસ;
પિહિરીસ ચીર અનેરી ભાતિ, જોઇસિ ગંગાજલની જાતિ. ૩૦૫
અસ્યો ઘોડો અમ્હારે નહિ, કનોજિયાનિ હૂસિ કહી?
હૂં જાણું ઘોડાની જાતિ, ગંગાજલનિ પૂજઇ પ્રભાતિ. ૩૦૬
ઝાઝા સીરોહીઆનિ માન, ઓરકિહાડા માન સધાન;
કરહડા નિ કીસોરા, સાહાણુ, કેકી ખૂરમાણુ વખાણિ. ૩૦૭
સંધાણી તુરકી તુરંગ, કનુજ્જિયા ઓરિયા અંગ;
જાડેજા મૂલતાની તત્તાર, ભાડેયા ચઢીઆ તે સાર. ૩૦૮
વાહારા, ગિરુયા નિ ગહિવરા, ખૂરાસાણી આહિડા ખરા;
પાણીપંથા નિ ઊજલા, નીલા, ભૂરા નિ નિરમલા. ૩૦૯
ઉત્તરપંથા નિ આદિના, સોરિયા નિ સિંહાસના;
દક્ષિણપંથા નિ સેલ્હિયા, સુરાપથા નિ સંભારીઆ. ૩૧૦
કાછેલા કંધિ આગલા, લહર મોતી લક્ષણ આગલા;
ખાપરખાણા નિ માકડા, હંમાતરા લહિરી વાકડા. ૩૧૧

---

૩૦૩—ક,–મત્ત' ને બદલે ખ—'હાથી.'
૩૦૪—ખ—ઉત્તરાર્ધ : 'અતિઘણી', ને બદલે 'આપણિ.'
૩૦૬—ગ–'અરહારા બાપનિ.'
૩૦૭—ખ–'કેકી' ને બદલે 'તેજી.'
ગ–'ઝાઝા' ને બદલે 'સાંઝ' 'સધાન' બદલે 'મધ્યાન્હ.' 'કેકી' બદલે 'કચ્છી.'
૩૦૮—ગ–'કનોજિયા ખોરવા ખંભ' 'મૂલતાની' બદલે 'મૂગલી.' ભાડેયા, માંડેયા, 'ચઢિયાતા' ને બદલે 'વઢિયા.'
૩૦૯—ગ–'વાહારા' બદલે 'તારા.' ગહિવરા, ગેબરા.
૩૧૧ –ખ–કડી ૩૧૧મીના બે ઉત્તરાર્ધો તથા ૩૧૨ થી ૩૧૭ કડીઓ નથી.
ગ–'કાછેલા' બદલે 'કાછેબા.'

લાહાસા નિ કરહિડા બોર, સરલા સપરાણ્ણા કીસોર;
ચઢીઆતા શ્રીરાજતુરંગ, તારિંગા હડુચા સુચંગ. ૩૧૨
ધીર માહિરા નિ હરમજી, વાધનોહોરાનિ વખાણ્યું અજી;
દેવગિરા કંઓજા સાર, વખાણ્યું તાં હવિ લાગિ વાર. ૩૧૩
જાતિ એટલી જોઇ સહી, કો ગંગાજલનિ તોલિ નહિ;
એક સૂર્યમંડલિ ફરિ, બીજૂં રાઊત ! ત્હમનિ અનુસરિ. ૩૧૪

## વસ્તુ

પૂંહિ સબલો ઊર છિપણો, પૂંછવાલ વણ્ દેહ;
પાયસ થોર તલિ પુહલો, વર ઊંચ નહિ એહ. ૩૧૫
પુહલૂં પેટ, વાલમુખ શિરખા કેસરી, કાન અનોપ;
ચાલિ ચંચલ સરસ પૂંહિ, નીચા સાહાણ નિરોપ. ૩૧૬
સુર ધીર સુદ્રઢ દેહ ભારી, મચ્છરમુખિ મન મહીમંડલિ મોહિ;
ગંગાજલ નિર્મલ પવિત્ર, વિક્રમચરિત્રવર આસન હોઇ." ૩૧૭

## ચઉપઈ

વિક્રમચરિત્ર કહિ, "હંસા ! સૂણો, અમ્હ આગલિ કુડાં કાં ભણો ?
કહો છો પુરુષનિ પ્રીસું નહિ, ઘોડાજાતિ તુમ્હે જાણો કહી ?" ૩૧૮
તવ આવ્યાં લીલા તેણિ ઠાહિ, બેહૂ જણ જમતાં દીઠાં માંહિ;
લીલા કહિ, "રાજા તુમ્હે સૂણો, અસ્યા બોલ કસ્યાનિ ભણો ? ૩૧૯

---

૩૧૨—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણ ત્રુટક છે.
૩૧૩—ગ-ચરણોમાં ફેર છે.
૩૧૪—ગ-ચરણોમાં ફેર છે.
૩૧૫—ગ-પૂર્વાર્ધ પ્રથમ ચરણ : 'પૂંછે સબલા સઘણા.' બીજું ચરણ : 'વણ્ દેહ' બદલે 'ચાલકણા.' ઉત્તરાર્ધ : દેએ પાયેસ થોરત પોઢોલ પેટ વાલમુખકમલ.'
૩૧૬—ત્રણે પ્રતોનાં ચરણોમાં બહુ હેરફેર છે.
૩૧૭—ગ-ઉત્તરાર્ધ : 'આસન હોઈ' બદલે 'અસિ સોહિ.'

એ રાજકૂંઅરી લક્ષણુ આગલી, જે બોલિ તે સાચૂં વલી;
ઈંડા મોરતણા કોણ ચીતરિ ? સૂડાપાખ કોણ નીલી કરિ ? ૩૨૦
હંસાતણિ કવણ અભ્યાસ ? હંસાવતી હૈડિ બુદ્ધિવાસ."
લીલા કહિ, "સૂણો હંસાવતી! પધારો બિસો પાલખી. ૩૨૧
સાઝ પડી નિ આથમિ સૂર, તહિ જાતા હૂઇ અસૂર;
તેડિ આવ્યા છિ અસવાર, વેગિ કરી મ લાઉ વાર." ૩૨૨
હંસા બોલ દેઇતિ ગઇ: 'ટોડિ રહિજ્યો આવી સહી;
એક જમાડિ બીજો વગિ, તેહનો પિંડ તે પાપિ ભરિ. ૩૨૩
પુરુષ હૂઇનિ જાઇ ટલી, તે સમ તેહેનિ લાગિ વલી.'
તવ બોલાવી હંસાનારી, લખમણરાઉત પધારૂં બાહારિ. ૩૨૪
કરી જૂહાર નિ ઊભો રહિ, એક બોલ રાજાનિ કહિ:
"સ્વામી ! કહૂં અમ્હારૂં કરો, એક વાર અમ્હનિ બાહિ ધરો ૩૨૫
જિહા રાજા તિહા હૂઇ વિવાહ, તિહા તુમ્હે રહેજ્યો એ ઘરમાહિ;
પછિ જો પધારો તુમ્હે તો વોલાવા આવું અમ્હે. ૩૨૬
મઝ પરવાર નહિ દિન વીસ, મઝ ઊપરિ રા માનિ રીસ;
મિ રાજાનિ ઘરિ કરવુ કામ, મગલદેસના રાજસૂં મામ. ૩૨૭
મંગલરાય કતુજહતણો, અલંબદેસ તેહેનિ અતિઘણો;
ભીમકરાય તેહેનો સૂત હોય, તે વરવા આહા આવિ સોય. ૩૨૮
લગન પાછી તમ્હો જાઉ પરદેસ, તમ પુહુચાડું નયરનિવેસ."
વિક્રમચરિત્ર કહિ, "લખમણરાત ! માની અમ્હે તુમ્હારી વાત. ૩૨૯
કરું કાજ રાજાઘરિ ઘણૂં, હૂં ઘર નહિ છાડું તમનણૂં."
જાં લક્ષ્મણ મોકલાવી જાય ગંગાજલ પલ્હાણો રાય. ૩૩૦

---

૩૨૦—ખ–પૂર્વાર્ધનું બીજું ચરણ નથી
૩૨૨—ખ–ગ—ઉત્તરાર્ધનાં ચરણો ઊલટાસૂલટાં છે ગ–'તમ્હિ જાતાં' બદલે 'તમ્હ ઘર જાતાં'
૩૨૩—ખ–ગ—'પિંડ' ને બદલે 'જીવ.'
૩૨૫—ખ–'સ્વામી' ને બદલે 'રાજા.' ગ—'કહૂં' બદલે 'બોલ.'
૩૩૦—ખ–'પલ્હાણો' ને બદલે 'લાગો પાય.'

ગોખ હેઠિ દેખાડ જામ, હંસાનારી નિરખિ તામ;
ઇમ કરતાં દિન આવા તેહ, હંસકૂંઅરીસૂં નયણે નેહ. ૩૩૧
આવી જાન કનોજહતણી, તિહાં હેમપાલખી દીસિ ઘણી;
તુરંગનો નવિ લાભિ પાર, કટકબંધ આવા અસવાર. ૩૩૨
ઇણિ પિરિ આવો ભીમકરાય, ત્રંબસેનરા સાહામૂં જાય;
આવી જાન, ઊતારા દીહ, મંડપમાંહિ સજાઈ કીહ. ૩૩૩
લગ્નતણી વેલા હૂઇ જિમ, વર ટોડિ જઇ ઊભો તિમ;
પુહુપવાતણી સજાઈ કરિ, વિક્રમચરિત્ર તિહાં જોતો ફરિ. ૩૩૪
"જાણૂં નાવિ હંસકૂંઅરી, કસ્યા કાજિ હૂં ઊભો બારિ?"
પુરુષ એક તિહાં પાસિ રહો, વિક્રમચરિત્ર જઈનિ વીનવોઃ ૩૩૫
"રાઊત! એક વાત મૂઝ કરો, ઘડી એક ઘોડો વાગિ ધરો."
રાઊત ઘોડો સાહી રહો, આપિ ગઢમાં જોવા ગયો. ૩૩૬
રાઊત મનમાં વિમાસણ પડોઃ એ ઘોડો મુન્હિ ફોકટ જડો;
બચકિ બાંધ્યાં કાપડ ઘણાં, ખાંડાંખેડાં છિ તે તણાં. ૩૩૭
સોનાતણી પલ્હાણિ સાર, તેહેવો ગંગાજલ તોખાર;
વિમાસી મનિ કરો વિચાર, તાં તે રાઊત થયો અસવાર. ૩૩૮
અસવાર થઇનિ જોયૂં જિમ, હંસાવલી પધારાં તિમ;
ઘોડો જોઇ વલગી પાગડિ, ઊંચી અંગ પ્રમાણિ ચઢિ. ૩૩૯
તેણિ રાઊતિ બાંહિ ધરી, ઘોડો ખેડુ આઘો કરી;
વર પુંહુખો જઇ બિઠો પાટિ, વાહિગ આવિ હંસા માટિ. ૩૪૦
વાહિગ કહિઃ મઝ આપૂં ચીર, હંસકૂંઅરી કોઈ લેઇ ગ્યો વીર;
પડો સોર સહૂ ઝાંખૂં થાય, હાહાકાર પડો ગઢમાંહિ. ૩૪૧

---

૩૩૨—ખ-'અસવાર' ને બદલે 'સૂઆર.'
૩૩૬—ખ-'ગઢમાં' ને બદલે 'આગો.'
૩૩૭—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ નથી. ગ—'ફોકટ' બદલે 'પાંસુ.' બગચિ, બચકી.
૩૪૦—ગ-'હંસા' બદલે 'કન્યા.'
૩૪૧—ખ-કડીનો ઉત્તરાર્ધ નથી.

અસ્યો ખૂંખારવ સાંભલો, ઊતાવયો થઇ પાછો વલો.
વિક્રમચરિત્ર આવો તિહાં તો હંસાઘોડો બિહુ ગયાં! ૩૪૨

રાગ રામગ્રી દૂહા

"હૈ! હૈ! કર્મ! કુબુદ્ધિયા, મઝ હૈયડિ બુદ્ધિવિનાસ!
જંગલિ જેહેનિ ન ધારીઇ, મિ તુરંગમ ધરિા તાસ! ૩૪૩
કર્મઇ પાડા રાજથી, કર્મિ પડા વિદેસ;
કામ તુ હંસા ગઇ જે દીઠિ દુઃખ હણેસ! ૩૪૪
તે કામ તુરંગમ ચડયો, આગલિ બિઠી હંસાનારી;
મિ માહારિ હાથે નીગમ્યાં, હવિ રોઊં તે ઊહારિ. ૩૪૫
હૈડા! તિ દુઃખ દેખીઇ, જિમ ન જાણિ વલી કોઈ;
ચોરકેરી માવડી જિમ મુખ કોઠિમાંહિ રોઇ. ૩૪૬
જે કારણિ પાણી તન્યૂં, ભોજન સરખી ભૂખ;
તે નારી તુરંગમ ચડી, અમ્હિ સહિસ્યું દુઃખ! ૩૪૭
હૈડા! તું સબલૂં થાએ જિમ દુઃખ ઊપડિ ભાર;
આસાસાયર ઊતરી જાવું પેલિ પાર. ૩૪૮
આગિ ઈણિ પિરિ રામની સીતા ગઈ અગાલિ;
તોહિ રામિ રાખિઊ, દુઃખની બાધી પાલિ. ૩૪૯

---

૩૪૨—ખ-કડીનો પૂર્વાર્ધ નથી.

૩૪૩—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ : 'વિનાસ' ને બદલે 'નાહાસી.' ઉત્તરાર્ધ પ્રથમ ચરણ : 'જિ સ્યલિ' ને બદલે 'જંગલિ.'

૩૪૪—ખ-ગ—૩૪૭મી કડી આને બદલે છે. 'પાડા.' ગ-'કાટા.'

૩૪૫—ખ-કડીનું છેલ્લું ચરણ : 'હઇઅડિ દુઃખ અપાર.'

૩૪૬—ક-'કોડિમહિ' બદલે 'દાંકી.' ખ-ગ—ઉત્તરાર્ધનું પહેલું ચરણ : 'માવડી' ને બદલે 'માડલી.' બીજું ચરણ : 'મુખ કોઠિમાંહિ રોઇ.'

૩૪૭—ખ-છેલ્લું ચરણ : 'સહિસ્યું' ને બદલે દેખું.'

૩૪૮—ખ ઉત્તરાર્ધ: 'આસાનદી ઊતર તુ કયમ પામીઅ પાર ?'

૩૪૯—ખ-કડી નીચે મુજબ છે :
'આગિ ઈણિ પિરિ સીતા ગઇ વણ કેરી રાજિ;
આગિ ઊજન (?) રામિ રાખિઊં, પાહાણિ દુઃખિ બાંધી પાજિ.'

ઈણિ કર્મિ મોહોટા ઘણા કર્મિં પડા સંસાર;
તેહેના પ્રાણવ સંભારિનિ જાવું પેલિ પારિ. ૩૫૦

ચઉપઈ

કર્મિં રામિ લીધો વનવાસ. કર્મિં દમયંતી છાંડિ આસ;
કર્મિં ભૂંજા મછા તરિ, કર્મિં હરિશ્ચંદ્ર પાણી ભરિ. ૩૫૧
કર્મિં ચિત્ર કર્યા વિલાસ, કર્મિં પાંડવ રહિ વનવાસ;
કર્મિં અરુણ પાંગલો થયો, કર્મિં રાવણ ગર્વિં ગયો. ૩૫૨
કર્મિં સાયર ખારૂં થાય, કર્મિં બલિ પાતાલિ જાય;
કર્મિં સહિસ યોનિ પામ્યો ઇંદ્ર, કર્મિં ખાંપણ લાગૂં ચંદ્ર. ૩૫૩
કર્મિં સંકર વહિ કપાલ, કર્મિ સીના લાગૂં આલ;
કર્મિં યુધિષ્ટિર જૂહારી થ્યૂં, કર્મિં કંસાસુર મારિઉં. ૩૫૪
કર્મિં બ્રહ્મા ભાંજિ નિ ઘડિ, કર્મિં ઇંદ્રાસન ગડગડઇ;
કર્મિં સૂર્ય નહિ વિસરામ, કર્મિં દુઃખ ન છાંડિ રામ. ૩૫૫
કર્મિં કામધેનુ જો જાય, કર્મિ મરિ સહિસાર્જુનરાય.
કર્મિં તારા વેચાણિ સરિ, કર્મઇ રોહીદાસ પાણી ભરિ. ૩૫૬
કર્મિં સગાલ સુખ વિસરિ, કર્મિં કુબ્જી અતિઅલ ધરિ;
કર્મિં દઇયૂં માગિ બેટાતણૂં, માયબાપ વિમાસિ.ઘણૂં. ૩૫૭
કર્મિં પાંચાલી પાંચે વરી, કર્મિં દુસાસન ઝૂંટિ ધરી·
કર્મિં સભામાંહિ આણી તેહ, કર્મિં પટકુલ કાઢ્યાં છેહ. ૩૫૮

---

૩૫૦—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ : 'કર્મિં' બદલે 'દુઃખિ.'
૩૫૧—ક-ખ—પદોની પંક્તિયોમાં હેરફેર છે. ગ—ઉત્તરાર્ધ : પ્રથમ ચરણ: 'કર્મિં ભાગાં મછાંતરિ.'
૩૫૨—ક-'વિસાસ' ગ—'વિલાસ.'
૩૫૩—ખ-'પામ્યો' ને બદલે 'થયો.' ગ-'પાતાલિ' બદલે 'પઇઆલિ.' 'ખાંપણ' બદલે 'લાંછન.'
૩૫૫—ખ-'સૂર્ય' ને બદલે 'બ્રહ્મા.'
૩૫૭—ક-ઉત્તરાર્ધના આરંભના શબ્દો ઘસાઈ ગયા છે.
ખ-કડી ૩૫૭, ૩૫૮, ૩૫૯, ૩૬૦ તથા ૩૬૧ના ઉત્તરાર્ધ નથી.

કર્મિં પરીક્ષિતભૂપાલ, કર્મિં ખોડમા પોઢિ કાલ,
કર્મિં ધન્વંતર સરખો જાણુ કાલિ ડસ્યો નિ ગયા પરાણુ. ૩૫૯
કર્મિં સનિ પાગલો પલિ, કર્મિં રુકમાગદ ધરણિ ઢલિ;
કર્મિં તુ અહિલ્યા મલા થઇ, કર્મિં રેવા કુંઆરી રહી. ૩૬૦
કર્મિં રાહુ કાયા વિણુ હોય, કર્મિં કરિ તે ન કરિ કોય;
કર્મિં ઊછો તપ મૂઝતણો, કર્મિં વિછોહ હૂઓ કન્યાતણો. ૩૬૧

ગાથા

માહેસમહાસુર જે એહેવા મ સરજે માનુખજન્મ;
આ જન્મમા જે પ્રેહવા તેહ પ્રેહવા વિયોગ. ૩૬૨
કરવતડી કિરતાર જો સિર મેલ્હત તાહારિ,
તો તુ જાણત સાર વેદના વિછોહાતણી ! ૩૬૩

ચઉપઈ

હવિ હૂ હઇઊં સબલૂં કરી, દેસદેસાઊર જોઉં ફરી,
ગંગાજમુના વહિ છિ જિહા, એકમનો હૂ જાઉ તિહા. ૩૬૪
જે ધરિ રાખ્યો આદર કરી તે મેહેલ્યૂં, નહિ દેખી સુદરી !
જો લખમણુ દેખસઇ નયણિ તો વાત કરીસ કિહિવિ વયણિ ? ૩૬૫
આજ મિલિ ઊલખીતૂં કોય તો મૂઝ રુઝ્યૂં વિણુસાણુ હોઇ,
હય એક વેચ તો ફિરઇ, કેતા દ્રામ તે મૂલ જ કરિ ?" ૩૬૬

---

૩૬૦—ગ–'કર્મિં સર્પપગ વલવલિ.'
૩૬૧—ખ-કડી ૩૬૨, ૩૬૩વાળી ગાથાઓ નથી ગ–ઉત્તરાર્ધ - 'મૂઝ તણો' બદલે 'આચરો'
૩૬૨—અ–'માહેસબાસરજ સમા હે સમાન ખજન;
અહિજન્મ મહીપ્રેમ અપ્રેમ મહાવિયોગશ્ચ'—આ પ્રમાણે સંસ્કૃતમિશ્રિત અશુદ્ધ ગાથા છે
૩૬૪—ખ—આ કડી નથી
૩૬૫—ખ-પૂર્વાર્ધ નથી
૩૬૬—ખ પૂર્વાર્ધ : 'રેશી' ને બદલે 'આપી'

એક મૂદડી વેચી રાય, કરવતતણી યાત્રાઇ જાય,
હરિહરવિધાતા હઇઇ ધરિ દેજો મૂઝ હસાકૂઅરી ૩૬૭
કનુજધણી જે મગનપુત્ર ભીમકરાનૂ ભાગૂ ઘરસૂત્ર,
ત્રબસેનનો આદર સૂણી લાવ્યો રાય જાન અતિઘણી ૩૬૮
વાતિ કન્યા સૂણી અતિરુપ, અતિઆદરસ્યૂ આવ્યો ભૂપ,
તે કૂઅરી ગયત્રબકતણી ગઈ રાજાભીમક અવગણી ૩૬૯
જાણ્યૂ વર જઇ બિઠો પાટિ, આણી વાહિગ હસા માટિ,
જાન સવલી વિમાસણ કરિ હસાકુઅરીનિ કો જણ હરી ? ૩૭૦
માન પાખિ ઊપમાને જાય તુ મનિ ચિંતવિ ભીમકરાય,
ઇમ અણપરણ્યો જાઉ અમ્યો તુ વરપ્રવેસ તે હોસિ કિસ્યો ? ૩૭૧
ગોનજ આગલિ ગુરુ તેડીઈ મ્હી પિગિ છેહડા છોડીઇ ?
પુહુપવાતણી સજાઈ હસિ, હસા જોવા સહૂકો આવસિ. ૩૭૨
ઈમ અણપરણ્યો જાઇ આજ તો મગનરાનિ લાગિ લાજ;
પેલિ ભવિ મિ કીધૂ જસ્યૂ કાજ અમ્હારુ સીધૂ તસ્યૂ ૩૭૩

ગાથા

વિરના જાણતિ ગુણા, વિરના પાનતિ નિધણાનેહા ।
વિરના પરકાજજકારણા પરદુખિ દુખિયા વિરલા । ૩૭૪

ચઉપઈ

ભીમક પેનો ભવ મનિ ધરી, કરવનતણી સજાઈ કરિ,
પેલિ ભવિ મિ કીધૂ અઘોર, પાનિ હેઠિથા છેદ્યો છોડ । ૩૭૫

---

૩૬૭—ખ-ઉત્તરાર્ધ નથી
૩૬૮—ખ-કડી નથી
૩૬૯—ખ કડી નથી
૩૭૦—ખ-પૂર્વાર્ધ નથી ઉત્તરાર્ધ 'હસાકૂઅરી તિ કુણિ જ વરી ?'
૩૭૨—ક-ખ-પંક્તિયો હેરફેર છે
૩૭૪—ખ-આ કડી નથી
૩૭૫—ખ—ઉત્તરાર્ધ 'કિ મિ ભવ પિઢિલૂ ભાગૂ ગોચર ? કિ મિ પાલિ હેઠિ ખ.. ?'

"કિ મિ બ્રાહ્મણવાટ ઊદાડી લીદ્ધ ? કિ મિ મુખિમાનૂં આપણૂં ન દીદ્ધ?
કિ ગુહુરાતણું મિ નાપ્યૂં બ્યાજ? કિ મિ બિહિનિતણી ન આણી
લાજ ? ૩૭૬

કિ મિ ગોચર ભાંજી વાવી સાલિ ? કિ મિ ભર્યાં સરોવર ફોડી પાલિ ?
કિ મિ રણ મેહેલ્યો સ્વામી આપણો ? કિ બાંધવ હણ્યો પાપ લાગો
ઘણો ? ૩૭૭

કિ મિ બાલસ્ત્રીગૌહત્યા કરી ? કિ મિ નારી પિયારી પ્રાણિ હરી ?
કિ મિ ગોત્રગોહિરો કિઉં ? કિ ગોત્રી હણીનિ ગ્રાસ જ લિઉં ? ૩૭૮

કિ મિ દાણ આપવૂં ન દીધું ઘાટ ? કિ મિ અણપરણ્યાં ઊદાડચાં પાટ?
જાન મોકલૂં ઘરિ આપણિ, તીર્થ કરવા જાઉં," રાજા ઇમિ ભણિ.

"કરવત મેહેલાવા જાઉં સિદ્ધ, ડાહા સવલા એક જ બુદ્ધ."
રાતિ વિચાલિ જોયો લાગ, રાજા ચાલ્યો ભણી પ્રાયાગ. ૩૮૦

પ્રથમ વાત બોલું વિસ્તરી, જે પરદારિ હસા છેતરી;
પાહાલો વીસાસિ વીસ્તરિ, ગંગાજલ કૂઅરી સંચરિ. ૩૮૧

---

૩૭૬—ખ—ઉત્તરાર્ધ : 'નાપ્યૂં' ને બદલે 'દીધૂ.' ગ—આ કડી તથા ૩ રનાં ચરણો ઊલટાંસૂલટાં છે.

૩૭૭—ખ—ઉત્તરાર્ધ : 'બાંધવ' ને બદલે 'સહોદર.' 'કિ મિ સહોદર મારાં કામિ ?'

૩૭૮—ખ—ઉત્તરાર્ધનું પહેલું ચરણ : 'કિ મિ ગોચર ખેડિયૂં ?' બીજું ચરણ : 'હણીનિ' બદલે 'મારી' 'ગ્રાસ' ને બદલે 'રાજ' ગ—ઉત્તરાર્ધ પ્રથમ ચરણ "કિ મિ ગોઠિ હેરુ કિઉં ?" બીજું ચરણ : 'કિ મિ ગોત્રજ માંહિ ગ્રાસ જ વિઉ ?'

૩૮૦—ખ—ઉત્તરાર્ધ : 'સામી ! તું કરજિ અમ્હારી સાર, ભવિભવિ પામું હંસાનાર' ગ—પૂર્વાર્ધ બીજું ચરણ : 'ડાહાસાણા એક જ બુધ્ય.'

૩૮૧—ખ—નથી ગ—પૂર્વાર્ધ બીજું ચરણ : 'પરદારે તાં કૂંઅરી હરી' ઉત્તરાર્ધ : 'પાહાનિ જત્ર અમ વારી કરી.'

દૂહા

પાછલ બિઠો પાલ્હીઉ, આગલિ હંસાનારી;
ગંગાજલ પલ્હાણિઉં, જાઉં પેલિ પારિ. ૩૮૨

ચઉપઈ

હંસા રલીઆયત પૂછિ ઘણૂં, "કંથ! વચન સુણો મૂઝનણૂં"
નિસિ નાહ પ્રતિ પૂછિ વાત, "કહો વચન જિમ થાઉં સનાથ." ૩૮૩
મૂઢ ન જાણિ બોલીભેદ, પાલ્હાસિર વછૂટિ સ્વેદ;
નીસત નિદ્રા લહિરી ભરિ, હંસા હરિયાલી ઉચરિ. ૩૮૪

દૂહા

હંસા કહિ હરિયાલડી: "સાંભલિ સવિગુણ રાય!
નયણિ આવિ નિદ્રડી? જાગો નીઝાલા રાય! ૩૮૫
કરવિણુ કાયા દીઠુ મિં, મુખંવિણુ મોહોટા દંત;'
વિણુ જીવિ જીવ ઊદ્ધરિ: કહો વિમાસી કંત! ૩૮૬
પહિલાં ગૂંથી ચોટલી, પછિ કીધા દંત;
પાણી નામિ બાંધિઉ: કહો વિમાસી કંત! ૩૮૭
પાણી કંઠિ રહિ કરિ, લિ પાણીનો અંત;
મુખપાહિ પૂંછડ વડૂં: કહો વિમાસી કંત! ૩૮૮
ગલિ જનોઈ, પૂંઠિ ચરણુ, મસ્તક ઊપરિ દંત;
નિ હરિયાલી કર ગ્રહિ, શ્રવણુ સોહાવિ કંથ! ૩૮૮+૧

૩૮૩ ખ—નથી. ગ—નાહ, નાથ.
૩૮૪ ખ—નથી.
૩૮૫—ક, ખ—ગ—ત્રણે પ્રતિઓમાં હંસાની પૂછેલી સમસ્યાઓનો ક્રમ ઊલટોસૂલટો છે.
૩૮૬—ખ—'કર' ને બદલે 'છાયા.' 'મોહોટા' ને બદલે 'હીઠા.' 'જીવ ઊદ્ધરિ,' 'જીવિ રહિ.' ખ—ગ—આ પછી ૩૮૯+૧ કડી છે.
૩૮૭—ગ—નથી.
૩૮૮+૧—'ગ'માંથી લીધી છે.

એક તે દીઠું મિં, માહિ નીર ભરંત,
ત્રિહું સ્તંભ ઊપરિ રહ્યૂ: કહો વિમાસી કંત ! ૩૮૯
ચ્યાર ચરણ, દોઈ નયણ, તમ ઊનાડા દંત,
વેણીય્યૂ વેણી લહી કહો વિમાસી કંત ! ૩૮૯+૧
૭ પગ દો લોયણા, પંખ પમારિ રહંત,
કાયાપાહિ સીર વડૂં કહો વિમાસી કંત ! ૩૯૦
રાન વસતી સુંદરી, આપિ બાલકૂં ચ્યાર,
તેહેના છોરૂ પરણીઈ સ્વામી ! કરો વિચાર. ૩૯૧

શ્લોક

जाता शुद्धकुले जघान पितरं जाता च तन्वी पुनः
संगं प्राप्य पितामहस्य जनकं याऽसूत या कन्यका ।
पश्चा सा च भिता सदैव सकलं विश्वं तथा जीवितं
सा सर्वैरपि सेव्यते क्षितितले का नाम सा नायका ? ॥ ३९२
मुखे पुष्पं न गंधोऽस्ति कटि नेने न लोचने ।
नीलग्रीवा न ईशोऽसौ कामी न योषिता नरः ॥ ३९३
कृष्णमुखी न मार्जारी द्विजिह्वा न च सर्पिणी ।
पंचभर्त्री न पाचाली यो जानाति स. पंडितः ॥ ३९४

પૂર્વછાયુ

નર ઊપરિ નર ચડો, નર કરિ કરિ લીધી નારી,
નારીઇ નર ફેરવ્યો સ્વામી ! કરો વિચાર. ૩૯૫
એક કાયા ત્રિહ્ કડકડે, તસ મુખ મોહોટા દંત,
પગ ઠિ પણુ માથિ પલિ કહો વિમાસી કંત ! ૩૯૬

---

૩૮૯ ખ—'કહો વિમાસી'ને બદલે 'મૂઝ દાખવિ' ૩૮૯+૧—'ખ' માથી લીધી છે 'ક'મા નથી ૩૯૦—ખ-'સીર'ને બદલે 'મસ્તક' ૩૯૦+૨—ખપ્રતમાથી લીધી છે ૩૯૨—ખ-નથી ગ—છે ૩૯૨—ખ ગ —નથી. ૩૯૩—ખ-ગ—નથી ૩૯૪—ખ ગ—નથી ૩૯૫—ખ—નથી ૩૯૬—ખ-ઉત્તરાર્ધ 'પગ નહિ પણિ પૂછડ વડૂ કહુ વિમાસી કંત !'

ફૂલ વિના ફલ દીઠું મિં, તે ખાધિ મરિ જંતિ;
તેણિ વૃક્ષે ચ્યાર સોયણાં: કહો વિમાસી કંત! ૩૯૭
ખંભાયતથી નીસર્યાં નિ ઈડર આધી રાત;
સીરોહી નિસિ પાછલી, પાટણિ ગયા પ્રભાતિ. ૩૯૮

ચઉપઈ

કંત! બોલ હૂં કેતા કહું? વલતાં વચન સ્વામી! નવિ લહું;
ચૌદ વિદ્યા તુમ્હે જાણો સાર, ઊત્તર સિ ન આપો ભરતાર? ૩૯૯
કરિ વાત નિ બોલિ ગામ, નગરતણું નવિ જાણિું નામ;
હંસાવની મનિ કરિ વિચાર, મઝ ઊત્તર નાપિ પ્રાણાધાર. ૪૦૦
મઝ કારણિ કરવતનિ કાજિ, મરવા જાતા હૂતા રાજ;
તે હૂં આવી તમ સંઘાત, ઊત્તર સિ નાપો મૂઝ નાથ? ૪૦૧
વિક્રમચરિત્ર મન હવો આંદોલ, મનમાં ઊપનો માયામોહ;
અસી નારી એહનિ ધણી, એ મોહોટો ઊજેણીધણી. ૪૦૨
કિ મૂક્યો માલવનો દેસ, કિ ન ગમી અમ્હારી વેસ;
નિદ્રા પરહરો જાગો રાત! દાતણ કીજે, થયૂં પરભાત. ૪૦૩
ઈમ કરતાં અજઆલૂં થયૂં, વાલી કોટ નિ પાછૂં જોયૂં,
ભૂત સરીખૂં દીઠો કાલ, પડી ફાલ તવ થઈ નિઢાલ. ૪૦૪
"અરે! કર્મ અમ્હારૂં ફિર્યૂં, વર વરાંસિ બીજૂં કો વર્યૂં;
હણિું હઈજિં દઢ કરી મન, કહિ દૈવ નિ કરિ રૂદન. ૪૦૫
પાછૂં જોયૂં બીજી વાર તો મનિ વાત થઈ નિરધાર;
પડયો ત્રાસ જવ દીઠૂં વદન, કહિ દૈવ નિ કરિ રૂદન. ૪૦૬

---

૩૯૭—ખ-ઉત્તરાર્ધ: 'તિણિ વૃક્ષ લાગિ ચ્યાર લોયણાં' ને બદલે 'તિણિ બિચ્યાર લોયણાં. ૩૯૯—ખ-નથી. ગ-ઉત્તરાર્ધ: 'ભરતાર' ને બદલે 'પ્રાણઆધાર.' ૪૦૦—ખ-'પ્રાણાધાર' ને બદલે 'ભરતાર.' ગ-પૂર્વાર્ધ: 'કરિ વાત નિ ડોલા ભારિ, ગ્રંથનામ ન જાણિું સરિ' ૪૦૧—ખ-ગ-નથી. ૪૦૨—ખ-નથી ૪૦૩—ગ-પૂર્વાર્ધ: 'મૂક્યો' બદલે 'ન ગમિયો' ૪૦૫—ખ નથી ૪૦૬—ખ-આ ૪૦૬ કડીથી ૪૩૦ કડી સુધી નથી ગ-નથી

રુદન કરિ ઊધ્રસિ ઊર, મહાનદી જિમ આવિ પૂર !
નયણિ નીર ન માઈ ખરૂં, અરે દૈવ ! હવિ કિમ કરું ? ૪૦૭
યથા દૂધ ઊકાલિ ચઢિ, તથા હંસા હઇડિ ઊલટિ;
દમિ દેહ દુઃખ ઝૂરઇ ખરૂં, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૦૮
તાલાવેલિ કરિ સુંદરી, જેમ પાણી પાખિ જલચરી;
એ અવતાર પાખિ સિ ન સર્યૂં, અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૦૯
વર વંસઇ કાં હૂં અવતરી ? વિક્રમચરિત્ર કાં હૂં અનુસરી ?
કાં મિ મહિયરસુખ પરહર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૧૦
ગર્ભપાત સિ હૂઉં માતા ? જણતાં સિ હૂઇ ઊપઘાત ?
હવિ પ્રાણ કેહી પિરિ ધરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૧
સિર સસિ સઘી દિનકર ભાણ, જિમ સમુદ્રમાં પડિઉં વાહાણ;
તરતાં તડ ન લાભિ ખરૂં, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૨
અરે કર્મ ! વીસાસિ ભલી, નાહ વિના નાખી એકલી !
સ્વામીતણૂં વચન સંભારું, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૩
જે સાથિ મિસીનિ જમી, કરી વાત જે મનનઇ ગમી;
તે પાખિ દેહી કિમ ધરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૪
અરે સ્વામી ! સ્યાં કીધાં મિ અપરાધ, જે અસ્યૂં દુઃખ પડૂં અગાધ;
સ્યૂં અઘોર પેલિ ભવિ કર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૫

---

૪૦૭—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'જમ નદીમાં વહિ જલપૂર.' ઉત્તરાર્ધ પહેલું ચરણ: 'માઈ' ને બદલે 'આવિઉ.' ૪૦૯—ગ-નથી.

૪૧૦—ગ-આ પછી નીચેની કડી છે:—
"જેણિ દિવસિ મૂઝ બિહૂં બિંદ, માતબાપ સિ ન પિયાં વિખંદ ?
શીલવ્રત સિ ન આચરૂં ? અરે દૈવ ! હવાં સ્યૂં કરું ?"

૪૧૨—કડી નીચે મુજબ છે:—
"અરે સાર ન કીધી અસીમાણ, માહાસમુદ્ર મિ ફાડૂં વાહાણ;
તડિ સમીપે ક મ નીસરું ? અરે દૈવ હવાં સ્યૂ કરું ।"

કિ મૂઝ વ્રતઉદ્યાપન રહ્યાં, કિ આરંભી અધવચિ મૂક્યાં;
અલૂણુંવ્રત સ્યૂં ન આચરૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ! ૪૧૬
કિ મિ માત વિછોહ્યાં બાલ ? કિ મિ સતી ચડાવ્યાં આલ ?
કિ મિ ફેડ્યું સરોવર ભર્યૂં ? અરે દૈવ! હવે સ્યૂં કરું ? ૪૧૭
કિ મિ પારકી થાપણિ હરી ? કૂડી સાખિ પિયારી ભરી ?
કિ પેલિ ભવિ પરધન હર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૮
કિ પરધન દેખી નવિ સકી ? કિ ચૂકી મદયૌવન થકી ?
કિ મિ દ્યૂતકર્મ આચર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૯
કિ મિ અહનિસિ પીડી સતી ? કિ ધણી તાતિ મિ કીધી યતિ;
કિ મિ વાઢી પાખ પાખરૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૦
કિ રસભરી ભાજી વેલિ ? કિ ફલભાર ઊપાડી કેલિ ?
કિ ફૂલ ખિસતા વાઢ્યું તરૂ ? અરે દૈવ! હવે સ્યૂં કરૂં ? ૪૨૧
કિ મિ છતિ ન પોખ્યું દેહ ? કિ નરનારીમાં પાડ્યું છેહ ?
કિ ગાય વિછોહ્યાં મિ વાછરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૨
કિ મિ વૃંદલ કીધૂં ભંગ ? કિ મિ ભાજી કરતાં સંગ ?
કિ દીપતેલ મિ સીર ધર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૩
કિ મિ ગોર ન પૂજી રંગિ ? કિ ઊથાપ્યા સિવનાં લિંગ ?
કિ સિતચર્ણોદક મસ્તકિ ધર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૨૪
કિ ગોચર ભાજી વાવી સાલિ ? કિ આપી ધરા લીધી ઊલાલિ ?
કરતાં વ્રત તાંહા વિઘ્ન આચર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૫
કિ મિ ભાન્યૂં કરતા દાન ? કિ મિ વિપ્ર કર્યાં ઊપમાન ?
ગાય વેચના સાટૂ કર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૨૬
કિ મિ ભાજી તીરથવાટ ? કિ મિ ઊથાપ્યા મોહોટા ઘાટ ?
કિ મિ સત્ય વચન પરહર્યૂં ? અરે! દૈવ હવે સ્યૂં કરું ? ૪૨૭

૪૧૬—ગ–ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: 'કિ મિ અપ્યું અપૂગું આસરું ?'
૪૧૯–ગ–'દ્યૂતકર્મ' ને બદલે 'જુગટપણું.' ૪૨૦—ગ–પૂર્વાર્ધ બીજું ચરણ:
'કિ પરતીત ન્ની ભાગ્નાલિ.'

ક્રિ મિ વિપ્ર લગાડયા પાય ? ક્રિ મિ પાણી પીતી વાલી ગાય ?
ક્રિ મિ ગુરુવચન પરહર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૮
દૈવ ! દૈવ ! કહી ટલવલું, નીર વિના મુખ સૂકૂં ગલૂં;
હંસા વિચારિ હૃદય મઝારિ " હવિ હૂં રોઉં તે ઉધારિ! ૪૨૯
લવણા વાસ્યા વિહાણી રાતિ, અવર પુરુષ મઝ દેખિ જાતિ;
પિરિ કરી એહનિ પરહરું, યત્ન કરી જાતિ ઉગરું. ૪૩૦
હંસાવતી લક્ષણ બત્રીસ, હૈયામાહિ રાખી રીસ;
આગલિ આવ્યૂં એક જ ગામ, સરોવરપાલિ નિ ઉત્તમ ઠામ. ૪૩૧
હંસા કહિઃ ઉત્તરીઅ ઇહા, આગલિ ભોજન કરસ્યૂં કિહાં ?"
અશ્વ ઊતરી હંસા રહિ, ઊભી પાલ્હા આગલિ કહિ· ૪૩૨
" વચન એક સાચૂં સાભલુ, મન મૂકી મઝ સાથિ મલુ;
આ ઘોડા કેરો અસવાર કિહા ગયો તે કહો નિરધારિ." ૪૩૩
" કિહિ કાહિઉં: " સાચૂં કહૂ, છતી પોલિ બિઠો રહું;
એક અસવાર આવ્યો અતિ વલ્યો, તે ઘડી દોહોટબિ ઊભો રહ્યો. ૪૩૪
ચપલ ગતિ જોઇ દિસ ચ્યાર, જિમ પરનારી ઊપરિ જાર;
અમ આગલિ આણ્યો તોખાર, મિ ઊઠીનિ કીધૂં જૂહાર. ૪૩૫
તેણિ મઝનિ ઇમ જ કહો, ' માહારો સાથી ગઢમાહિ ગયો;
વાગ વાજિ ધરુ જે તુમ્હે, સાથીનિ લેઇ આવુ અમ્હે ' ૪૩૬
રાઊત ગયો મઝ આપ્યો તુરી, લોલિ માહારી મતિ જ ફરી;
મિ મનમાહિ વિમાસણ કરીઃ એ ઘોડો જાઉં હૂં હરી. ૪૩૭
થઈ અસવાર ચલાવૂં જિમ, તતક્ષણ તુમ્હે પધાર્યાં તિમ,
ચઢાં વેગિ હકાર્યો તુરી, આપણ બેહૂ આવ્યા નીસરી." ૪૩૮

---

૪૩૦—ગ-વિહાણી રાતિ ' ને બદલે ' થયૂં પ્રભાતિ.' ૪૩૩—ખ-કરી આ ૪૩૩ થી ૪૩૯ નથી. ૪૩૫—ગ-પૂર્વાર્ધઃ ' ગતિ ' બદલે ' રહિ ' ' દિસ ચ્યાર ' બદલે ' દસચોઇ.' ' જાર ' બદલે ' ચોઇ.'

હંસાવતી હઈઇ ગહિગહિઃ 'અરે દુષ્ટ! મૂઝ કાં છેતરી?'
હૈયામાંહિ ન માઇ તાપ, સરલિ સ્વરિ કરિ વિલાપ! ૪૩૯

### પૂર્વછાયુ: રાગ ગોડી

"હૈ! હૈ! દૈવ! તિ સ્યૂં કર્યૂં? આમ કાં નાખ્યાં હો રાનિ?
કનક સોહાવ્યૂં રે કાગનિ! માણિક્ય મીનીનિ કાનિ! ૩૪૦
રુદન કરે રે હંસાવતી, કૂંઅરિ કરિ રે વિલાપ;
પીઊ પરદારિ છેતર્યો, કેહી પિરિ રાખું રે આપ? ૪૪૧
રુદન કરે રે હંસાવતી!
નિર્મલ કુલમાં હૂં ઊપની, કર્મે દીધી ઊપરાટિ;
સ્યાંસ્યાં દુઃખ રે મઝ સાંભરિ, હૈયડા! હવિ સિ ન ફાટિ? રુદન. ૪૪૨
સરીરમાંહિ સગડી બલિ, ચિહૂ પક્ષિ લાગી રે આગિ!
દેહ પડિ દુઃખ વીસમિ, ધરતી! દેજે રે માગ! રુદન. ૪૪૩
અગ્નિ અભિનર ઊછલિ, હઈડિ લાગી રે ઝાલ!
જિમ પય ઊકલતૂં રે ઊલટિ, ઊપરિ વાધી રે ઝાલ! રુદન. ૪૪૪
હંસાહૈયડૂં ઈમ ઊલટિ, જિમ નદી આવિ રે પૂરિ!
વિક્રમચરિત્ર વિછોહિયાં! નિ મહિયર મેહેલૂં રે દૂરિ! રુદન. ૪૪૫
મહિયરમાંહિરે માલ્હતી, રમતી સહિયર સાથિ;
મનસ્યૂં માડી રે ઓલાવતાં, ઈમ નીગમતાં દિનરાતિ! રુદન. ૪૪૬
મૂંઝ મુખ માડી નીહાલતાં, કહિતાં કૂંઅરીસોભાગ;
પુરુષ પનોતો કો પામસિ જેહનૂં હોસિ રે ભાગિ! રુદન. ૪૪૭
લખમણ કહિ તાં પરણાવીઇ નિ દાજી કહિતાં રે નાથ;
આ રત્ન પરઘરિ દીજ્યે તો દિન કેહી પિરિ જાય? રુદન. ૪૪૮
કહિતાં નૃપતિ ન પામીઇ, લેહેતાં હંસાનૂં રે નામ;
પરઘરિ જાસિ રે પદમિની, કેહી પિરિ રહિસ્યૂં રે સ્વામ! રુદન. ૪૪૯

---

૪૩૯—ખ-નથી. ગ-'ઉત્તરાર્ધ': 'સરલિ સ્વરિ' બદલે 'સરવે સાદે.' ૪૪૦—ખ-કડીઓ ૪૪૦ થી ૪૭૦ નથી. ૪૪૩—ગ-ઉત્તરાર્ધ': 'વિસમિ' બદલે 'વિસરિ.' બીજું પદ: 'માતા ધરતી! માગ.'

લખમણ ! સાચૂં તૂં સાભલે, કૂંઅરી તે ઘરિ દેસ;
ઘરજમાઈ રે રાખસ્યૂં, આપી અધયો રે દેસ. રુદન. ૪૫૦
વર વરામો રે જો મલિ, સાભલિ લખમણ ! વાત;
અમ્હ ઘરિ આવી રેહેજ્યે નહિ તો આપું સઘલી ગુજરાતિ. રુદન. ૪૫૧

મૂંહનિ લલીલલી લડાવતા, નમીનમી કરતા પ્રણામ;
તે સુખ માહારૂં મૂકાવિયૂં, તૂં કુટિ પાપી રે કામ ! રુદન. ૪૫૨
વિષયાવિષ અતિદુહવૂં, મિ જાણી પીછૂં રે માડ !
નેહ લગાડીનિ વાહિયાં, તૂં કુટિ પાપી કામ! રુદન. ૪૫૩

વિષયારુપિ રે શાકિની ! હજીય ન મૂકિ રે પૂંઠિ ?
નેહ લગાડો રે નાહસૂં, હવિ કિમ કિજિ રે ત્રૂટિ ? રુદન. ૪૫૪
મીઠી માડીસૂં ગોઠડી, મેહેલું સલૂણૂં નામ;
તે સુખ માનૂં મૂકાવિયૂં, તૂં કુટિરે પાપી કામ ! રુદન. ૪૫૫

કામિ ઈશ્વર ચૂકવ્યા ગૌરી ભીલીનિ નામિ;
યોગી યોગ છંડાવિયા, તું કુટિરે પાપી કામ! રુદન. ૪૫૬
કામિ ઈંદ્ર જગાવિયો, અહિલ્યા ગૌતમધામ;
કામિ ખાપણ વધૂ વહિ, તૂં કુટિરે પાપી કામ ! રુદન. ૪૫૭

દેહડીમાંહિ દોષ વસિ તો કેહેના લીજિ રે નામ ?
તે સુખ પામિ રે સામટા જેણિ જીત્યો રે કામ. રુદન. ૪૫૮
વિક્રમચરિત્ર પાણી તજ્યૂં, અન્ન અમ્હારિ રે નામ;
મહિયર માહરૂં મૂકાવિયૂં, તૂં કુટિ પાપી રે કામ ! રુદન ૪૫૯

આગે ઈશ્વરિ બાલિઊં તોહિ ન લાગી રે લાજ !
કામ વિડારત તુઝનિ તો હૂં નવ ગૂંચન આજ ! રુદન. ૪૬૦

---

૪૫૦–ગ–'કૂંઅરી તે ઘરિ' બદલે 'બેટી તેહનિ.' ૪૫૨–ગ–પૂર્વાર્ધ: પ્રથમ ચરણ: 'લવિત લીલાઇ લડાવતાં' ૪૫૪—ગ-પૂર્વાર્ધ: 'શાકિની' બદલે 'શોચણું.' ઉત્તરાર્ધ બીજું ચરણ 'કિમ કરિરિ હો ફૂટ ?' ૪૫૭—'ખાંપણ' બદલે 'કલંક.'

મહિયર મેહેલી નીસરી, કાંઈ ન સીધૂં રે કાજ!
પુહેક ન ખાધો હાથિ બલી, રાત્રંબક લાગી રે લાજ. રુદન. ૪૬૧
ટીલડૂં બિઠૂં રે તાતનિ, ગોત્રિ કુલિ લાગી રે લાખ;
માંચી બિઠા રે મૂઝ થકી, ખાંપણુ લાગૂં રે સાખ ! રુદન. ૪૬૨
મિ મન જાણું રે માહારિ ધર્મ ન કીજિ રે લોપ;
જે વર પહિલૂં રે આદર્યો તે કિમ કીજિ રે લોપ? રુદન. ૪૬૩
હંસા હઇડિ ઇમિ ઊલરિ, યમ સાયર.વાધિ વેલિ;
સહી કો સાચૂં રે જાણજ્યો, એ કારણુ લાગૂં રે કેલ. રુદન. ૪૬૪
ચિહૂ પક્ષ સૂધી રે પદમની, જેહેવું ગંગાનૂં તોય;
લાંછન લાગૂં રે લાછિનિ, હવિ કર્મ કરિ તે હોય. રુદન. ૪૬૫
યત્ન કરું હવિ સૂં લવું ? જેણી પિરિ રાખું રે જાતિ;
દિવસ પથો કો દેખસિ, તે વાત જસિ ખંભાતિ. રુદન. ૪૬૬
રુદન કરિ હંસાવતી, કૂંઅરી કરિ વિલાપ;
પીઉ પરદારિ છેતર્યો, કેહિ પિરિ રાખું રે આપ? રુદન. ૪૬૭
સુખિયાં ! ગર્વ રખિ કરો, દુઃખિયાં ! મ ધરસ્યો રે શોક;
કીધાં કર્મ ન છૂટિયે, ઇમિ જાણી આણો સંતોષ. રુદન. ૪૬૮
હંસા દેયૂં હેઠૂં કરી ધારણિ રાખૂં રે અંગ;
દુઃખ પૂંઠિ સુખ પામીઇ, જૂ તૂઠે સંકરગંગ. રુદન. ૪૬૯
સત્ય ન ચૂકી રે સાધવી, પોહોતી મનની રે આસ;
પતિસુખ પામી પદમિની કહે મદસૂદન વ્યાસ. રુદન. ૪૭૦

ચઉપઈ

હંસાવતી મનિ છાંડયો શોક, રુદન કરું તો દેખિ લોક;
મુખ ધોઇનિ ઊભી રહિ, પાહાલા આગલિ હંસા કહિ. ૪૭૧

---

૪૬૪—ગ-'પૂર્વાર્ધ' નથી. ઉત્તરાર્ધ': 'લાંછન લાગૂં રે લાછિનિ કર્મ કરિ તિ હોય.' ૪૭૦—ગ-' સાધવી ' બદલે ' સુંદરી '

આપા ટંકા હેમના સાત, " જાઉ પાહાલા ! તુમ્હે લાવો ભાત. "
પાહાલો તો નગરમાં જાય, બ્યકિથી કાઢી કભાય. ૪૭૨

પિહિરૂં પુરુષતણો સણગાર, રુપતણો નવિ લાભિ પાર;
બાંહૂંબેહૂં અચાસણુ લીદ્ધ, તવ પલ્હાણી ગાઢેરી કીદ્ધ. ૪૭૩

ગંગાજલનિ લાગી પાય, ગંગયમુનાસંગમ જાય;
પાય પાગડિ થઈ અસવાર, ભવિભવિ વિક્રમચરિત્રભરતાર ૪૭૪

પૂર્વ દિસિ કીધૂં પઈયાણ, જહીં ઊગમતો દીસિ ભાણ;
પવનવેગ તુરી સંચરિ, દિનદિન દેસાઊર સંચરિ. ૪૭૫

ઈમિ કરતાં દિન ગયા બિચાર, મહાવનમાહિ ગયો તોખાર;
ઊંચા પર્વત, વિસમા ઠામ, તિહાં કહીં નવિ દીસિ ગામ. ૪૭૬

રાનવગડ નિ ડંડાકાર, વિસમા વાઘ કરિ ખૂંબકાર;
હંસાનૂં હઈઊં ગહિગયૂં, "અરે દૈવ! હવિ કિમ કરું!" ૪૭૭

ગંગાજલ વેગિ દડવડિ, પડધાઈ પર્વત ગડગડિ;
નાકફેરૂં ઈણિ પિરિ કરિ, ત્રાઠો સિંહ પાછા પગ ભરિ. ૪૭૮

ઈમિ કરતાં વનિ થયૂં અસૂર, માહાવનમાં આથમિઊ સૂર;
જોતાં કહીં નવિ સૂઝિ વાટ, કૂંઅરી અંગિ ધરિ ઊચાટ. ૪૭૯

આવ્યૂં એક સરોવર સાર, વૃક્ષતણો નવિ લાભિ પાર;
વારૂ વડ અનોપમ ઠામ, તિહા હંસા કીધો વિસરામ. ૪૮૦

આગલિ અશ્વતણો આધાર, હઈડામાહિ શ્રીવિશ્વાધાર;
પદ્મનાભનૂં ચિંતન કરી વડનિ થડિ બિઠી ઊતરી. ૪૮૧

---

૪૭૨—ખ—આ કડી નીચે મુજબ છેઃ—

'લો દ્રામ લીઈ આવો ભાત, હેમટકા આપા છિ સાત.
જવ પાલો ગામમાંહિ જાય, તાંહાં......છાડી કભાય.'

૪૭૫—ખ-કડીઓ ૪૭૫ થી ૫૫૧ નથી. ગ-' પઈયાણ બદલે ' પવાણ.'
૪૭૬—ગ-ઉત્તરાર્ધ: ' તિહાં કહીં.' ને બદલે ' ચાહો પક્ષિ.'
૪૮૧—ગ-ઉત્તરાર્ધ: 'ઊતરી' બદલે 'સુંદરી.'

તેણિ વડિ ગરુડપક્ષીનો વાસ, બિઠો કરિ છિ લીલવિલાસ;
ચ્યાર પુત્ર તેહેનિ વિખ્યાત, ચિહૂ દિસિકેરી લાવિ વાત. ૪૮૨

પુત્રનિ પિતા કરિ આદેસ, ઘણા દિવસ વહી ગયા પ્રદેસ;
તોણુ રાતિ ઊલટ ભરિ, ચ્યારે પુત્ર પધાર્યા ઘરિ. ૪૮૩

માતપિતાનિ ચરણ નમ્યા, પ્રણામ કરીનિ વડ વીસમ્યા;
"વડા પુત્ર!" પૂછિ ખગરાજ, "કેહિ દિસિથી આવ્યા આજ?" ૪૮૪

"હૂં આવ્યો ઊજેણી ભણી, તિહાં વિક્રમાદિત્ય નરવીર ધણી;
તેહેની આણ પ્રવર્તિ જિહાં, દુઃખદારિદ્ર નવિ દીસિ તિહાં. ૪૮૫

રાણી એક તણિ રાજાન, સત્યવતી તેહેનૂં અભિધાન.
પુત્ર ભણિ, "સાભલુ તાત! તે ઘરિ દુઃખ પડયૂં ઊતપાત. ૪૮૬

તે રાણીનિ હૂતૂં પુત્ર, તેહેનૂં નામ વિક્રમચરિત્ર;
સોલ વરસ અંતેઊરમાંહિ, ચૌદ વિદ્યા ભણાવ્યો રાય. ૪૮૭

એક વાર દીઠો રાજાન, અતિ આનંદ્યો હર્ષ નિધાન;
કન્યા સોધાવિ પદમની, એ વર સમોવડિ ભામિની. ૪૮૮

રાજાનિ રદિ લાગી હોડ, મૂઝનિ છિ તે વહૂનો કોડ;
ત્રંબાવતીઇ ગયો પરધાન, ત્રંબસેન ભેટયો રાજાન. ૪૮૯

તેહેનિ ઘરિ છિ કન્યા સાર, તેસ્યૂં લગન કર્યૂં નિરધાર
અવધિ કરી માસદહાડા તણી મંત્રી આવ્યો રાજા ભણી. ૪૯૦

ઊજેણી જઈ પોહોતો ભલો, વિક્રમાદિત્યનિ આવી મળ્યો;
દિવસ ઘણેરા લાગા વાટ, રાજાનૂં મન ભાજૂં નાટ. ૪૯૧

તવ તેહેનિ દીધૂં ઊપમાન, રાજછેહ કીધો પરધાન;
રાજાનિ નવિ છાંડી રીસ, તેનસિ દિન વહિ ગ્યા ત્રીસ. ૪૯૨

---

૪૮૨—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'બિઠો મંદિર કરિ વિલાસ.' ૪૮૭—અ-ઉત્તરાર્ધ: 'સોલ વરસ' બદલે 'ચૌદ વરસ.' ૪૮૮—અ-'હર્ષ-નિધાન' બદલે 'પુણ્યનિધાન.' ૪૯૧—ગ-ઉત્તરાર્ધ: 'વાટ'ને બદલે 'માટ.'

તે કન્યાનિ વિરહિ કરી તે વગ ગ્યોછિ નીસરી,
તેહેની મા અતિ કગિ વિનાપ, કૂઅરનિ સોધાવિ બાપ ૪૯૩
સોધ્યા ગઢમ દિરપ્રાકાર, સોધ્યા પાખનિ પોલિપ્રકાર
સોધ્યા મઢમેડીમાલિયા, સોધ્યા ગોખિ જનિ જાનિયા ૪૯૪
સોધ્યા અંતેઉરીના ઠામ, સોધાવ્યા ગણિતના ગામ
સોધ્યા ગોગજ નિ ગોઝાર, સોધ્યા મુહુનક ઇંસી નિ ચ્યાર ૪૯૫
સોધ્યા પાખલિ ફરતા પગ, સોધ્યા તાલિમખાના ખગ,
સોધ્યા મોહોર મસાણી તણા, સોધ્યા બદીજન ભામણા ૪૯૬
સોધ્યો પરધો નિ પરધાન, સોધ્યા પાખનિ ફગતા રાન
સોધ્યા નગર નદીતટ બેટ, સોધ્યા વનગૂંરનગમેટ ૪૯૭
સોધ્યા પુરપાટણપ્રાસાદ, સોધ્યા યતિતપી આમર્યાદ
બ્રહ્મચારીયોગીની ગુફા, સોધી સવિ પર્વતની શિખા ૪૮૮
સોધ્યા ગઢમદિગ્પોસાન, સોધ્યા દેઉન દસ દિક્પાન
સોધી સિવસાના સમસાન, સોધ્યા આદિસક્તિના ઠામ ૪૯૯
સોધી વાડી નિ વાવટા, સોધી જડ વડખરી જટા,
સોધ્યા અરહટ નિ આરામ, સોધ્યા વિકટ વિસમા ઠામ ૫૦૦
ઇમ સવલિ સોધાવૂ સહી, કૂઅરખડિ ન લાભિ કીહી
સત્યવતી સરન સ્વરિ રોય, ઊપરિથી અંતેઉરી જોય ૫૦૧
રાણી સહૂ રાખવા જે મિલી ત્રણિસે નિ સાઠિ આગની
અમનાના ઊધ્રસ્યા મન, રૂદિ ફાટિ નિ કરિ રુદન ૫૦૨
રાજા ચાલી આવ્યો બારિ, સંતોષી રાખી સવિ નારી
સહૂકો નારી અત્રાસિ ચઢી, રાનિ વાન વીસારિ પડી ૫૦૩

---

૪૯૫—ગ 'ગોગજ નિ ગોઝારને સ્થલે ગોમઠ નિ ગોમાર' ૪૯૬—ગ-પૂર્વાર્ધ 'ફરતા પરા' બદલે 'ફરતા ગામ "તાલિમખાના ખરાં બદલે 'નદીતટ નાગ ઉત્તરાર્ધ' 'સોધ્યા ગોપ્ય અગોચર તેહ સોધ્યાં વનગોચર તિ જેહ' ૪૯૭—ગ—નથી ૫૦૩—ગ—ઉત્તરાર્ધ ચરણ ઊલટાસૂલટી છે

સત્યવતી કેરો પરિવાર, તેહેનિ દુખ પડ્યુ અપાર,
વિપ્ર એક દીઠું આવાસિ, જાણિ ઊતરી આવ્યો આકાસિ। ૫૦૪
તેણિ અતિપ્રસસા કરી, સીખામણુ બોલ્યો વિસ્તરી,
હરિશ્ચંદ્રરાજાની કથા તે વિસ્તરી બોલ્યો તથા ૫૦૫

દમયતી નિ વીતુ નલરાય, તેહતણું બોલ્યો મહિમાય,
ગાંધારીનિ સુ સુત હતા, ભીમિ મારી ચૂર્યાં જીવતા ૫૦૬
માતપિતાનિ વીતૂ અત્ય, શ્રવણ હણ્યો ગજાદસરથ,
બ્રહ્મસ્રાપનો મોહોટો રોગ રાજા પામ્યો પુત્રવિયોગ ૫૦૭

શ્રીભાગવતનૂં સમૂલૂં હતૂં, તે રાણી આગલિ નિશ્ચિ કથ્યૂ,
સત્યવતી રાણી ઇમ વદિ, "માહાદુઃખ છિ તે મૂઝનિ રદિ ૫૦૮
વાડવ! તુમ્હનિ લાગુ પાય, કાઇએક ઉત્તમ કહો ઉપાય,
જેણિ પ્રકારિ મહાદુખ ટલિ, વિક્રમચરિત્રસુત વહિલો મલિ" ૫૦૯

વચનો વાડવ કરિ વિચાર, સવથી સેવામા જે સાર
"સત્ય સનાતન હૈયડિ ધરો, આદિભવાનીનૂં વ્રત કરો ૫૧૦
પૂર્વિં જેણિ સેવી સિવા તેહેનિ પુત્ર હૂવા અભિનવા,
નવરાત્રિની માહી સેવ તેહેનો પાર ન જાણિ દેવ ૫૧૧

કરો ઉપવાસ અનિ જાગરણ, કાલી ઊપરિ રાખો મન્ન,
દીપ, દાન નિ પ્રાતસ્નાન, દિનદિન કરજ્યો ચડતિ ધાન ૫૧૨
આઠ ઉપવાસ નિ નવમી રાત્રિ, સકલ હોમ મીજિ પરભાતિ,
માઘ ચૈત્ર નિ અશ્વનતણા તેહેના મહિમા છિ અનિઘણા ૫૧૩

અત્રનારી અનુસૂયા નામ, રેવાતટ કીધૂં તપધ્યાન,
આદિશક્તિની કીધી સેવ, તેહેનિ ઊદરિ હૂવા ત્રણિ દેવ ૫૧૪
મધુકૈટભ જા માર્યો જેહ, વિધાતાનિ તૂઠી તેહ;
મહીસાસુરનો ફેડ્યો ઠામ, સમસ્ત દેવના કીધા કામ ૫૧૫

૫૦૭—અ-'રોગ' બદલે 'ભોગ!' 'પુત્રવિયોગ' બદલે 'ત્રયવિયોગ'
૫૧૪—ગ-ઉત્તરાર્ધ 'તિહેનિ પુત્ર હૂવા ત્રયદેવ'

સુંભનિસુંભતણાં બત્ર ઘણા, ઊજડ નયર કર્યાં સુરતણાં;
તેહેતણો કીધો સંહાર, ત્રિભુવન વર્ત્યો જયજયકાર. ૫૧૬
સુરવરાયનિ ત્રૂઠી જહીઈ, સપ્તસતી તાં માન્યાં તહીઈ;
બ્રહ્માવિષ્ણુસિવ તેહેનિ ધ્યાઈ, સકલ વિશ્વની કહીઈ માય." ૫૧૭
વિપ્ર વદિઃ "રાણી! સાંભલો, જો વિશ્વાસ હુઇ અમતણો;
તો આરાધો એકમના થઇ, વિક્રમચરિત્રસુત મિલસિ સહી." ૫૧૮
સત્યવતીઇ વ્રત આચર્યૂં, અન્નનીર અહિનિશિ પરહર્યૂં;
પુત્ર ભણિઃ "સાંભલો તત! હૂં આવ્યો તિ દિસિનિ વાત." ૫૧૯
બીજાનિ પૂછિ ખગરાજઃ "કેહી દિસિથી તુમ્હે આવ્યા આજ?"
"હૂં આવ્યો પશ્ચિમ ગુજરાતિ, વાત અસંભવ છિઅમ તાત! ૫૨૦
વડી વેલાઊલ ત્રંબાવતી, ત્રબસેનરાજા ભૂપતિ;
હંસકુંઅરી તેહેનિ બેટી થાય, તે દીધી કનુજહ રાય. ૫૨૧
કન્યા હૂતિ રુપનિધાન, અતિઆનંદસૂ આવી જાન;
સેન્યા છત્રચમરઝમકાર, આવ્યા ભડ ભૂપતિભૂપાલ. ૫૨૨
જાન ઊતારી સાયરબેટ, વર રાખ્યો લઇ મંડપ હેઠિ;
અર્દ્ધબિંબ સુર આથમિ, લગ્નતણો તા હૂઊ સમિ. ૫૨૩
રાણી મિલી કરિ પુહુંખણા, અનેક પિરિ હૂઈ પેખણા;
અર્ઘ કરી બિસાર્યો રાય, ત્રબસેનરાય પખાલ્યો પાય. ૫૨૪
પાખલિ ભાટ કરિ જયકાર, વિપ્રતણો નવિ આવિ પાર;
અનેક છત્રપતિ ઊભા રહ્યા, કન્યા જોવાનિ ગઢમા ગયા. ૫૨૫
ઊલટસેર સજાઈ કરી, તેતલિ કુણિ કન્યા હરી,
કન્યાસ્થાનક આવી દસી, મડપમાહિ પડિઊ ત્રાસ. ૫૨૬
વરરાજા પાછૂં ઊઠીઊ, છાડી પાટ ઊઠિ ગયૂ.
મોહોટૂં દુઃખ પડ્યૂં મહારાજ, વડા મ[illegible] લાગી લાજ. ૫૨૭
રાજમાહિ સહૂ ઝાખૂ થાય, કૂંઅરીનિ મે પ રિ [illegible]
ઘર, પુર, મંદિર, મેહેલ, અવગ, [illegible] ડી નિ [illegible] વાસ ૫૨૮

મરુ ગુફા નિ ગહ્વરગિરિ, ચોરાચહુટાં જોયાં ફરી;
ઇમિ સઘલિ સોધી કુંઅરિ, કો ન જાણિ કોણિ હરી. ૫૨૯
ત્રંબસેનનિ લાગી લાજ, ખાંપણ લાગૂં સઘલી સાખ;
ભીમકરાનો ભાગો મોડ, જિમ હણ્યો તરૂઅરનો છોડ. ૫૩૦
ક્ષણિક્ષણિ તેહનૂં તન આવટિ, પૂનિમથૂ જ્યમ સસિહર ઘટિ;
નગરમાંહિ હૂતો રંગ, ઘરિઘરિ પડિઉ મોહોટો ભંગ. ૫૩૧
ટોલિ મલિયા ઠાકુર સવિ, ભીમકરાજાનિ પ્રીછવિ;
રાઇં મન ન આવિ ઠામિ, 'હૂં પાછો નવિ આવું ગામિ.' ૫૩૨
તે કન્યાનિ વિરહિ કરી, તે રાજા કહીં ગયો નીસરી."
ગરુડપુત્ર પ્રણમ્યા પગતાત, દિસિ આપણી નિવેદી વાત. ૫૩૩
"ત્રીજા પુત્ર! કહો તમ્હતણી," "હૂં આવ્યો કનોજ્જહ ભણી;
તિહાં મંગલ મોહોટો માહારાજ, તેહેનિ લાગું લાંછન આજ. ૫૩૪
પુત્રનણિ પરણેવા કાજિ, અતિઉછાહ કર્યો માહારાજ;
ત્રંબાવતીઇ પોહોતી જાન, ત્રંબસેને બહૂ દીધાં માન. ૫૩૫
લગ્નસમિ વર ટોડિ રહ્યો, તેતલિ કો કન્યા લેઇ ગયો;
વાત સાંભલી મંગલરાય, વિરુઇ વાત તે વેહેલી જાય. ૫૩૬
તેહેનો સોક ન જાઇ કહ્યો, લાગી લાજ નિ કૂંઅર ગયો;
ઇમિ અસુભે ભરિ જાન, જિમ દાઘૂં આવિ સમસાનિ. ૫૩૭
રાજદ્વારિ કરિ સહૂ સોક, જિમ મુખદર્શન આવિ લોક;
મુઆતણો તાં મારગ એક, આદ્દૂં દુઃખ ન આવિ છેક. ૫૩૮
તે રાજાનિ માહાદુઃખ પડ્યૂં, ઘણૂં ગહન આવિ હઇડિ ચડ્યૂં;
તેહતણિ છિ પ્રોહિત એક, તેણિ વચન કહ્યાં વિવેકઃ ૫૩૯
"રાજા! કહ્યું અમારૂં કરો, અમોઘવ્રત વેગિ આચરો;
અશ્વન સુદિ તેરસિનિ દિન, માંડો મન નિ છાડો અન્ન. ૫૪૦

---

૫૨૯—ગ-'મરુ' બદલે 'ગુફા.' ૫૩૪—ગ-ઉત્તરાર્ધ: બીજું ચરણ 'તેહેનિ કેહેવી લાગી લાજ.' ૫૩૬—ગ-'વિરુઇ' બદલે 'વરવી.' ૫૩૮—ગ-ઉત્તરાર્ધ નથી.

ત્રણિ દિન કરો ઊપવાસ, જિમ તુમ્હારી પોહોચિ આસ;
છઠિ પાંચે વાસ કરો, નરનારી ! એ વ્રત આચરો. ૫૪૧
એણિ વ્રતિ ટલિ વિયોગ, નિર્ધારિ પામો સંયોગ;
અસોકવ્રત કરો પ્રતિપાલ, જિમ પુત્ર મલિ તતકાલિ. ૫૪૨

વિપ્રવચન રાઈ મસ્તકિ ધર્યૂં, મંગલરાઈ વ્રત આચર્યૂં;
નગરલોકનણી એ વાત, વિહંગમરાઇ વીનવ્યા તાત. ૫૪૩
" ચોથા પુત્ર! વાત કહો તમ્હ તણી," " હૂં આવ્યો દિસિ પૂરવભણી;
ગંગાયમુના નિ સરસ્વતી, તેહેની સેવા કરિ સુરપતિ. ૫૪૪

તીર્થરાજ તેહેનૂં અભિધાન, પ્રયાગરા કહીઈ રાજાન;
તે નયરીમાં સઘલૂં સુખ, પ્રવેશ ન કરિ જિહા યમદૂત. ૫૪૫
પ્રયાગનો મોહોટો મહિમાય, સઘલા તીરથ કેરો રાય;
ત્રિવેણી કેરો આ ઘાટ, સ્વર્ગતણી તિહાં કહીઇ વાટ. ૫૪૬

મકરમાધવ સેવિ નર જેહ, મનવાંછિત ફલ પામિ તેહ;
વૃદ્ધ રાજા તે ગઢનો ધણી, તેહનિ ચિંતા છઇ અતિઘણી. ૫૪૭
મણિ, માણિક, મોતી ભંડાર, હસ્તીઅશ્વ ન લાભિ પાર;
રથપાયકસેવક અતિઘણા, હીરારતનતણી નહિ મણા. ૫૪૮

એક દુઃખ મોહોટૂં રાજન, જે નહિ એક પુત્રસંતાન;
અપુત્રવંતની મોહોટી ખોડિ, બીજૂં દુઃખ ન આવિ જોડિ. ૫૪૯
તેણિ દુઃખઇ રાજા ગલિ, હૈયામાહિ સગડિ બલિ;
રાજા વિના સેના યથા, પુત્ર વિના ઘર સૂનૂં તથા. ૫૫૦

સસિ વિના જિમ સૂનિ રાતિ, સૂર્ય વિના સૂનો પરભાત;
મહાનદી પાણી વિણુ યથા, પૂત્ર વિના ઘર સૂનૂં તથા. ૫૫૧

---

૫૪૭—ક-'મ'ર માધ' ગ- 'મકર, માધવ.' ૫૪૮—ગ-'ન લાભિ પાર' ને બદલે 'તણો નહિ પાર.' ઉત્તરાર્ધ: 'પાલખીરથ દિસિ ઘણાં, જે જોઈએ તે નહિ મણા.' ૫૫૦—ગ-'વિના' બદલે 'પાખિ.' ૫૫૧—આ પછીની ૫૫૨+૧ કડી ગમાંથી લીધી છે તે ક, ખમાં નથી.

મૂરખ કેરી દેહી અસી, દીવા વિના જ્યમ મંદિર નિસિ;
નર વિના નારી સૂની યથા પુત્ર પાખિ ઘર સૂનૂં તથા. ૫૫૧+૧
એહેવો જાણી રા ગયો પ્રયાગ મનમાંહિ આણી વૈરાગ;
તછ રાજ ત્રિવેણી ગયો, કરવત મેહેલાવા સજ થયો. ૫૫૨
આકાસવાણી તત્ર ઇમિ હવીઃ "મ કરિ ઘાત તુઝ જીવતણી;
ધર્મપુત્ર તૂં કરિ રાજાન! વિણખૂટિ કાં કાઢિ પ્રાણ ?" ૫૫૩
તે રાજા પાછો ઘરિ ગયૂં, "ગરુડ ભણિ હૂં આંહાં આવિઉ';
"પૂરવ દિસિ કેરી એ વાત, તે સાંભલી હૂં આવ્યો તાત!" ૫૫૪
પિતા આગલિ જે કૂંઅર ભણિ, વડ તલિ બિઠી કૂંઅરી સુણિ;
હવૂં પ્રભાત, પલ્હાણ્યો તુરી, ઘોડા ઊપરિ ગઈ નીસરી. ૫૫૫
કૂંવરી હઇઇ વિમાસિ વાત, ઢાંકી નહિ રહિ માહારી જાતિ;
જઈ કરવત મેહેલાવું આજ, તો કાઈ આગલિ સીઝે કાજ. ૫૫૬
પ્રયાગિ જઈનિઇ કીધૂં સ્નાન, બ્રાહ્મણનિ બહૂ દીવાં દાન.
દાન દેઈ જઇ ઊભી રહિ, "માથે કરવત મેહેલો" કહિ. ૫૫૭
તીહાં બ્રાહ્મણ પલિયા દસવીસ, એ લઘુ કૂંઅરનિ છિ રીસ;
એક ઊજાણો રાજા ભણિ, અમ્હનિ આપો વધામણી. ૫૫૮
એક રાજકૂંઅર અતિરગીઆમણો, અર્યહેમ તેહેનિ અતિઘણો;
ઊતાવલો તે આવ્યો ગંગ, વેણીમાહિ પખાલૂં અંગ. ૫૫૯

૫૫૨—કખ-'ત્રિવેણી' ને સ્થાને ગમાં 'વેણીમાંહિ' ૫૫૫—ગ-કડી નીચે મુજબ છેઃ 'હંસા હઇઇ આવી વાત, ઇમ કરતાં તિ થયૂં પ્રભાત;
થઇ અસવાર હકારો તુરી પ્રયાગમાંહિ ગઈ સુંદરી.'
૫૫૭—ખ-ગ—આ કડી નીચે મુજબ છેઃ—
'પુહુતી જઇ પ્રયાગમઝારિ બ્રાહ્મણ વેદવંત અહંકારી;
દેઇ ધન જવ ઊભી રહિ 'માથિ કરવત મેહેલુ' કીહિ.
૫૫૮—ખ-ગ-'બ્રાહ્મણ'ને બદલે 'માણસ.' 'લઘુ' ને બદલે 'ચોધ' ગ-'ઊજાણો' બદલે 'તિ ગયૂં.' ૫૫૯—ખ-'રાજપુત્ર' ને બદલે 'રાજા.' ઉત્તરાર્ધ નથી.

કરવત મેહેલાવિ સ્યા ભણી? સો તપાસ તમ્હો આહિ છિ ધણી."
રાજાનણો હકારો ગયો, કુઅર ઊઠી ઊભો થયો ૫૬૦
"રાઊત' તમ્હોનિ તેડિ રાય," ગગાજલ તિહાં સેટ જાય,
રાજા દેખિ કુઅરરુપ, માન દેઇ બોલાવિ ભૂપ ૫૬૧
અતિઆદર આપ્યૂ એગણૂ, હંસકુઅરી મુખિ બોલિ ઘણૂં;
રાજા રિદય વિમાસિ ઘણૂ, તેજ અમભમ કુઅરતણૂ ૫૬૨
ગુરુ આગલિ રાજા એમ કહિ, "પાલિકપુત્ર એ અમ્હ ઘરિ રહિ
ધર્મપુત્ર કરિ પાતુ એહ, રુડિ રાજ્ય બિસારુ તેહ" ૫૬૩
ગુરુ કહિ, "રા' સાભલિ વાત, એ પાલિ તાહારિ કુલ સાત,
એ ઊહહિ કુલ આપણૂ, રાજા વલી મ પુછિસ ઘણૂ" ૫૬૪
ગગાજલ લેઇ આવ્યો રાસિ, કુઅર તેડયો માહિ આવાસિ,
રાણીહર ગલિયાયન થાય, કુઅર ભણી તિ જેવા જાય ૫૬૫
"જો રાજા! તમ રાખિ કાજ, કુઅરનિ બિસારો રાજ;"
હંસાનિ બિમારી સોય, કુઅર વધાવિ સહુ કોય. ૫૬૬
પ્રેમમાહિ જણાવૂ જાણ, કુઅરનિ વરતાણી આણ,
કરવત રખિ જ મેહેલી કોય, અણપૂછી હિસા એ હોય ૫૬૬-૧

ચઉપઈ

પ્રથમ વાત જે પા'હાતણી, સાત સૂખડી લાવ્યો ધણી,
સોનઈયા સ્યૂ જાણિ ગમાર? ગર્દભ મિગ સુખડિનો ભાર! ૫૬૭

---

૫૬૦—અ-પૂર્વાર્ધનું બીજુ ચરણ 'હીર તપાસ તમ્હો તેહતણી'
૫૬૧—ખ પૂર્વાર્ધ પછી નીચેની અર્ધી કડી છે —
'સેવક મિલા નિ લીઇ ગયા, રાજા આગલિ ઊભા રહ્યા.'
૫૬૨—ખ-કડીનો ઉત્તરાર્ધ નીચે મુજબ છે —
'રાજકુઅર સાભલિ રાય એહ કુઅર બેટાની ઠાય
૫૬૩—ખ-કડીઓ ૫૬૩ ૫૬૪ નથી ૫૬૬—ક—આ પછીની કડી નથી
તે 'ખ' ને 'ગ' માંથી સ્વીકારી છે ૫૬૭—અ—નથી

બગો બાપડો હંસગતિ સંચરિ, કોયલનો સ્વર કાગ જ કરિ;
પાહાલામનિ વિમાસણ ઘણી, કર્મરેખા ન દેખિ આપણિ. ૫૬૮
પાહાલો કહિ, " અજ દુ અમ ધણું, બિહાં કર્મ ફ્લ્યૂં અમ્હતણું;
વામા વાહન બિહી મઝ સાર, વારુ અંગતણો સણગાર." ૫૬૯
પાલ્હોરાણીત નગરમાં જાય, વડી વ્યણજ ચહુટિ વસાય;
દોસીહાટિ પોહોતો ગમાર, " મિહિતા! વસ્ત્ર દેખાડો સાર." ૫૭૦
મિહિતિ વસ્ત્ર દેખાડયાં જેહ, પાલ્હાસિર ન સોભી તેહ;
સારબાસતા તાં ભલા બાંધયા, સાલૂ નિ ખાંડકી જોડિયા. ૫૭૧
સરબતી સાળીલા અસંખ્યાત, પાલ્હાનિ મનિ નાવિ વાત;
વલી કાઢયા જે સોજી સાર, ખટધૂમ રાઈ નર્મ અપાર. ૫૭૨
અટાણુના થોકડા ઘણા, દખણી પાટ વલી પાટણુતણા;
રાતા મસૂર નિ રંગિ સાર, નીલામાંહિ સોનાના તાર. ૫૭૩
સરસ તાસતા નિ સીસાબ, મહમદસાહી નિ જરબાદ;
મુખ મચકોડી થાઈ ચતુર, તવ દોસી મનિ જાણ્યો ભૂર. ૫૭૪
" મહિતા! વસ્ત્ર પરહરો પરાં, મૂલ મ કરસો બીજી વરાં;
ઝાઝાં સૂત્ર નિ ભાર અપાર તો આપું હેમટંકા ચ્યાર." ૫૭૫

---

૫૬૮—ખ-નથી. ગ-'કાગ જ' બદલે 'વાયસ.' ૫૭૦—અ-પૂર્વાર્ધ બીજું ચરણ 'વડી જાણુસ ચુહુરસિ વસાય.' ઉત્તરાર્ધ: 'ગમાર' ને બદલે 'પાલ.' 'દાખવિ મિહિતા! વસ્ત વસાલ.' ગ-ચરણોમાં હેરફેર છે.
૫૭૧—ક-ખ-ઉત્તરાર્ધ: સાન કાખતા બિરવ ગોડિયા.' ગ-પૂર્વાર્ધ:
'હિરાગલ દેખાડિ જેહ, પાલ્હાસિરિ ન સોભિ તેહ.'

૫૭૨—ખ-ઉત્તરાર્ધ નથી. ગ-પૂર્વાર્ધ: 'સરબતી' બદલે 'ખડબાસ' ઉત્તરાર્ધ: 'વલી કાઢા સો કુમાસ સાર, ધરિ ધૂમરાલિ ત્રિણ્ણ અંપાર.' ૫૭૩-ખ-કડીઓ ૫૭૩, ૫૭૪ નથી. ગ-ઉત્તરાર્ધ: 'સોનાના' બદલે 'રૂપાના.' ૫૭૪—ગ-'સીસાબ' બદલે 'સકલાદ.' ૫૭૫—ખ-'બીજા' વરાં' ને બદલે 'કાદા કરૂ.' ગ-આ પછી

'તો વાણોતરની સીખામણ હોય, વારૂ જોટા લાવો જોય;
તે પછી નહિ લે કોય, રાંક હાય સૂનઇયા હોય.'

ઝાઝી દસી નિ જાડા તાર, અર્દ્ધ સૂત્ર અર્દ્ધ ખલિનો ભાર;
જેહેવૂં વસ્ત્ર તેહેવો વણનાર, તેહેવો જોઇઇ પહિરણહાર. ૫૭૬
વસ્ત્ર વસાઇ આંધ્યાં ગાંઠિ, પાલ્હો ચાલ્યો બીજિ હાટિ;
"મિહિતા! મૂઝલાગી ભૂખડી, લ્યો દામ મૂઝ આપો સૂખડી." ૫૭૭
કસમસિયા, ખારિક ખડહડી, અખોડ બદામ અનિ દ્રાખડી;
શ્રીફલ કોપરાં અપાર, સાકર લવિંગ રુડાં સાર. ૫૭૮
ખાંડ ચારોલિ નિ ખજૂર, વારુ મોદિક જસા કપૂર;
ફીણી ઘેવર હેસમી ગલી, શ્રીફલપાક જલેબી ભલી· ૫૭૯
કોહોલાપાક અપૂરવ નામ, કણીચાપાકિ વાધિ કામ;
દૂધપાક કમલકાકડી, પાલ્હાનિ ન ગમિ સૂખડી. ૫૮૦
જે જસા તસો સંસાર, ઉત્તમમધ્યમતણિ પ્રકાર;
દેખી દાલિયા હરખો મનમાંહિ, જિમ લોંડી મસાણજ તાંહિ. ૫૮૧
તિ વાણીઇ જોયો ચતુર, ભલો ભોલખ્યો પાલ્હો ભૂર;
"મિહિતા! અમ્હસૂંમ કરો ટોલ, અમ્હનિ આપો દાલિયાગોલ." ૫૮૨
નગર સઘલૂં જુઊં ફરી, ગુલદાલિયા બોલિ કરી;
આવ્યો દૂતો પહિલો જિહાં, હંસાઘોડો બેહૂ ગયા! ૫૮૩

---

૫૭૬—ખ-'ઝાઝી દસી' ને બદલે 'ધાળી ધોસિ!' 'જાડા તાર' ને બદલે 'ધોલા ત્રાગ.' 'સૂત્ર' ને બદલે 'વસ્ત.' ગ-પૂર્વાર્ધ: 'ધોલી દસી નિ ધોલા ત્રાગ, આધૂં સૂત્ર આધૂં ખલભાગ.' ક—'પહિરણહાર' બદલે 'પેખણહાર.' ૫૭૭—ખ-'વસાઇ' ને બદલે 'વસાટી.' 'હાટિ' ને બદલે 'પાડિ.' ૫૭૮—ખ-'કસમસિયા' બદલે 'ક્રિસૂં કપડૂં.' ગ-પૂર્વાર્ધ પ્રથમ ચરણ: 'લો જી આ ખારેક ખરહરી.' ૫૭૯—ખ-નથી. ગ-ઉત્તરાર્ધ: 'ફીણી ઘેબર નિ ખરખરાં, મિશ્રીપકવજલેબી ખરાં.' ૫૮૦—ખ-પૂર્વાર્ધ નથી. ૫૮૧—ખ-નથી. ૫૮૨—ખ-ઉત્તરાર્ધ: "મિહિતામનિ અનેરૂં હલ, પાલ્હ માગિ દાલિયાગુલ." ૫૮૩—ખ-કઇ ફેરફાર સાથે નીચે મુજબ છે:—

"ગુલદાલિયા બોલી કરી આવ્યૂં પિહિલૂં હતૂં જ્યાંહાં;
તે હંસાઘોડૂં બિહુ ગયાં, તે પાલ્હ દુઃખી મનિ થયા."

## પૂર્વછાયુ : રાગ ગોડી

" સ્વામીદુઃખિ દુઃખિયા થયા રે, દયા ન કીધી રે દૈવ!
વિધુલિખ્યૂં કિમ પામીઇ ? માહારા કર્મમા લિખ્યૂં એહ. ૫૮૪
અરે કર્મ ! એ સૂં કર્યૂં ? નયણિ ન દેખું રે નારી !"
ઝાડિ ચઢયો ઊંચેરડો, દિસિ નિહાલિ રે ચ્યારિ. ૫૮૫

અભાગિયા કર્મ ! ન પોહોતી આસ ! ( ધ્રુવ )
અબી પિયારી જે હરિ રે તે કિમ પામિ ઘરવાસ ? અભાગિયા. ૫૮૬
પગલાં નીહાલિ પદમણીના હઇડિ લાગી રે ઝાલિ:
પિરિપિરિ નીહાલિ પાલ્હીઉ રે, પડું સરોવરપાલિ. અભાગિયા. ૫૮૭
હાય ઘસિ, દૈડું હણિ રે, પોઢી મૂકે રે પોક;
અવનીસૂં અંગ આફાટિ, જોવા મિલીઆ સવિ લોક. અભાગિયા., ૫૮૮
રાઉત ! તૂં કિહા રહિ રે ? કુણ તાહારૂ રે હાહાર ?
સોકવિલાપિ કા રડિ, જિમ નિધણીયાઈ નાર ? અભાગિયા. ૫૮૯
ચોકીપોલિ માહારૂં બિસણૂં, નિ હૂં હૂતો પરદાર;
અણચીત્યા મૂઝનિ જડયા રાધીડો નિ ઘરનાર. અભાગિયા. ૫૯૦
તે બેહૂ લેઇ નીસર્યો રે, આવ્યો આણિ રે ઠાય;
વાહીનિ વનિતા ગઇ, તેહેના પગલાનિ ઊજાય." અભાગિયા. ૫૯૧
ઇમ કહીનિ આકલો રે ભૂમિ પડયો આલોટ,
પાજરમાથો પરજલિ જિમ વાઝણિકેરૂં પેટ. અભાગિયા. ૫૯૨
" પ્રાગે જઇનિ પ્રાણ તજું, માધવકેરે રે બારિ,
ઘેડો માહારૂં બેસણૂં, હું માગું એક ઘરનારી !" અભાગિયા. ૫૯૩

---

૫૮૪—ખ-કડીઓ ૫૮૪ થી ૫૯૪ નથી. ગ—આ કડીઓ બદલ માત્ર નીચેના એક દૂહાવાળી કડી છેઃ
'ઊભો રહિ વિમાસિઊં, કમિં દીધો છેહ,
વણસરજ્યૂં કપગ પામીઅ વામાવાહન બેહ ?"
૫૮૬—ક-પૂર્વાર્ધનું બીજું ચરણ નથી.

## ચઉપઈ

પાહાલા પડૂં દુઃખ અપાર, "એ પહિલિ કાં દીધાં કિરતાર ?
ઘોડાનારી બિ હાથિયાં જાય તો હૂં જાઉં ત્રિવેણીમાંય. ૫૯૪
કરવત મેહેલાવૂં ઇમ કહ્યું, એ પેલિ ભવિ બેહૂ લહૂં."
પાહાલોરાત પધાર્યા તિહાં, ગંગાજમના વહિ છિ જિહાં. ૫૯૫
એક પુરુષ તિહાં ઊભો થયો, રાજા આગલિ તે લેઇ ગયો;
"રાજા ! સૂણિ અમ્હારી વાત, કરવત મેલ્હાવી આ રાત." ૫૯૬
કૂંઅર કહિ, "સૂણિ માહારી વાત, કરવત મેલ્હાવુ સ્યા માટિ ?"
રાઊત કહિ, "રાજા ! અવધારિ, મ્હૂનિ જડિયાં ઘોડોનારી. ૫૯૭
તે પરમેસ્વરિ ઊચાલી લિયાં, મૂઝ હૂતાં તે બિહૂ ગયાં !
હવિ હૂં જીવીનિ સૂં કરું ? કરવત મેલ્હાવીનિ મરું." ૫૯૮
રાજા કહિ, "તૂં સાંભલિ રાત ! તાહારી હોત તો કીહાં ન જાત;
હૂં આપું ટંકા સિ ચ્યારિ, તેણિ તાહારી આવિ નારી. ૫૯૯
ઘોડો એક તૂઝનિ આપેસ, લેઇ પોહોચાડું તાહારિ દેસ."
જે બોલ્યૂં તે આપૂં રાય, રલીયાયત થઈ નિ પાલ્હો જાય. ૬૦૦

## ચઉપઈ

કનૂજનો રા આવ્યો તિહા, કરવત મેહેલાવિ છિ જિહાં;
કરી સ્નાન જઇ ઊભો રહિ, "કરવત મેહેલો" રાજા ! કહિ. ૬૦૧
કરવત ઊપરિ જણુ રહિ જેહ, વલનો ઉતર આપિ તેહઃ
"અરે રાઊત ! તૂં કાં અજાણુ ? કરવતની દીધી છિ આણ. ૬૦૨
રાજાનિ જણાવો નહિ, તમ્હનિ કરવત મેહેલું નહિ."
રાજા આગલિ લેઈ ગયા, કરી જૂહાર જઈ ઊભા રહ્યા. ૬૦૩

---

૫૯૫—ખ-'ગંગાજમનાં વહિ છિ જયાંહાં' ને બદલે 'ઊભૂ' કરવત સંગમિ જયાંહાં.' ૫૯૬—ખ-'પુરુષ' ને બદલે 'અગોરી.' ૫૯૯—ખ-'સહસ' ને બદલે 'સે.'

૬૦૩—ખ-'રાઊત' ને બદલે 'રાજ.'

"સ્વામી ! સૂણો અમ્હારી વાત, કરવત મેલ્હાવિ આ રાત."
રાજા બોલિ, "રાઊત ! સૂણો, દુઃખવાત અમ્હ આગલિ ભણો." ૬૦૪
રાઊત ! કહિ, "રાજા અવધારિ, કુડૂં નહિ બોલું રાજદ્દારિ.
હૂં રાજા કનૂજહતણો, અસંખ દેસ માહારિ અતિઘણો. ૬૦૫
ત્ર્યંબસેન ગુજરાતિ રાય, હંસકૂંઅરિ તેહેનિ બેટી થાય;
અતિ સરસૂં તે જોડૂં નાત્ર, અંસી ન સુણીઇ રંભાપાત્ર. ૬૦૬
તોરણિ જાંઇ હૂં ઊભો રહ્યો, હંસકૂંઅરી કોઈ લઈ ગયો;
તેણિ દુઃખિ જાઊં હૂં કિહાં ? કરવત મેહેલાવા આવ્યો ઇહાં. ૬૦૭
કેહૂં કરો તમ્હે આપણૂં, ટલિ દુઃખ તે અસ્ત્રીતણૂં."
રાજા કહિ, "સુણિ ભૂપતિરાય, તાહારી હોઇ તો કિહાં ન જાઇ. ૬૦૮
નારી કાજિ તજિ તૂં 'પ્રાણ, એવડો ભૂપતિ ! તૂં કાં અજાણ ?
આપું ટંકા 'સહસ્ર ત્રીસ, ઊપરિ આપું ઘોડા વીસ. ૬૦૯
જો જાત્રા કરિ ઘરિ જાય, બેટિ દેસિ કોએક રાય."
જિ કહૂં તિ આપ્યૂં રાય, જુગતિસ્યૂં વલાવિ રાય. ૬૦૯+૧
ભીમકરાય ભલી પિરિ જાય, વિક્રમચરિત્ર આવ્યો તેણિ ઠાય;
સંગમિ જઇનિ કીધૂં સ્નાન, ઘોડો બ્રાહ્મણ દીધાં દાન. ૬૧૦
દેઇ દાન નિ ઊભો રહિ, "કરવત મેહેલો," રાજા કહિ.
કરવતની દીધી છિ આણ, જઇ રાજાનિ કીધૂં જાણ. ૬૧૧
એક જણ ઊજાણો ગયો, આગલિ જઇનિ ઊભો રહ્યો.
"રાજા ! સુણિ અમ્હારી વાત, અસવાર થઇ આવ્યો એક રાત. ૬૧૨

---

૬૦૭—ખ-'તોરણિ' ને બદલે 'દ્દારિ.' ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ : 'એ યોગિ પ્રકારિ આવો ઇહાં' ૬૦૮—ખ-ગ-પૂર્વાર્ધ: 'જુ હૂં કાંઇક જીવ આપણૂં હુ દુઃખ ટલિ તિ સ્રીતણૂં.' 'રાજા કહિ' ને બદલે 'કૂંઅર કહિ.' ૬૦૯—ખ-'ઊપરિ' ને બદલે 'સરસા.' ૬૦૯+૧—ખ-આ અર્ધી કડી 'ક'માં નથી તે કડી અર્ધી 'ખ' તથા અર્ધી 'ગ' માંથી લીધી છે. 'ગ' માં આ ઉત્તરાર્ધમાંની કડી આ પ્રમાણે છેઃ 'ઈણિ પિરિ આપો સહસ ત્રીસ, સાથિ આપા ઘોડા વીસ.'

તે ઘોડો બ્રાહ્મણનિ દીઉં, ગંગા નાહાનિ ઊભો રહ્યૂં;
કરવત કાજિ આપિ છિ દ્રામ, તુમ્હે કહો તો કીજિ કામ." ૬૧૩
પ્રસન્નગતિ તાંહાં હંસા જાય, કરવત પાસિ ઊભો રાય;
પુરુષવેસ મન્હિ લજાવસિ, હંસકૂંઅરી હઈડામહિ હસી. ૬૧૪
જઇ આવાસિ તેડાવ્યો રાય, કીધો તેહેનિ પંચપસાય;
આંધો તેડયો મહોલઆવાસિ, ઊલગ મોકલી મેહેલી દાસિ. ૬૧૫
રાય વેસ નારીનો કર્યો, વિક્રમચરિત્ર જઈ બાંહિ ધર્યો:
"હૂં હંસકૂંઅરી ખંભાયતતણી, તૂં વિક્રમચરિત્ર ઊજેણીધણી."૬૧૬
ખાંડૂંખેડૂં દીઠાં રાય, ગંગાજલની લાગો પાય;
હૂઇ યાત્ર, મનિ હવૂં રંગ, તૂઠા સંકર, તૂઠાં ગંગ. ૬૧૭
કુણ વાર પ્રધાન નવિ કરિ, રાતિ રાજા બાહિર નીસરિ;
દિવસિ કો નવિ દેખિ રાય, ત્રણિ માસ એણિ પિરિ જાય. ૬૧૮
વૃદ્ધ રાય ઈણિ પિરિ કહિ, "કોહો વછ! આવાસમાં કાં રહિ?"
કહિ વછઃ "સાંભલો તાત! વિસમી છિ એક અમ્હારી વાત." ૬૧૯
પુરુષવેસિ આવી એક નારી કરવત મૂકાવા ગંગદ્વારિ.
મિ તિ રાખી રુડી નેહ ભણિ, જાણિ અપછર ઇંદ્રહતણી! ૬૨૦
હૂં પૂંઠિ આવી તિણિ ઠાય, મિ રાખી ધવલગૃહમાંય.
જૂ તિ સ્ત્રી પરણાવો તુમ્હે તો સિંહાસન બિસું અમ્હે. ૬૨૧
વૃદ્ધ રાય રલીઆયત થાય, ગુરુ બોલાવો મંદિરમાંય;
પૂછી લગનતણી તિ વાત, મુહૂર્ત આડા છિ દિન સાત. ૬૨૨
સાત દિવસિ સજાઈ કરી, તિહા વિક્રમચરિત્રિ હંસા વરી;
તિહાં બ્રાહ્મણના હૂવા આચાર, સામગ્રી કીધી અતિસાર. ૬૨૩

---

૬૧૯—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણઃ 'વિસમી છિ' ને બદલે 'વિમાસવા સરખિ છિ.' ૬૨૦—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'મોહમાંડ કરિ છિ ઘણી.' ૬૨૧—ક-'ઘરની કામિ.' ખ ગ-'ધવલગૃહમંહિ.' ૬૨૨—ખ-'મુહૂર્ત' ને બદલે 'લગન.' ૬૨૩—ખ-ઉત્તરાર્ધઃ 'તિહાં બ્રાહ્મણ મલ્યા અપાર, ધવલ મંગલના આચાર.' ગ-ઉત્તરાર્ધઃ 'બ્રાહ્મણ વેદ ઉચરિ સાર, ધવલ મંગલ હોઈ આચાર.'

ધવલમાંહિ ગંગા નાહીઇ, જિ સાંભલિ તિ વઇકુંઠ જાઇ;
સંકરઉમયા મનમાંહિ ધરુ, અઘ સઘલાં હેલામાહિ તરુ. ૬૨૩+૧

ધુલ છંદ

માંહિ એ ધરુ સંકર સાર એ, પાર ન લાભિ તિ પુણ્યતણું એ!
બ્રહ્માવિષ્ણુમહેસ તેત્રીસ કોડિ એ, કોઈ ન આવે તિ સેવતા એ!
માંહિ એ માધવત્રિવેણી જાઉ, જાઉ જમનાજલ નાહીએ એ!
માન દો ગુરુવિપ્રને એ! ૬૨૩+૨

દુહિ

ગુરુવિપ્ર દુ માન નિ સરસ્વતીમાંહિ સ્નાન;
વિપ્ર ત્રિવેણીમાંહિ ત્યાંહાં નીર નિરમલ નાહિ.
સ્વામી ઊધરું વંસ અપાર, સાત ગુત્ર તિ સ્વર્ગિં જાઇ;
મનિ ધરુ તિ સંકર સાર! ૬૨૩+૩

પ્રબંધ

માંહિ એ કાવડિ કરુ વિસ, માહિ એ ભાઈ એ પંથના એ!
પિહિલૂં એ ભોજન વિપ્ર બ્રાહ્મભાતિ એ, ગ્નાતિ જમાડુ અતિઘણી એ!
૬૨૩+૪
માંહિ એ મેર મોહોટેરા કરાવુ એ, લાવુ રુપીઅ નહાનડી એ!
માંહિ એ ધોતીએ દુ ધવલ, કિ નાહુલિકી હવિ હારડૂં એ! ૬૨૩+૫

દુહિ

હવિ ખલાવુ હારડૂ, ખંધિ કાવડભાર;
નવખંડિ ચાલી વાતઃ રાઈ ટાલૂં કરવત. ૬૨૩+૬
જાત્રાનૂં ફલ એહ પરણી હંસાદેહ;
હવિ સહૂ જાત્રા કરો જ્યમ વંસ વાધિ આય. ૬૨૩+૭
જ્યમ વંસ વાધિ આય સ્વામી! બ્યાસ ભણિં હરિ મનિ ધરુ.
ગંગા તણી, શ્રવણિ સુણુ, તાંહાં કાવડિતણી સજાઈ કરુ. ૬૨૩+૮

પૂર્વછાયુ

ગંગા, યમુના, સારદા, મિલિયાં એકપ્રવાહ;
તિહાં પરણિ હંસાવતી વિક્રમચરિત્રનરરાય. ૬૨૪

---

૬૨૩+૧—ખ-કડીનું અર્ધ 'ક'માં નથી તે 'ગ'માંથી લીધૂં છે. ૬૨૩+૨થી ૬૨૩+૮ કડિયા 'ખ'માંથી લીધી છે. ૬૨૪—ખ-કડી ૬૨૪થી ૭૩૮સુધી નથી

વૃદ્ધ રાય તિ આદર કરિ, તિહાં મેલ્યા બહૂ પરિવાર;
સાત દિવસમાંહિ સામગ્રી કરી સજાઈ સાર. ૬૨૫
ગંગાતટિ મંડપ રચ્યો જોયણ એક પ્રમાણ;
તિહાં ઊતારા આપિયા આવ્યા જેજે રાજાન. ૬૨૬
ચીતારા સવિ ચીતરિ, સણગાર્યા આવાસ,
સમ્યક સંતોષિ કરી, કહિ મદસૂદન વ્યાસ. ૬૨૭

## ચઉપઈ

રાજાનિ ઘરિ માંડયો જંગ, કોટધવલગૃહ દીધું રંગ;
મંદિરમોહોલમેડીમાલિયાં ઝલકિ ગોખિ જડિત જાલિયાં. ૬૨૮
તિહાં ટાગાતોરણ દીસિ ભલાં, તે ઊપરિ ઝલકિ કલસ ભલા;
ચોરાસી ચહુટાં ચીતરાં, ચીતારિ અતિઉત્તમ કર્યાં. ૬૨૯
ઊપ્યાં ઊરડા નિ ઊરડી, તોરણ થાલી હીરિ જડી;
ઊપરિ મોરકલા નિવાજ, સાતમા માલિયાં ઊપરિ ધ્વજ. ૬૩૦
ગુડી લિહિકિ વાયક કરિ, સોભન સબ્દ કરિ ઘૂઘરી;
વચમાં ખડકી, પાછલિ ચોક, તે ઊપરિ સણગાર્યા ચોક. ૬૩૧
મંડપતણી ભલી માંડણી, પાખલિ ફરતી જાલી ઘણી;
ચંદરૂઇ ચાંદરણી ભાતિ, જિમ ઝલકિ અંધારી રાતિ. ૬૩૨
ઢાલ્યા કાચ કરિ બહૂ તેજ, તે ઊપરિ નાખ્યા જલેજ;
ફૂલચંદનઅગરછાટણાં, કૃષ્ણાગર છાંટયાં આંગણાં. ૬૩૩
ઈમ સણગાર્યૂં રાજદ્વાર, ગઢ, પુર, મંદિર, પોલિ, પગાર.
નગરલોક સહૂ પામ્યા રંગ, રાજાનિ ઘર માંડો જંગ. ૬૩૪

---

૬૨૯—ક-'ચીતરાં' ને બદલે 'સજ કર્યાં.' 'અતિઉત્તમ કર્યાં' બદલે 'ઓરા ચીતર્યાં.' ૬૩૦—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'ધ્વજ' ને બદલે 'ધજ.' ૬૩૧—ક-ગ-પૂર્વાર્ધ: ચરણો ઊલટાંસૂલટાં છે. ગ-ઉત્તરાર્ધ: 'પાખલ ખડકી માંહિ ચોક, તિ ઊપર સણગાર્યા ગોખ.' ૬૩૨—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'પાખલ પરિયટ મોતીતણી.' ૬૩૩—ક-ઉત્તરાર્ધ: 'ફૂલફગર ચંદનછાંટણાં, કૃષ્ણાગર ધૂપ્યાં આંગણાં.'

વાજિ ઢોલતવલનિસાણું, ગાજિ મંડપ રાચિ જાણું;
વાજિ મૃદંગ નિ તંત્રીતાલ, વેણા, વંસ, પડહ, કંસાલ. ૬૩૫
વાજિ નફેરી, મહૂઅરિ, ચંગ, મદનભેર ભૂંગલ સોરંગ;
દમકદમક વાજિ પખાજ, નાટિક ઊપરિ હોઇ નાચ. ૬૩૬
વાજિ તુર, વાજિ કંસાલ, વાજિત્રતણો ન લાભિ પાર;
ગંધર્વ ગાન કરિ ગહિગાટ, આગલિ છંદ ભણિ બિ ભાટ. ૬૩૭
ભેરી પાર ન જાણિ તાસ, તેહેનો સબ્દ પોહોચિ આકાસ;
ઘૂઘર દૂડિ અનિ દડવડિ, સરણાઈ વાજિ મુખિ ચડી. ૬૩૮
રાજાનિ મનિ ઊલટ થયો, મસ્યૂં સજન, મંડપ ગહિગહ્યો;
સાકપાન અનિ પકવાન, આપિ અન્ન અવરી દાન. ૬૩૯
લગનતણિ દિન ઊલટ ભરિ, વર ઊતાર્યો ગોરનિ ઘરિ;
ગ્રહસાંતિક કીધી ભૂપાલ, તલિયાતોરણ બાંધ્યા બાર. ૬૪૦
જે નારી સુધીસાધવી વરનમણૂં કરવા પાઠવી;
જાનીવાસો ગુરુનિ ઘરિ, તેલ ચઢાવિ ઊલટભરી. ૬૪૧
ગંગોદકજલ તાતૂં ભરી કસ્તૂરી વાટી ખિલ કરી;
વરરાજા બિસાર્યો પાટ, મસ્તક ઊપરિ ધરિયા ઘાટ. ૬૪૨
તિહાં નારી નીરખી અતિઘણી, નાહાણાં કરિ ઊજેણીધણી;
પીતાંબર પહિરાવ્યાં સાર, આંગલમાહિ સોનાના તાર. ૬૪૩
સુવર્ણ રસિ છાંટી લાહિ, તે સિર સોહાવિ વરરાઈ;
કસ્તુરીકેસરની આડિ, વિચરિ કુકુંમ ચોહોડિ નિલાડિ. ૬૪૪
કાને કુંડલ, માથે ખૂંપ, પ્રથવીમાંહિ ન માઇ રુપ;
કંઠ ઊપરિ સોનાનો હાંસ, દીપકજોતિ સરીખો લાસ. ૬૪૫
હીરાજડિત હાથિ બહિરખા, જાણિ ભોયંગમણિ સરખા!
કંઠિ આરોપ્યો મોતીહાર, ઘણૂં વખાણતાં લાગિ વાર. ૬૪૬

---

૬૩૭—ગ-ના ક્રમમાં ૬૩૮ મી કડી છે. ૬૩૮—ગ-ના ક્રમમાં ૬૩૭ મી કડી છે. ૬૪૦—ગ-'તરિયા.' ૬૪૫—ગ-પૂર્વાર્ધ: 'પ્રથવીમાંહિ' બદલે 'રવિતલમાંહિ.' આ ઉત્તરાર્ધ કડી ૬૪૬ની છે.

નાગ, નગોદર, નખધરૂં, મુક્તાફલ તિ પાખલિ ભરૂં;
હાથસાંકલી હીરે જડી, રતનજડિત હાથિ મૂદ્રડી. ૬૪૭
કટિમેખલા ગોઠવિ કમરબંધ, જાણિ રયણિ ઊગો ચંદ!
રાજા રુપતણો ભંડાર, વલી ઊપરિ કીધો સણગાર. ૬૪૮
ચતુરંગણિ સેના પાખરી તિ વરરાજા આગલિ કરી;
રાજવાહનિ બિઠો ભૂપતિ, આગલિ ગંગાજલ જલમતી. ૬૪૯
ઈમ તીખા તેજી તરવરિ, જિમ રાજા અસવારી કરિ;
આગલિ ઢોલપખાજ ગડગડિ, ધૂસટ પડિ, વરરાજા ચડિ. ૬૫૦
મેઘાડંબર છત્ર ધરાય, ચિહૂ પક્ષિ ચમર ઢલાવિ રાય;
આગલિ સબલા છૂટઇ સાહાણ, ઊડિ રેણ, ન સૂઝિ ભાણ. ૬૫૧
લૂણ કરિ લૂણારી નાર, આગલિ સાબેલા સિ ચ્યાર;
બ્રાહ્મણ વેદ ભણંતા જાય, પાછલિ ધોલ ધોલારી ગાય. ૬૫૨
હવાઈ છૂટઇ અનિ નફાલ, જિમ પૂરણ ગાજિ વરસાત;
સર્મં કરિ ભલી તરુઆરિ, નાટિક ઊપરિ નાચિ નારી. ૬૫૩
ગંગોદકિ છાંટી વાટ, આગલિ કીરતિ બોલિ ભાટ;
નગરનારી રહી સેરડિ, નીરખિ વર તેવતેવડી. ૬૫૪
થાલ વધાવિ મોતીભરી, મુખ જોતાં મોહી સુંદરી;
આનંદિ ઊવારણાં કરિ, જયજયકાર સહૂ ઊચરિ. ૬૫૫
ઈમ કરતાં વર તોરણિ ગયો, આસનપાટ મનોહર ધયો;
મિલ્યો રંગ, મંડપ ગહિગહ્યો, ટોડિ વર જઇ ઊભો રહ્યો. ૬૫૬
વેગિ કરી મ લાઉ વાર, તેડો પોંહોખણહારી નાર;
પટરાણી થાઇ સાંતરી, પોંહોખણ ઊપર ઊલટ ધરી. ૬૫૭
કહિ કવિતાઃ હૂં ન લહું પાર, પટરાણી પિહિર્યાં સણગાર;
ચરણો ચોલી નિ ચૂનડી, સીસફૂલ જમલી રાખડી. ૬૫૮

૬૪૮—ક-પૂર્વાર્ધઃ "કટિમેખલા કમર ગોઠવિ, તિમાંહિ માણિકડાં હવિ." ૬૫૦—ગ-ઉત્તરાર્ધઃ 'ઢોલ પખાજ' બદલે 'પંચ સબદ.' ૬૫૨—ગ-'તરુઆરિ' બદલે 'હથિયાર'

નિલવટિ આડિ તપિ ટિલડી, ઝાલિ ખીલડી નિ ,ફૂલડી;
નાકફૂલી નિર્મલ રાખડી, સુવર્ણ રેખ તિ દાંતિ જડી: ૬૫૯
હારનિગોદર નિ હાસડી, બાજૂબંધ અનિ વાંકડી;
અંગદનાગજ હીરે જડી, ઝાંઝરઝૂમર કાનિ કડી. ૬૬૦
બાંહિ બહિરખા નિ મોરડી, કાંકણચૂડી નિ મૂદ્રડી;
અંગ જસી ચંપાપાંખડી, ઇમિ સણગારી રાણી વડી. ૬૬૧
મોડ મનોહર મસ્તકિ ધરિ, કોસીસિ ઝલકિ કંકણી;
પાખલિ ફરતી જાલી ઘણી, વચમાં વેલિ પ્રવાલાતણી. ૬૬૨
તેણિ મોડિ વડાઇ વડી, ચિહૂ પાખલિ ફરતી ફૂલડી;
વચિમાંહિ મેહેલી ચોકલી, મોતીડિ ઝબકિ ઝબકલી. ૬૬૩
મણિ પાખલિ મુક્તાફલ જડી, ઈમ ફૂલડાં પાખલિ દેરડી;
તિહાં હંસ, હરણી, મોરડી, ચોસઠ ભમરી હીરે જડી. ૬૬૪
તે મોડિ ચૂની ચુહૂ દિસિ, દોહોઢ સહસ મુગતાફલ લસિ;
ત્રણિસિ ત્રિસઠિ હીરલા, આઠ આગલ ચોકડિ મલા. ૬૬૫
ભૂલવણીમાહિ મોટા સંચ, કોસીસાં અઇસી નિ પંચ;
સિત્તિરિ ફૂલ બિહૂત્તરિ દેહેરડી, છસી લાલિ; બ્યાહાસી મોરડી. ૬૬૬
ચોસઠિ ભમરી, ચમરી ત્રીસ, પરવાલાં પોઢાં પાંત્રીસ:
ચોરાસી ઝલકિ જાલિયાં, તિમાહિ માણિક માલિયાં. ૬૬૭
ચોકિચોકિ ચૂની ચોવીસ, ચોકિચોકિ છજાં છત્રીસ;
ભમરીમાંહિ પટભમરી જડી, ચો પાખલિ હરણીમોરડી. ૬૬૮
સોહોલિ સુનિ તલહર ભર્યૂ, તે રાણીઇ મસ્તકિ ધર્યૂં;
સિરબંધ સાંકલીઇ ધડી, હીરાગલ ચમરી લાલડી. ૬૬૯
એહેવૂં મોડ મનોહર ધરી ગંગોદકની ઝારી ભરી;
આગલિ ચાઉર ઢોલિ નારી, પાછલિ ચાલિ પોહોખણહારી. ૬૭૦

---

૬૬૧—ગ-ઉત્તરાર્ધ: 'ચંપાપાંખડી' બદલે 'પોયણપાંખડી.' ૬૬૪—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'ઈમ પૂરી દીસિ દીવડી.'

પાખલિ ફેરતિ અતિઊરી ઓવી થાલ મુક્તાફલ ભરી;
વધાવીનિ વંદિ રાય, અબલા મનિમાંહિ ઊલટ થાય. ૬૭૧
સોનાનો માંડો છિ પાટ, આગલિ સ્યો નવરંગો ઘાટ;
તિહાં માણસ મિલિયાં અતિઘણાં, અનુક્રમિ હોઇ પેખણાં. ૬૭૨
ઝૂસર, મૂસલ નિ રવાઇ ધરિ, ત્રાકસરિઊ લાવિ સત્પુરી;
ઇંઢીપીંડીસાંપડ કરિઊ, લેઇ ઘાટ ગલામાંહિ ધરિયૂં. ૬૭૩
કુલાચાર કુલનારી કરિ, પોંહોખી પધરાવ્યા માંહિરિ;
ઇમિ કરી બિસાર્યો રાય, લગ્નતણી તાંહાં વેલા થાય. ૬૭૪
તેતલિ વાત સઘલે ઊતપતી જે સણગારી હંસાવતી;
સહી સમાણી ટોલિ મલી રુડી નિ રુપિ આગલી. ૬૭૫
ગંગોદકિ કુંઢી ભરી, હંસાવતીને નહાવણું કરિ;
પાટિ બિસારી હંસાવતી, વાસ્યાં તેલ ચઢાવિ સતી. ૬૭૬
કસ્તૂરીના કાધા ખોલ, ઇમ પદમની કરિ અંઘોલ;
નાહીનિ ઊઠી કુંઅરી, પટકુલિ તાં પેટી ભરી. ૬૭૭
ભલી સાતિ ઊઘાડી કરિ, કુંઅરી આગલિ લેઇ ધરી;
હંસાવતી જૂઇ પટકોલ, હીરાગલ નિ ઝાઝાં ચોલ. ૬૭૮
નામ ન જાણું તેહતણાં, પોતા ચીર પટોલાં ઘણાં;
ખીરોદક, મસરુ, સાઊલા, જાદરચીર તિહાં દિસિ ભલાં. ૬૭૯
કહિ કવિતા: હું સાચૂં કહું, નામ ન જાણું કેહી પિરિ લહું?
અનેક વસ્ત્ર દેસાઊરતણાં કુંઅરીને દેખાડ્યાં ઘણાં. ૬૮૦
સહિયર દેખાડિ અનેક જાતિ, કુંઅરી તે ન ગમિ ભાતિ;
હંસાનિ અંબર તે રુચિ જેતલા ખંભાયતિ નીપજિ. ૬૮૧
પીલી પીતાંબરની જાતિ, અરણામા ચાંદરણી ભાતિ;
જાસું જાદર સિંદૂરૂ રંગ, ચોલીમાહિ ન માઇ અંગ. ૬૮૨
ચૂનડીઊ ચાંપાનો વાન, અતિરુડો નિ રંગનિધાન;
વીણતણી વિતપતિ છિ ઘણી, હલવલતી હલકિ ગોફણી. ૬૮૩

૬૭૨—ગ-પૂર્વાર્ધ: 'સોનાનો' બદલે 'તોરણ આગલિ.' ઉત્તરાર્ધ: 'અનુક્રમિ' બદલે 'અનેક પિરિ.' ૬૭૩--ગ-'ઝૂસર' બદલે 'મૂસર.'

તે ઊપરિ ઝલકિ રાખડી, જાણિ વસીઅરિ બિહૌ ચડી!
સેંથો તે સીંદૂરિ ભર્યો, તે ઊપરિ મોતીનો તુરો. ૬૮૪

જમલૂ ફૂલ સોહાવિ સીસ, તિ ઊપરિ ચૂની ચોવીસ;
કોસીસિ ઝલકિ કર કરી, એહેવી દીસે મસ્તકિ ધરી. ૬૮૫
તિ પાખલિ મોતીની કડી, ચિહૂ પાસિ તેવડતેવડી;
ગાલિ ગોડતી દીસિ ઝાલિ, ચિહૂ પાસિ કોસીસિ લાલિ. ૬૮૬

ટીલીટપકી કરિ નીલાડિ, તે ઊપરિ મોતીની આડિ;
ઝબકઝબક ઝબકિ પાનડી, જાણિ રવિમંડલસૂં જડી! ૬૮૭
ભમર વંક દીસિ સપરાણ, જાણિ ધનુષ ચડાવ્યૂં બાણ!
જોતાં અમ્રતભરી આખડી જાણિ પોયણની પાંખડી! ૬૮૮
દર્પણમાંહિ દર્શન કરિ, અણીઆલિ તિ અંજનભરી;
નાકફૂલી લલકુ ઈમ કરિ, મુખ ઊપરિ મોતીડાં તરિ. ૬૮૯

દાત જિસા દાડિમની કલી, રાતિ રંગિ રહ્યા ઝલહલી;
તેહતણૂં કિમ કરું વખાણ? જાણિ વિરાગરની ખાણ! ૬૯૦
નવસર હાર ગલિ ગોહવિ, જિમ અંધારિ તારુ લવિ;
તેજમિલૂં ઝલકિ ઝૂમણું, તેહનૂં તેજ અછિ અતિઘણું. ૬૯૧
નાગન ગોરતિ બાહિરખા, જડા વિરાગર સવિ સરિખા;
બાજૂબંધ અનિ નવઘરૂ, હાંસ હીરાઊલ નિ ગલસરું. ૬૯૨

હાથિ બાંહિ અતિ બેસતી, મુદ્રડીમાહિ મણિ દીપતી;
ચપલ ચાલિ ચાલિ કુંઅરી, ઠમકઠમક ઠમકિ નેઊરી. ૬૯૩
નિર્મલ નાદ, મધુરી વાણ, વારુ સહૂકો કરિ વખાણ;
ચરણિ ચમરી અતિ સોભતી, ઊપરિ પીરોજી ફૂમતી. ૬૯૪

ચૂવાચંદનકેસરતણાં ઈમ કરી કીધાં છાંટણાં;
કુસુમહાર ચંપાની કલી, જાય વેલિમિ કરણી મલી. ૬૯૫
કંઠમધ્ય આરોપો હાર, ઊપરિ ભમરા કરિ ગૂંજાર;
જેહેનો સ્વેદ કરિ બહૂ સોદ, તેહેનિ સુગંધતણા સ્યા કોડ? ૬૯૬

મુખ ભરી ખાઇ તંબોલ, કણિ પિરિ કરીઇ રંગરોલ;
દર્પણમાંહિ નિહાલિ અંગ, કૂંઅરીનિ મનિ લાગો રંગ. ૬૯૭
ઇમ સણગારી હંસકૂંઆરી, જોઇ સણગાર વિમાસિ નારી;
રખિ યક્ષગાંધર્વ કો હરિ, વનિતા સહૂ વખાણ જ કરિ. ૬૯૮
અંગિ રુપતણો ભંડાર, વલી ઊપરિ કીધો સણગાર;
ભૂમંડલિ શોભિ ભામિની, નહિ અસી કોહેનિ કામની. ૬૯૯
ઇમ બોલિ મદસૂદન વ્યાસ, જેણિ પૂન્યા લીલવિલાસ;
જેહતણિ ઘરિ એહેવૂં હર્મ, તે રાજાનૂં મોહોટૂં કર્મ. ૭૦૦

## પૂર્વછાયુ

ઇમ સણગારી સુંદરી, રુડી રાજકૂંઆર;
હાથિ મદનફલ બાંધિયૂ, ઓીય વધાવિ ચ્યાર. ૭૦૧
"લગનતણી વેલા હવી, પધરાવો કન્યાય:"
આચાર્ય ઇમ ઊચરિ, "કાંય વિલંબ ન લાય." ૭૦૨
કન્યા આણી માહિરિ, કરિ વિચિત્ર વરમાલ;
અંતરપટ આગલિ ધર્યાં જિહાં બિઠો ભૂપાલ. ૭૦૩
ઘડિયાં બ્રાહ્મણ માંધીઇ, બોલિ વચન બિચાર;
લગનતણિ અંતર રહ્યા, પાણી પલ દસબાર. ૭૦૪
'સાવધાન!' ઇમ ઊચરિ, સિદ્ધ કરાવિ સંચ;
લગનતણિ અંતરિ રહ્યા પાણીપલ દસપંચ. ૭૦૫
ઇમ કરતાં દિન આંથમ્યો, અર્દ્ધબિંબ રવિ થાય;
ઢોલ નીસાણદ વાજિયાં, હાથિહાથ મિલાય. ૭૦૬

## ચઉપઈ

લગનસમિ વાગા નીસાણ, અર્દ્ધબિંબ જવ આવ્યો ભાણ;
પંચ સબદ તિહાં વાજિ સાર, હાથિહાથ મિલાં નરનાર. ૭૦૭

---

૭૦૩—ગ-પ્રતી નીચે મુજબ છે:
"લેઇ બિસારી માહિરામાંહિ, હાથિહાથ મિલિ છિ ત્યાંય;
અંત્રાપટ તિ આરિ ધરો, વિક્રમચરિત્ર તિ હંસા વરો."

તિહાં વરદલ સોભિ અતિઘણું, જાણિ રુપ ત્રિભુવનતણું !
પાખલિ બિઠા રાણારાય, વચમાં નાચિ સંપ્રદાય. ગાયનારીઓ ૭૦૮
સભામાંહિ સહૂનિ માન હુઇ, જનનઇ વિહિચિ પાન;
ચારણ, ભંડવઇ, ચંડીકુમાર, વ્યાસનટવાનું નહિ પાર. ૭૦૯
હંસાવતી કરી સણગાર, ઊપરિ ભમરા કરિ ગુંજાર;
બંદીતણું ન લાભિ પાર, ચોરીતણો કરિ આચાર. ૭૧૦

પૂર્વછાય

આચારિ ચોરિ કરો, આણો બહૂ ઊપહાર;
વરદલ વિષમાસન રહ્યાં, વિપ્ર ! મ લાગે વાર. ૭૧૧

ચઉપઈ

હીરતણી આણી સૂતલી, પાખલિ બિઠા પંડિત મલી;
પ્રાચી સામ્હિ તિ મહાભાગ, વેધકર્ણ તિ જાણિ નાગ ! ૭૧૨
ચ્યાર હાથની ચોગઠિ કરી, તેમાંહિ ચોરી વિસ્તરી;
પરવાલીની થાંભી સોલ, પરદારિ પિહિર્યા પટકોલ. ૭૧૩
તિહાં આણ્યાં નવરંગી ઘાટ, જડાવ જડિત મનોહર માટ;
કનક કલસલા કોડિ ઘડયા, માણિકમોતીહીરિ જડયા. ૭૧૪
મોતીતણાં કર્યાં ખ્યામણાં, તે ઊપરિ નવનવ માટલાં;
માગિ વિપ્ર વધારિ કરી, તલજવઘૃતસમધવહ્નિ. ૭૧૫
પાવકજ્યોતિ પરગટ કરી, આહૂત દીધું સરુઊ ભરી;
વેદમંત્ર બ્રાહ્મણ ઊચ્ચરિ, વરવધૂ મંગલફેરા ફિરિ. ૭૧૬
લાજાહોમ મનોહર રંગ, સમ દીપનો કીધો ભંગ;
કંસારતણી સજાઈ કરિ, અંતેઊર જોવા તરવરિ. ૭૧૭
સોવરણ થાલ માંડી આડણી, વર પ્રીસિ રાણી રાતણી;
અન્યોઅન્ય ભરાવિ ગ્રાસ, આવી સહિયર કરવા હાસ. ૭૧૮
જિમ કવલ હંસા ઊદરિ, વિક્રમચરિત્ર મુખ આઘૂં કરિ;
તવ મેહેલી ઊસાર્યૂં હાથ, હસી પડિ મોહોટો સહૂ સાથ. ૭૧૯

ઈણિ પિરિ ભક્ષ કર્યો કંસાર, વામાગિ બિસારી નાર;
વધાનિ સોહાગણિ નાર, માહોમાહિ કરિ વિચાર. ૭૨૦
"ભિડિન' વચન સુણો મઝનશું: એહમા રુપ કેહેનું ઘણું ?"
સહિયર કહિ, "સુણિ સાચૂં ભણુ રુપ મનોહર કન્યાતણું." ૭૨૧
કાસમેર જેહવી પૂતની, ભાલી ન આવિ કો ભૂતનિ;
સોલ કલા જિમ સસિયરતણૂ, જોતા મોહો લાગો અતિઘણું. ૭૨૨
જેહતણિ ઘરિ એહેવિ નારી તેણિ સદા પૂજ્યા ત્રિપુરારિ;
અનેક જનમ જે તપ આચરિ તે વર એ કન્યાનિ વરિ. ૭૨૩
જે નર એકમનો જઇ નાહિ મકરમાવત્રિવેણીમાહિ;
પ્રાયાગવડની પૂજા કરિ તિ વર એ કન્યાનિ વરિ. ૭૨૪
કાસીમા નર જઇ જેહ સિવચરણે જઇ સોપિ દેહ;
મસ્તકપૂજા જે નર કરી તિ નર એ કન્યાનિ વરિ. ૭૨૫
જેહનિ માધવસૂં અતિરંગ, ત્રિવેણીમાહિ સમર્પિ અંગ;
માથે કરવત જે નર કરિ તિ નર એ કન્યાનિ વરિ. ૭૨૬
જેણિ પૂજા કરી કેદારિ રતિકુંડકૂં પીધૂ વારિ.
હિમિ જઇ હાડગાનૂં કરિ તિ નર એ કન્યાનિ વરિ. ૭૨૭
જે નર એકમનો સાચરિ સોનઅેદ સિવપૂજા કરિ;
ભિરવઝાપ કરિ નર જેહ, એ કન્યાનિ વરિ નર તેહ. ૭૨૮
દ્વારામતી રહિ ખટ માસ, છાડિ અન્ન કરિ ઊપવાસ;
ફૂલપત્રાસન કરિ નર જેહ, તિ વર કન્યા પામી એહ. ૭૨૯
સીતાલિ જલ સેવિ જેહ, ઊન્હાલિ દઝવાડિ દેહ;
વરમાલિ વગડિ તપ કરિ તિ નર એ કન્યાનિ વરિ." ૭૩૦
એમ વખાણી સત્રની સહી, રુપનગ્રી તા વાત્રી લીહી;
વિક્રમચરિત્રની પોહોતી આસ' ઇમ ભોનિ મદસૂદન વ્યાસ. ૭૩૧

પૂર્વછાયુ

વિક્રમચરિત્રહંસાવતી દંપતિ રુપનિધાન;
વરદન અતેરાતુ ભાજિ, જિમ રતિ સાથિ કામ. ૭૩૨

સાતપાચ સહિયર મલી કરી તિ કુલની રીતિ;
છેહડા છોડી, સારિ રમ્યા, ગોત્રજમાય વંદિ તિ. ૭૩૩

### ચઉપઈ

નરનારી પરણી ઊતરિ, કુલાચાર કુલનારી કરિ;
સાતપાચ સહિયર તિહા મલિ, હંસાનિ પોહોતી મનિ રલી. ૭૩૪
વરકન્યા બિહા ઊરડિ, મંપટગાંઠિ છૂટી દોરડિ;
માહોમાહિ ઓડિ આચવિ, હંસાનિ પોહોતી મનિ રલી. ૭૩૫
સ્વામી સરસી સારિ રમી, તિહા પાસા આણ્યા કનકમી;
પાખલિ પ્રમદા જોવા મલી, હંસાનિ પોહોતી મનિ રલી. ૭૩૬
ઇમ કીધો કુલનો આચાર, ગુરુગોત્રજનિ કીધો જૂહાર;
વિક્રમચરિત્ર નિ હંસાવતી ભલા ભોગ પામ્યા દંપતિ. ૭૩૭
વ્યાસ ભણિઃ હૂં બોલું ધર્મ, એ રાજાનૂં મોહોટૂં કર્મ;
ઇમ કરતા સહૂ રાખ્યો સાહાથ, જિમ તમ્હારી પોહોતી આથ. ૭૩૮
વિક્રમચરિત્રિ એ કીધૂં કામ, કરવતતણું ટલાવૂં નામ,
કલિયુગમાહિ કરવત સૂં કરિ જિણિ જીવ અણખૂટી મરિ? ૭૩૯
કરો યાત્રા અઢારિ વર્ણ, દ્દુ દાન નિ માંડો કર્ણ;
ગંગાતણી જે યાત્રા કરિ પૂર્વજનિ આપિ ઊદ્ધરિ. ૭૪૦
વૃદ્ધ રાય રલિયાયત થયો, વિક્રમચરિત્ર કૂંઅર પરઠયો;
સબલ સજાઈ કીધ અનેક, કીધો રાજ્યતણો અભિષેક. ૭૪૧
પાટિ બિસાર્યો વિક્રમચરિત્ર, ચિહૂ દિસિ ચામર ઢલિ, સિર છત્ર,
નગરલોક સહૂ કરિ વખાણ, ધનિધનિ! નવીન રાજાન! ૭૪૨

---

૭૩૯—ખ 'કલિયુગ' ને બદલે 'કાસીમાહિ.' ગ-પૂર્વાર્ધ બીજું ચરણ ',કરવતમેરો, ફેડો ઠામ' ૭૪૦—ક-'પૂર્વજન્મ' ગ-કડી નીચે મુજબ છેઃ
'કરો યાત્રા આદરો ધર્મ, દો દાન તાંહાં આદરો કર્મ,
ગંગાતણિ યાત્રા કરો, પૂર્વજન્મ આપિ ઊદ્ધરો.'
૭૪૧—ખ-ગ-કડીઓ ૭૪૧થી ૭૫૧ નથી. ૭૪૨--ક-ખ-ઉત્તરાર્ધ 'બીજું' ચરણ ખૂટે છે, તે કલ્પી લીધું છે.

રાઉલમાંહિ સહૂનિ ગમ્યૂં, સકલ સૈન્ય આવી સિર નમ્યૂં;
પેહેલાં પિહિરાવ્યો પરધાન, ઘણા સુભટનિ આપ્યાં દાન. ૭૪૩

બંદિજનનિ આપ્યાં માન, બ્રાહ્મણહાથિ સમર્પ્યાં દાન;
ખટ દર્શન પાલિ નિત્યકર્મ, નગરમાંહિ પ્રવર્ત્યો ધર્મ. ૭૪૪
વંચ, દ્રોહ, નહિ પાખંડ, જોઇ અપરાધ કરિ નિજ દંડ;
એહેવો રાજા ચતુરસુજાણ, વીહાતો કોય ન લોપિ આણ. ૭૪૫

અષ્ટભોગ રાજાનિ ગમિ, ઇમ નિત્યે હંસાસૂં રમિ-
ઇમ રમતાં દિન કેતા ગયા? માસ ત્રિણ તિ પૂરા થયા. ૭૪૬
પદમિની સાથિ બહૂ સંગ કરતો તૃપ્તિ ન પામિ રંગ;
મંત્રીનિ સિર મેહેલ્યો ભાર, આપિ રંગિ રમિ નરનાર. ૭૪૭

એક વાર પિહિલિ પોહોર, જવ રાજાનિ દીઠો મોહોલ;
પ્રધાન જઇનિ લાગો પાય: "કહું વાત તિ સાંભલુ રાય! ૭૪૮
રાજમાંહિ બહૂ વિણસણ હોય, માહારિ વસિ ન વર્તિ કોય;
બાંધ્યા સાહાણ કરિ નિત્ય ઢાલ, ઘણિ દિવસ તે ચૂકિ ચાલ. ૭૪૯

કહ્યૂં અમ્હારૂં જો તુમ્હે કરો, એક વાર સેના પાખરો;
બિઠા સુભટ કરિ ઉનમાદ, તેહતણા ઊતારો નાદ." ૭૫૦
વચન સુણિ રાજા ગહિગયો, વૃદ્ધ રાયનિ મંદિરિ ગયો;
માતપિતાનિ અસ્રવાનિ કાજ મનમાં મંત્ર રચ્યો મહારાજ. ૭૫૧

વૃદ્ધ રાયનિ કૂંઅર કહિ, રાજપ્રધાન ત્યાંહાં ઊભો રહિ:
"માલવતણી કરો કટકઈ જેણિ ભોમિ તમ્હારી ગ્રહી, ૭૫૨
વિક્રમાદિત્ય ઊજેણીરાય, જઇનિ પિસો તે ગઢમાંહ;
નિવૃત્ત હૂઇ કાયા મઝતણી, જઈ ભેટો ઊજેણીધણી." ૭૫૩

વૃદ્ધ રાય કહિ: "સાંભલિ વીર, લોકોન તજો દેસો ધીર."
"વિક્રમાદિત્ય ન મલિ નરેસ, તુ ધીરવઇ લેઉં સઘલો દેસ." ૭૫૪

---

૭૫૩—ખ'ભેટો' ને બદલે 'ભેટો.'

જો રાજા રાખિ ગઢમાહિ તુ ભાગિ મનમાંની દાહિ;
કટકનણિ સજાઈ કરિ, સાહુણકસ્તી સહૂકો પાખરિ. ૭૫૫

પાયકપાલા દીઇ ગરાસ જિ મોહોવડિ રણમાં જાસ;
જરહિ જીણુ નિ પાખર સાર, કટકનશો નવિ લાભિ પાર. ૭૫૬

તેડયા રાઊત છત્રીસકુલી, આવ્યા મેહાટા મહામંડલી.
"રાજા! એક વાત અવધારિ, કહો તો સાથ ચલાવું નારી." ૭૫૭

વૃદ્ધ રાઈ સજાઈ કરી, સાથ ચલાવિ હંસાકુઅરિ.
મૂહૂર્ત લીધૂં ઉત્તમ સાર, કટક ચનાવૂં તિણિ વાર. ૭૫૭+૧

સાત છત્ર સિર કીધા જેહ, ઊપરિ ચમર ઢલકિ તેહ;
નફેરી વાજિ નીમશુા, પંચ સમદ નિ વાજિત્ર ઘણા. ૭૫૮

દેઇ દદામા કટક હકારિ, સાથિ લીધી હંસાનારી;
ઊડી છાર નિ છાયૂં ભાણુ, વિક્રમાદિત્યનિ થયૂં જાણુ. ૭૫૯

વિક્રમચરિત્ર દેસમાહિ જાય, હઇડામાહિ અતિઊલટ થાય,
દેઊસમાહિ જિમ આવ્યો રાય, જાણિ સંઘ ચલાવિ જાય! ૭૬૦

---

૭૫૬—ખ-'પાયરૂ' ને બદલે 'પાયક.' ઉત્તરાર્ધ: કીધૂં હકારૂ દેસમઝારિ, કટકબંધ આવ્યા ઝૂઝાર.' ગ-પૂર્વાર્ધ: 'પાયકનિ આપિ બહૂ દામ, મોહોવડિ થઇ રણમાં કરો કામ.' ઉત્તરાર્ધ: હકારો કરો દેસમઝાર વિક્રમચરિત્ર વલી કરિ વિચાર.' ૭૫૭+૧—ખ-ગ-પૂર્વાર્ધ: 'તેડિ સવિ છત્રીસે રાજકુલિ, વૃદ્ધ રાય જઇ પૂછિ વલી.' ૭૫૭+૧—ગ-પ્રતમાંથી કડી લીધી છે. ૭૫૮—૨-ઉત્તરાર્ધ પહેલું ચરણ: 'લીધૂં' ને બદલે 'ખ'માં 'કીધૂં' છે. ગ-'મૂહૂત લીધૂં ઉત્તમ સાર' ચરણો ઊલટાંસૂલટાં છે. ૭૫૯—ખ-પૂર્વાર્ધનું પહેલું ચરણ: 'વૃદ્ધ રાયનિ પૂછિ કરી.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'ખુરતલિ ખેહૂ ઊડિ ઘણી 'ગ-'ઊડિ ખેર નિ છાયો ભાણુ વિક્રમાદિત્યનિ થયૂં જાણ.' ૭૬૦—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'વિક્રમાદિત્ય રાખૂં ગઢમાહિ.'

આવ્યા ઊજેણીઅહિઠાણ, વિક્રમાદિત્યનિ કીધૂં જાણ.
વિક્રમચરિત્ર કટક ગઢિ કર્યૂં, વિક્રમાદિત્યરાજા નોતર્યૂં, ૭૬૧
બ્રાહ્મણભાટ મોકલ્યા છિ રાય, જમવા તેડ્યો ઊજેણીરાયઃ
"એક બોલ તમ્હે કહિજો ખરો, રાજા! આવી ભોજન કરો. ૭૬૨
જો રાજા! નહિ આવો આજ, દેસમાંહિ અમ્હો કરસ્યું કાજ."
દીધૂં નોહોતરૂ માનૂં રાય, સપરિવારસ્યૂં જમવા જાય. ૭૬૩
વિક્રમાદિત્યરા આવ્યા જિમ, વિક્રમચરિત્રસૂત દીઠો તિમ;
રાજાનિ મનિ હર્ષ ન માય, સાંઈ દેઇ સૂત લાગો પાય. ૭૬૪
હંસા ઊઠી ઊભી થાય, રાણીતણિ પાલખીઇ જાય.
પાય લાગી જઇ સાસૂતણિઃ કવિ મદસૂદન ઇણિ પિરિ ભણિ. ૭૬૫
વિક્રમચરિત્રની આવી જાન, રાજા આપિ અષ્ટમ દાન;
આનંદઊછવ કરિ અપાર, નગરમાંહિ વરતો જયજયકાર. ૭૬૫+૧
સહૂકો આનંદ પામૂં સહી, વિક્રમચરિત્રિ હંસા વરી.
વિક્રમચરિત્ર વિમાસણ કરિ, વિક્રમાદિત્ય પ્રત્યે ઊચરિઃ ૭૬૫+૨
"રાજપાલનિ તેડાવો આજ, તિણિ આપણાં થયાં કાજ.
કન્યા જોવા તમ્હે જે કહૂં, સહૂકો સાહામૂં જોઇ રહૂં. ૭૬૫+૩
કન્યા જોઇ આવો સહી, પણ તમ્હે કાંઈ માનો નહિ.
તિ માટિ મિ કીધૂં ઊપાય, રાજપાલ સંતોષો રાય!" ૭૬૫+૪
વિક્રમાદિત્ય દીધૂં માન, પંચ પસાઊ ઊપરિ પાન;
પિહિરાવ્યો સરસો પરિવાર, રાજવટનો આપો સવિ ભાર. ૭૬૬

---

૭૬૧–ક–'અતિ વિચિત્ર કટક ગઢ કર્યૂં.' 'ખ–કડી નીચે મુજબ છેઃ
"વિક્રમચરિત્ર ગઢ કટક કર્યૂં રાઇ વિક્રમાદિત્ય નુહુતરૂં.
બ્રાહ્મણભાટ મોકલા માંહિ, જઇ તેડૂં ઊજેણીરાઈ."

૭૬૩—ક–ઉત્તરાર્ધ: 'વિક્રમાદિત્ય' ને બદલે 'હેમપાલખી.' ખ–'સપરિવારસ્યૂં' ને બદલે 'સહપરિવારસ્યૂં.' ગ–ચરણો ઉલટાંસુલટાં છે. ૭૬૪—ખ–ગ– પૂર્વાર્ધ: 'સાંઈ મવિ સંતોષૂં રાય, વિક્રમચરિત્ર જઇ લાગૂં પાય.' 'ઊઠી' ને બદલે 'આધી' ૭૬૫—ખ–'વિક્રમચરિત્રની આવી જાન, સવિનિ દીધાં પુગિપાન.' ૭૬૬—ખ–કડીઓ ૭૬૬ થી ૭૯૧ નથી.

રાજપાલ રલિયાયતિ થાય, વિક્રમચરિત્રનિ લાગો પાય;
સાઈં દેઇ સંતોષ્યા જેહ, હસીહુસી ગોઠિ કરિ છિ એહ, ૭૬૭
રાજપાલનિ હરિષ અપાર, ખોલિ બિસારી હંસાનાર;
પૂર્વકથાનૂં કીધૂં જાણ, રાજપાલ બહૂ કરિ વખાણ. ૭૬૮

વૃદ્ધ રાય કરિ રહ્યો વિમાસ, વિક્રમચરિત્રનો જાણ્યો વાસ;
"હવિ અહ્મનિ ચલાવો દેસ, હંસાકુંઅરીનિ સાથિ લેસ." ૭૬૯.
ભણિ પ્રધાન, "સુણો રાજાન! માનૂં અમ્હિ તુમ્હારૂં માન;
આગિ વિઘ્ન ટલાં છિ ઘણાં, હવિ ઘર નહિ છાંડિ આપણાં." ૭૭૦

આપ્યાં રતન અમૂલિક બહૂ, હસ્તીઘોડા કેતા કહું?
હંસાકુંઅરીનિ લાગો પાગ, વૃદ્ધ રાય પોહોતો પ્રાયાગ. ૭૭૧
રાજપાલ રાજાનિ કહિ, "એક બોલ તૂં માહારો લહિ;
ત્રંબસેનનિ કીજિ જાણ, જિમ-તે ઘરિ વાજિ નીસાણ. ૭૭૨

હંસાવતીનિ દુઃખિ કરી, ક્ષુધાતૃષા તેહેની હરી;
જો ઘરિ આવી જાણિ આપણિ, ઊછવ હોઇ ઘરિ તમ્હતણિ." ૭૭૩
વિક્રમાદિત્ય કહિ, "પરધાન! એ તાં સહી તુમ્હારૂં કામ;
જઇ બેટા ખંભાયતિધણી, રાજરીત કહિજો અમ્હતણિ. ૭૭૪

ત્રંબસેનનિ કહિજો સોય, કીધૂં જગદીશ્વરનૂં હોઇ;
રખિ રીસ આણો મનમાંહ, સરજૂં પાછૂં કિમિ ન થાય." ૭૭૫
હસ્તીઘોડાપાખર ટલિ, એકએક તિહાં આગલિ પલિ;
સાથિ લીધો બહૂ પિરિ સાથ, રાજપાલ ચાલો ગુજરાત. ૭૭૬

ત્રંબાવતી ગયો દિન ત્રીસ, બેટા લખમણ નામૂં સીસ;
ત્રંબસેનનઇ કીધૂં જાણ, તતક્ષણ વાગાં નીસાણ. ૭૭૭
રાજપાલનિ દીધાં માન, પંચાંગ પસાઉ ઊપરિ પાન;
રાજા તાં પૂછિ છિ સહી, પૂર્વકથા પરધાનિ કહી. ૭૭૮
"જે ત્હમ બેટી હંસકુંઅરી, અનેક વિઘ્ન ટાલ્યાં નરવરિ;
શ્રીપ્રાયાગ સન્નધિ કરી વિક્રમચરિત્ર હંસાનિ વરી. ૭૭૯

ત્રંબસેન દુઃખ છૂટૂં અપાર, સંતોષ્યો નગરપરિવાર;
નાચિ પાત્ર નિ મંગલ ચ્યાર, ધોલ ગાઇ સુહાસણિ નાર. ૭૮૦

પંચ સબદનો હોઇ અવાજ, જાણિ હંસા પરણિ આજ!
બંદિજનનિ દીધાં માન, બ્રાહ્મણનિ રા આપિ દાન. ૭૮૧

ભાગો સોક, હવો અતિરંગ, તૂઠા સંકર, તૂઠાં ગંગ;
આજ પૂરણ પૂરી આસ, રાજાનિ મનિ અતિઉલ્હાસ. ૭૮૨

વ્યાસ ભણિઃ સાંભલજ્યો સોય, સુખદુઃખ ભોગવસ્યો સહૂકોઈ;
જિમ રાજાનિ મનમાં હરખ, તિમ શ્રોતાજન પામો હરખ. ૭૮૩

રાજપાલ રહ્યા દિન સાત, ગોરવની સી કહીઈ વાત ?
ચાલવાની સજાઈ કરિ, હીરામાણિક સાહાંઢિ ભરિ. ૭૮૪

મોકલાવી ચાલ્યા પરધાન, રાજરીતિ કહ્યાવિ રાજાનઃ
"રખિ માયા ઊતારો તમ્હિ, આણૂં મોકલીઇ છિ અમ્હિ. ૭૮૫

ચાલો ચરણ જૂહારી રાય, લખમણકુંવરિ મેલવાનિ જાય;
લીલાવતીનિ લાગો પાય, "રખિ રિદય વીસારો માય !" ૭૮૬

વલતી લીલા કહિ વીનતી : "કુશલ કહિજ્યો હંસાવતી;
વિક્રમચરિત્રનિ નામી સીસ કહિજ્યો અમ્હારી આસીસ. ૭૮૭

હંસકૂંઅરીનિ એતલૂં કહોઃ રખિ પ્રીતિ વીસારો તમ્હો;
રાતિદિવસ સૂતીબિસતી, અધક્ષણ તૂં વીસારી નથી." ૭૮૮

લીલાવતીનિ કરી જૂહાર રાજપાલ થયો અસવાર;
રાજવસુ સહૂ આગલિ કરી, દિન દસઆઠિ પોહોતો ઘરિ. ૭૮૯

દૂતિ ભેટિ રાત્રંબકતણિ તે સોપી ઊજેણીધણી;
કરી જૂહાર સંભલાવી વાત, અતિ સંતોષિયા નરનાથ. ૭૯૦

જાણિ આજ આવિ છિ જાન, હર્ષિં રાઈ વિહિચ્યાં પાન!
તલિયાતોરણ વાનરવાલિ, બારિ જાણિ આવી દીવાલી! ૭૯૧

જિમ રાજાઘરિ ઊછવ હોય, તિમ ઊછવ પામો સહૂકોય;
વ્યાસ ભણિ મદસૂદન માન, કથા સાંભલિ ગંગાસ્નાન. ૭૯૨
કથા રાગિ જે વ્યાસે કહી, સવિ ખામિ સુધી લહી;
હરિહરદાસ ઇમ વસી, વારુ ગાયણુ સોભિ કસી. ૭૯૩
**સંવત સોલસિસોલમઝાર, શ્રાવણ માસ તૃતીયા રવિવાર;**
**કૃષ્ણપક્ષ વલી પૂરવામાંહિ** કથા કીધી તિણિ ઠાઈ. ૭૯૪
**મધ્યદેસ મહિમૂદ સુલતાન, ગામ સારસા ની પટલ રાણ;**
કથા કહી **મદસૂદન વ્યાસ,** સાંભલતાં હોઇ બુદ્ધિપ્રકાસ. ૭૯૫

દુહા

**વિક્રમચરિત્રતણી** કથા રુડી નિ રસાલ;
એકમનો જિ સાંભલિ દુઃખ ટલિ તતકાલ. ૭૯૬
જડિ અક્ષર જમલિ, અક્ષરિ અક્ષરબંધ;
જાણુ હસિ તિ જાણસિ કથાતણો સમંધ. ૭૯૭
સણુગારિ સીમા વલી, ઘણા વિયોગવિરોધ;
સુણતાં સાહસ ઊપજિ, પાર નહિ પ્રતિબોધ. ૭૯૮

---

૭૯૨—ખ-'તિમ ઊછવ' ને બદલે 'ત્યમ સંતોષિ.' ઉત્તરાર્ધ: વલી વહિલા ઊઠુ પરભાતિ, માન વિપ્રગો દેન્યો અતિ.' ૭૯૩—ખ-'લહી' ને બદલે 'સહી.' ઉત્તરાર્ધ: 'ત્રણસિ ત્રેતાલિસિ ખરી, કથાવલિ કીધી ચઊપઈ.' ૭૯૪—ક-'સંવત ચૌદ સોલોત્તરમઝારિ.' ખ-કડી નીચે મુજબ છે: 'સંવત ૧૪ ચૌદ સોલમઝારિ, શ્રાવણમાસ ત્રીજ નિ રવિવાર; કૃષ્ણપક્ષ પૂરવામહિ કથા નિપાઇ ગ્રામ કિહિ ?. ગ-સંવત સોલોત્તરામોઝાર, શ્રાવણમાસ ત્રીજ રવિવાર; શુક્લપક્ષ પૂરવામાંહ, કથા નિપની કહુ તિ ઠાય.'

૭૯૫—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: "પુવે કવિનિ બિરિ પ્રકાશ.' ૭૯૬—ખ-ગ-પૂર્વાર્ધ બીજું ચરણ: કડીઓ ૭૯૬ થી ૮૦૮ નથી. 'ગ્રામ સાહ પાટલ રાણ.' ઉત્તરાર્ધ બીજું ચરણ: 'સાંભરિ તેહેનિ પોહોચિ આસ.'

નરનારી જિ સાંભલિ વિરહ ન વ્યાપિ તાસ;
અંતરિ ઊલટ ઊપજિ, કહિ મધુસૂદન વ્યાસ. ૭૯૯
કલિયુગમાંહિ એ કથા વારુ તિ અતિ દીસ;
રૂપક સંખ્યા આઠસિ, ઊપરિ છઇ પંચવીસ. ૮૦૦
આયાગમાધવમર્જ્જન કરિ, માધવકેરિ પાસ;
તિ રમોવડિ ન જાણજો, કહિ મધુસૂદન વ્યાસ. ૮૦૧
નરનારી જિ સાંભલિ, તેહેના ટલિ વિયોગ;
અંતર ઊલટ ઊપજિ, પામિ સુખસયોગ. ૮૦૨
અવિચલ સુખ પામિ સદા, અંગિ ન વ્યાપિ કામ;
એકમને જિ સાંભલિ વિક્રમચરિત્ર આખ્યાન. ૮૦૩
ક્ષમાદયા અતિ ઊપજિ, નહિ વિષયઅભિમાન;
એકમને જિ સાંભલિ વિક્રમચરિત્રઆખ્યાન. ૮૦૪
સાંભળતાં સુખ પામીઈ, ગાતાં વાધિ જ્ઞાન;
ભલા ભાવારથ જાણીઇ સુણતાં એ આખ્યાન. ૮૦૫
અડસઠિ તીરથ જિ કરિ, ધરિ ધરાતલિ ધ્યાન;
એકમને જિ સાંભલિ વિક્રમચરિત્રઆખ્યાન. ૮૦૬
ગયા કેદાર નિ ગોમતી, પુષ્કર નિ પ્રભાસ;
તેહ સમોવડિ જાણજો, કહિ મધુસૂદન વ્યાસ. ૮૦૭
સરસતીમાત પસાઉ લિ, ગણપતિ પૂરિ આસ;
કથા કરી મધુસૂદનિ, તૂહા લીલવિલાસ. ૮૦૮+૨૧ / ૮૨૯

# સ મા પ્ત

૮૦૮—અહીં શરૂઆતથી માંડી આખર સુધીની ૨૦$\frac{1}{2}$=૨૧ કડિયો —કુલ સંખ્યા મેળવવા—ઉમેરી કુલ સંખ્યા ૮૨૯ કરી છે.

## ચરણટિપ્પણીની અનુપૂર્તિ

[ નોંધ : કાવ્યની ૬૮૦ કડી પછી શરતચૂકને લીધે ચરણટિપ્પણીમાં નીચેની બે પ્રક્ષિપ્ત કડિયો 'ગ' પ્રતમાંથી ઊતારવાની રહી ગઇ છે તે નીચે આપવામાં આવી છે. વળી એ જ 'ગ'પ્રતે ટૂંકાવેલી કેટલીક કડિયો છે તે પણ અહીં આપવામાં આવે છે. ]

૬૮૦—ગ-આ પછી નીચેની કડી છે:—

પિહિરાં વસ્ત્રપટૂલાં સાર તિ અગે સોભિ અપાર,
કીહિ કવિતા: હૂં વાત સી કહું? રૂપતણૂં પાર નવિ લહું.'

આ પછી 'ગ' પ્રતમાં નીચેની કડી છે:—

'એક સખી કીહિ: મંદિરિ આવો, કૂંઅરીનિ નવણૂં નવરાવો;
સોવરણ કલસ નિ સખી ચાર, નવણૂં તાંહાં હોયા આચાર.'

આ પછી 'ગ'પ્રતિમાં હંસાવતીનો શણગારવિધિ બહુ જ ટૂંકાવવામાં આવ્યો છે. લગ્નવિધિનું લાંબુંલાંબુ ને ઝીણવટભર્યું વર્ણન પણ મૂકી દેવામાં આવ્યું છે. ટૂંકાવેલો ભાગ નીચે મુજબ છે :—

'વૃદ્ધરાય તિ રલિયાયત થાય, રાજાનિ ગુરૂ બોલ્યા માંહ:
પછિ લગનતણી એ વાત, વેલા થઇ કાર્ય કરો તાત! ૯૦
સાત દિવસ સજાઈ કરી વિક્રમચરિત્રિ હંસા વરી.
બ્રાહ્મણ વેદ ઊચરિ સાર, ધવલમંગલ હોઇ આચાર. ૯૧
માંગલ્યમંગલ ગંગા ગાય જિ સાંભલિ તિ સ્વર્ગિં જાય
સંકરકુમયા મનમાંહિ ધરો, અપ સધલાં હેલામાંહિ તરો ૯૨
ગુરૂવિપ્રનિ દીધાં માન, સરસ્વતીમાંહિ કીધાં સ્નાન,
સરસ્વતીમાંહિ સ્નાન કરિ, આપિ આપણૂં કુલ ઊદ્ધરિ. ૯૩
નીર નિરમલ નાહ્યાં ત્યાંય, આવાં કરવત મૂકાઇ જ્યાંય;
વિક્રમચરિત્ર કહિ સોય: હવિ કરવત રખિ મેહેલો કોય." ૯૪
બ્રાહ્મણ બહૂ સંતોષ્યા રાય, સુવર્ણરત્નનો કરો પસાય
બ્રાહ્મણે તવ દીધી આસીસ : વિક્રમચરિત્ર જીવો કોડ વરિષ ! ૯૫
વિક્રમચરિત્રિ એહેવૂં કીધૂં કામ, કરવતકેરો ફેડો ઠામ.
" કલયુગમાં કરવત સ્યૂં કરિ જિણિ જીવ અણખૂટિ મરિ ? ૯૬
કરો યાત્રા આદરો ધર્મ, દો દાન તાંહાં આદરો કર્મ.
ગંગાતણી યાત્રા કરો, પૂર્વજન્મ આપિ ઊદ્ધરો." ૯૭

યાત્રાનિ તાંહાં કીધા પિરિ, વિક્રમચરિત્ર તિ આવો ઘરિ.
વિક્રમચરિત્રમન આવિ વાતઃ ' એક વીનતી સાંભળો તાત ! ૯૮
માલવતણી કરું કટકઇ વાહ્યું સૌમ્ય તમ્હારી ગધ્ર.'
વિક્રમચરિત્ર કહિ,"સાંભલો રાય ! માહરા હઈડામાંહિ દુઃખન માય.૯૯
સુખ હોય કાયિ મૂઝતણી જો બેટું વરૂણીધણી;
જો વિક્રમાદિત્યનમહિ નરેસ ! તો હું ધરીસિ સઘલો દેસ." ૧૦૦
વૃદ્ધ રાય કહિ, " સાંભલ વીર ! લોકનિ તમ્હો દેજો ધીર."
વૃદ્ધ રાય વલી ઈમ કહિ, ' જો રાજા ગઢમાંહિ રહિ. ૧૦૧
ગઢ હેઠલ ઊતરજો તાંહાં, પ્રાત ન જાણો હઈડામાંહાં."
કટકતણી સજાઈ કરિ, હસ્તીપોડા નિ પાખરિ. ૧૦૨
—'ગ'-પ્રતિ: પૃષ્ઠ ૪૨૯-૪૩૦: કડિયા ૯૦ થી ૧૦૨.

## પ્રતોની પુષ્પિકાઓ

'ક' પ્રતની પુષ્પિકાનો સાર : ઈતિ **શ્રીવિક્રમચરિત્રહંસાવતી-વિવાહ** સંપૂર્ણ. સમાપ્ત.

નામ : **વિક્રમચરિત્રચઉપઈ.** વિષય ગુજરાતી કાવ્ય. કર્તા: મધુસૂદન વ્યાસ. રચ્યાસંવત : ૧૬૧૪. વિસ્તાર : પૃષ્ઠ ૨૧: ૯૦૦ ભાષા: ગુજરાતી. લિપિ : નાગરી. વધારાનાં નામ : **હંસાઊલીવિક્રમચરિત્ર, વિક્રમચરિત્રહંસાવલીવિવાહ.**

'ખ'પ્રતની પુષ્પિકા: **વિક્રમચરિત્ર સમાપ્ત.** સંવત ૧૬૬૫ વર્ષે કાર્તિગ સુદ ૩ વાર (1) સોમ. જંબૂસર વાસ્તવ્ય. રામજિકેન લિખિતમ્. શ્રીભવાનીશંકરાભ્યાં નમઃ। શ્રીકાલભૈરવાય નમઃ । શ્રીવેણીમાધવાય નમઃ। પઠનાર્થં ઠાકુરશ્રી કલ્યાણજી. પૂર ૩૪૪. લિપિઃ ગુજરાતી. ભાષા : ગુજરાતી. આ પ્રતિ નરપતિકૃત ' પંચદંડ 'ની ત્રુટિત વાર્તા પછી ઊતારેલી. છે–પૃ. ૭૦ થી પૃ. ૯૬ સુધીમાં.

'ગ' પ્રતની પુષ્પિકા નથી. આ પ્રતિમાં વાર્તા પછી સામલકૃત 'પદ્માવતીની કથા' ઊતારેલી છે તેમાં નીચેની પુષ્પિકા છે:

શ્રીરસ્તુ. કલ્યાણમસ્તુ. જયસંવત્સર પુષ્પવદચતુર્દશ્યાંમિદં પુસ્તકં નિર્ભયરામ તિરવાડીપઠનાર્થં અણાચાર્યેણ લિખિતમ્.

પાદત્વાળી અથવા હંસ જેનું વાહન છે તે દેવી. હંસ દૂધપાણીને જૂદાં કરવાનો વિવેક ધરાવે છે. આવી જ્ઞાનઅજ્ઞાનને જૂદાં પાડનારી વિવેકબુદ્ધિવાળી સરસ્વતી છે. જુઓ

"પાહલું સરસતી અરચીસું, રચીસું વસંતવિલાસ,
વીણ ધરઇ કર દાહિણ, વાહણ હંસલુ જાસ."   ૧

—અજ્ઞાત કવિઃ વસંતવિલાસઃ વિ. સં. ૧૫૦૮

અવિધાર્ય [ સં. અવ+ધૃ ]—વિચાર. ગુણવૈ [સં. ગુણવત્]—ગુણવંતો, ગુણવાન. x

ગૌરીનંદના—પાર્વતીપુત્ર, ગણપતિ. આર્યોના પૌરાણિક દેવોમાં ગણપતિ એક શિવગણ છે. ગણદેવતાના સમૂહની સંખ્યા નવની છે: (૧) આદિત્ય, (૨) વિશ્વ અગર વિશ્વદેવ, (૩) વસુ, (૪) તુષિત, (૫) આભાસ્વર, (૬) અનિલ, (૭) મહારાજિકા, (૮) સાધ્યા અને (૯) રુદ્રો આ ઊતરતી પંક્તિના દેવો તે શિવના ગણ. તેઓ કૈલાસ ઉપર રહે છે. એમના ઉપરના જે અધિકારી તે ગણપતિ. ગૌરી તેમ જ ગણપતિના વિશેષ વર્ણન માટે જુઓ **ડાહ્યાભાઇ દેરાસરીસંપાદિત પૌરાણિક કથાકોશ.**

ગણપતિ અને સરસ્વતીના આવા જ સાદા સ્તવન માટે વળી જુઓ

"ગૌરીનંદન વીનવું, બ્રહ્મસુતા સરસત્તિ !
સરસ બંધ પ્રાકૃત કવું, દિઉ મૂઝ નિર્મલ મત્તિ."

**—ડાહ્યાભાઈ દેરાસરીસંપાદિત પદ્મનાભકૃત કાન્હડદેપ્રબંધઃ પ્રથમ ખંડઃ વિ. સં. ૧૫૧૨**

**પૃષ્ઠ ૨**

૧-૧૦ કવિબંધ જેણિ બદ્ધ—જેણે કાવ્યકૃતિયો [ કવિબંધ ] રચ્યા [બદ્ધ ]. સરખાવો

"સુકવિ હૂઇ તિણિ સદ્‌ગ્રંથ બાંધવા, દાતાર હૂઇ તિણિ દાન કરવાં."

**—નરસિંહ મહેતાઃ પ્રભાતિયાં**

બોલું અક્ષરબંધ—કાવ્યબંધારણને ઉચિત વર્ણોની સપ્રમાણતા સાચવીને મારી કવિતા હું ગાઉં. વર્ણ, માત્રા, તાલ, રૂપ આ સર્વ મારી કાવ્ય-

કયું—આઠું. ખોડિ—દોષ. અહિઠાણ [ સં. अधिष्ठान ]—વિશિષ્ટ ધામ, રાજધાની. રસના—જીભ. સરસા અક્ષર—રસભર્યાં અક્ષરો—શબ્દો. 'वाक्यं रसात्मकं काव्यम्'—'રસવાળું વાક્ય એ કાવ્ય'—એ આપણો જૂનો કાવ્યસંપ્રદાય કવિ પણ માન્ય રાખે છે.

કડિયો ૭-૧૦ માં અવંતી, વિક્રમાદિત્ય, મહાકાલેશ્વર તથા હરસિદ્ધિદેવીનો ઉલ્લેખ છે.

**તા. ક.—આ કડિયોવાળા તેમ જ આ કાવ્યકૃતિમાં આવતા બીજા ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકોના ગુજરાતી ભાષાંતર માટે જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ ગ.**

વળી અવંતી અને વિક્રમાદિત્યના મહિમાસંબંધમાં સરખાવો:—

"એક કાશી નઇ કાંચિકા, અવયંતી સુવિચાર,
મારગ વણિ કૈલાસના ત્રિશૂલતણુઇ આકારિ. ૧૯

અડિસઠિ તીરથ જે કરઇ, યજ્ઞ કરઇ અનેક;
કવિનરપતિ ઇમ ઉચ્ચરઇ સિપ્રામજ્જન એક. ૨૦

જિહાં ઊતપત્તી હરસિદ્ધિ નિ મહીમંડન મહાકાલ;
કોટિ તીરથ કલિમલ હરઇ, મિલ્ રું મંગલમાલ. ૨૧

સિદ્ધવડિ હરસિદ્ધ રિહઇ જિહાં ગાંધર્વ મસાણ,
શક્તિભેદ ચામડીતણુ નંદનવનહ પ્રમાણ. ૨૨

પ્રથિવીનાભિ અવંતિકા મુગતિખેત્ર સંસારિ;
શક્રપ્રજાપતિઆદે કીધૂં જજ્ઞ મઝારિ. ૨૩

મહિમાપાર ન જાણઇ, હઈડઇ જોઇ સુજાણ;
કવિનરપતિ ઇમ ઉચ્ચરઇ, પ્રૂછિ પદ્મપુરાણ. ૨૪

અનેક રાઈ આગઇ હૂઆ, વળી હૂસઇ અનેક;
વિક્રમ તોલઇ કો નહિ, ત્રિભોવનિ ગમનિ વિવેક. ૨૫

આગિલ સારથ જેહેનઇ, સારથ હરસિદ્ધિમાઈ;
સુરપતિ જસ સાંનધિ કરઇ, ધિનધિન વિક્રમરાઇ!" ૨૬

—શંકરપ્રસાદ રાવલસંપાદિત નરપતિકૃત પંચદંડની વાર્તા:
આદેશ પહેલો: કડિયો ૧૯–૨૬: વિ. સં. ૧૫૬૦

પૃષ્ઠ ૩

૧૧-૧૬ વેદરંત-શ્રોત્રીય. જોતિક [ સં. ज्योतिष् ]—જ્યોતિષનું શાસ્ત્ર, અભ્યસિ [સં.]—અભ્યાસ કરે. નેમ [ સં. नियम ]—વ્રતનિયમ. 'મેરાઈ—દરજી, સઈ. પટુલિયા—પટોળાં બાંધવામાં ને છાપવામાં કુશલ કારીગરો. પરિયટ—ધોબી. વિહિવારીઆ—વ્યાપારીઓ. ભાખ [ સં. भाषा ]—બોલ. ચુદ્દુરિ વાટ—પોતાને માર્ગે ચાલે, વર્તે. યનિ—જૈનિ, જૈનમાર્ગીઓ. આપિ—પોતાની મેળે, આપોઆપ.'

પૃષ્ઠ ૪

૧૭-૨૪ રાઉત [ સં. राजकुल ]—સામંતો. નવરંગ—વિવિધ શક્તિવાળા, વિવિધ ગુણવાળા. પરરાષ્ટ્ર—પરદેશીય રાજ્ય, પડોશનું રાજ્ય. ભયભંગ-દહેશત અને હાડમારી. કર્ણ-પર્વ. મરહ્ડંડીઆ(?)-મંગણ-માગણીઆત, અતિથિઓ, યાચકો. રસણીઆ—હલકી ધાતુઓનાં ઘરેણાંને સોનારૂપાથી રસવાનો ધંધો કરનારાઓ. સરહીઆ—કંકુ અને અગરચંદનાદિ સુગંધવાળાં દ્રવ્યો વેચનારા. ભિંસાયત—પખાલીઓ, ભીસ્તીઓ. વિન્નાણુ—[સં. वैज्ञानिक ઉપરથી ]—વિજ્ઞાનીઓ. પરમાલી—ઉપવાટિકાવાળાં ઘરો બંધાતાં એ પદ્ધતિ આપણી પ્રાચીન નગરરચનામાં હતી એની અહીં કવિ સૂચના કરે છે. વાજિ તાંતિ— પીંજણો [ તાંત ] વાગતી. પીંજારાઓનો ધંધો કરનારાઓ. વેલાર—(?) મર્દનીઆ—ચંપી કરનારાઓ. પ્રજાપતિ—કુંભાર. પલ્હાણી—(?) મોલગર— મોલ ગૂંથનારાઓ, મોચી. ખેડાગર—(?)

કડી ૧૮ થી ૨૬ સુધીમાં જૂદીજૂદી જ્ઞાતિઓ [ અઢારિ વર્ણ ] વર્ણવવામાં આવી છે. એ સાથે સરખાવો નીચેની જૂદાજૂદા ધંધાવાળી ચોરાશી મધ્યકાલીન જ્ઞાતિઓઃ—

સોની, નાણાવટી, જવહરી, સોગંધીયા, ફોફલિયા, સૂત્રિયા, પડસૂત્રિયા, ધીયા, તેલહરા, દંતારા, વલીયાર, મણીયાર, દોસી, નેસ્તી, ગાંધી, કપાસી, ફડીયા, ફડી, એરંડિયા, રસણીયા, પ્રવાલીયા, ત્રાંબહટા, સાંખહડા, પીતલગરા, સોનાર, સીસાહડા, મોતીપ્રોયા, સાલવી, મીણારા, કુંઆરા, ચૂનારા, વૂનારા, ફૂટારા, ગુલીયારા, પરીયટા, ઘાંચી, મોચી, સૂઈ, લોહડિયા, લોઢારા, ચીત્રાહરા, સતૂઆરા, કાગચીયા, મદ્યપહટી, વેશ્યા, પણગોલા, ગાંછા, ભાડભુંજા, બીબાહડા, ત્રાંબડિયા, ભઈસાયત, મલિન નાપિત,

ચોખા નાપિત, પાટીવણા, ત્રંગડીયા, વાઢીત્રા, કાકનીઠીયા, ચોપાનીઠીયા, સૂખડીયા, સાથરીયા, તરમા, બગડીયા, વસાહ, સાંથૂઆ, પેરૂઆ, આટીઆ, દાલીયા, દફ્કીઆ, મુજકૂટા, સરગરા, ભરથારા, પીતલહડા, હંસારા, પત્રસાનીઆ, ખાતરીયા, મછીઠીયા, સાકરીયા, સાબૂગર, લોહાર, સૂત્રહાર, વણકર, તંબોલી, કંદાઇ, બુાઘ્ધહટા, કુત્રિકાપણહટા.''

—જીનવિજયજીસંપાદિત પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભઃ માણિક્યચન્દ્રસૂરિકૃત પૃથ્વીચન્દ્રચરિત્રઃ વિ. સં. ૧૪૭૮ઃ ચોરાશી ચૌટાના વર્ણન ઉપરથી

એક વર્ણમાંથી "गुणकर्मविभागशः—" "ગુણકર્મવિભાગને લીધે ચાર વર્ણ રચાયા ને તેમાંથી કાલાન્તર અનેક જ્ઞાતિ–ઉપ–જ્ઞાતિઓના ફાંટા પડયા એ આપણી જ્ઞાતિઓનો ઇતિહાસ વિચારવા જેવો છે. ક્ષત્રિયોના વંશવિસ્તાર વર્ણવ્યા પછી ઉપર્યુક્ત 'પૃથ્વીચન્દ્રચરિત્ર' વળી નીચે મુજબ નોંધ લે છેઃ—

"અનઇ બ્રાહ્મણાદિક કુલવિશેષ જ્ઞાતિવિશેષ જાણિવા. જિમ કલિકાલ-પ્રવર્તમાનિ ચઉરાસી જ્ઞાતિ બોલીઇ. કિસી તે જ્ઞાતિ?—શ્રીશ્રીમાલી, ઉસવાલ, વાગેરવાલ, ડીડૂ, પુષ્કરવાલ ડીસાવાલ, મેડતવાલ, બ્રાહ્મ, સરાણા, છત્રવાલ, દોહિલ, સોની, ખડવડ, ખંડેરવાલ, પોરૂઆડ. ગૂજર, મોઢ, નાગર, જાલહરા, ખડાઇતા, કપોલ, જાંબૂ, વાયડા, વાલ, દસકરા, કરહીયા, નાગદ્રહા, મેવાડા, ભટેઉરા, કથરા, નરસિંહઉરા, દારલ, પંચમનંથ, સિરખંડલા, કમોઢ, રેવતી, અગરવાલ, જિસ્રાણી, બાંભ, ધાંધ, પાલ્હઉત, ઊચિત, અગડૂ, અહિછત્રવાલ, શ્રીગઉડ, વાલ્મીકિ, ટ.કો, તેલટા, તિલઉરા, આડનગ્રી, લાડીસાખા, બધનઉરા, સુહડવાલ, વીધૂ, પદ્માવતી, નીમા, જેહરાણા,' માથુર, ધાકડ, પલ્લીવાલ, હરસઉરા, ચિત્રઉડા, ગોલા, ગહિ-ભરિયા, લોહાણા, ભાટીયા, નાગઉરા, આસુદઉરા, સતલા, 'કડકોલાપુરી, રાયકવાલ, પેસીયા, પેરૂયા, ગોમિત્રી, નારાયણા, ટીહ, ગજઉડા, ગોખ-રૂઆ, અજયમેરા, કંડોલીયા, કાયસ્થ, સગરૂડા, સીહઉરા, જેસવાલ, નાદેવા, જાઇલવાલ, ચાવેલ, એ સાવેહૂ જ્ઞાતિકુલવંશમાહિ વખાણીઇ.''

—એજન

પૃષ્ઠ ૫

૨૫–૩૨ સવા લાખ ઘર ગુંણકાતણાં...ઘણાં—વેશ્યાઓની સંસ્થાઓ પ્રાચીનકાલથી આપણા દેશની મહાનગરીઓમાં પ્રચલિત રહી છે. આ સાથે

જૂઆરીઓ [ જૂઆરી ] જુગારખાનામાં [ જૂવટિ ] જાગ કરતા ને જૂગાર ખેલતા. ૨૫ મી કડી સાથે સરખાવો.

> "તરુવરછાંહ પરસ ચૂવટિ, રાજન રમઈ નિત્તુ જૂવટઈ,
> નગરનાયકારૂપ અપાર, નિતુનિતુ નવા કરઈ સિણગાર."
>
> —પદ્મનાભ: કાન્હડદેપ્રબંધ ખંડ ૪ કડી ૩૦

સાંકળિયા [ સં. શંખલિત ઉપરથી ]—સાંકળેથી બાંધ્યા હતા. નયરિ જાણિ...દીહ ]—નગરની અંદર જાણે રાત્રિકાળે દિવસ ઊગતો! અવંતીનાં જહોજલાલી ને પ્રકાશનું આ સૂચન છે. પોળિપગરિ સુવર્ણ નિબંધ—પોળો અને કોટ [ સં. પ્રાકાર ] સોનેથી જાણે મઢ્યાં [નિબંધ] હતાં. દગશાલા [સં.] પોઢાર માણિકદીક—માણેકના દગલા [ઢીક] અતિઘણિ–રાણીઓ રૂપિ કંદર્પલીલવિલાસ—તે રાણીઓ કામદેવની ક્રીડાના વિલાસરૂપે હતી, વિલાસી હતી—બહુ જ સૌંદર્યવતી ને કામના ઉચ્ચ પ્રતિના ભોગવિલાસને યોગ્ય હતી. વનદ્રીપેલિ જસા દોઈ પાય–રાજકુમારવિક્રમચરિત્રની કોમળતાને વનની કોમળ કેળના થડની કોમળતા સાથે સરખાવી છે. અતિસ્વરૂપિ માનિની મોહવિ—વાર્તાના નાયકનાં અતિરૂપ ને રસિકતા એવાં બધાં હતાં કે ગર્વમાન [ માનિની ] સ્ત્રીઓ પણ પોતાના માન છોડી એના પ્રેમમાં લુબ્ધ બનતી.

ચૌદવિદ્યા—ચાર વેદ, છ અંગ, મીમાંસા ( પૂર્વ તથા ઉત્તર ), ન્યાય ( ગૌતમ તથા કણાદ ), ધર્મશાસ્ત્ર અને અગાઢ પુરાણો આ ચૌદ વિદ્યાઓમાં ગણાય છે. —નર્મદાશંકરસંપાદિત નર્મકથાકોશ

ચવિ—ચાવી નાંખી હતી, પાગળતા મેળવી હતી. 'ચવ'નો બીજો અર્થ પ્રાચીન ગુજરાતીમાં 'બહુ' પણ માલમ પડે છે. કંદર્પઅભિનવકુમાર—વિક્રમચરિત્ર કામદેવનો જાણે નવીન પુત્ર હતો, બહુ જ સૌંદર્યવાન ને મોહક હતો.

પદ્મની—વિક્રમાદિત્ય વિક્રમચરિત્રના વિવાહ માટે પદ્મિનિની ઇચ્છા કરે છે. સ્ત્રીની ચાર જાતિના ભેદ આપણા સાહિત્યમાં નીચે મુજબ જાણીતા છેઃ

> "પદ્મિનિ, ચિત્રણી, શંખિની વળી હસ્તિનિ વિચાર,
> ન્યારાન્યારા ગુણ લહો જગજન! સાર અસાર."

### પદ્મિનિ

"સહજ સુગંધ, સ્વરૂપ શુભ, પુણ્યપ્રેમ સુખદાની;
ભોજન સ્વલ્પ રતિરીસ વળી નિદ્રા તેમ જ માની.
સહજ સુબુદ્ધિ, ઉદાર, મૃદુ, હાવભાવ, શુચિ અંગ;
અનલ, અરોમ, અનંગગૃહ, પદ્મિનિ હાટક રંગ."

બીજા ત્રણ ભેદનાં લક્ષણ માટે જુઓ કવિ **દલપત દુર્લભસંપાદિત સકલશાસ્ત્રનિરુપણ.**

સંબલ—ભાથું. આ શબ્દ માટે જુઓ

"દચ પાણી ભરી ધરિ, સબલ ફોગ ઘણેહ.
સાયસ કોરી મારવી ઉચલ લગૈ વયણેહ." ૧૦૬
—**કુશલલાલ : ઢોલામારવણીની કથાઃ વિ. સં. ૧૬૭૭**

સાથ—રસાલો, સંગાથ.

**પૃષ્ઠ ૬**

૩૩–૪૦ આયસ [ સં. आयस ]—શ્રમ, (૨) [ સં. आदेश ] આજ્ઞા. અવધારિ–નક્કી માનો, ખરું માનો.

બ્રહ્મા—સૃષ્ટિની ઉત્પત્તિનો કારણભૂત જે રજોગુણ તેના મૂર્તિમાન દેવતા. રજોગુણ એટલે સત્ત્વગુણ અને તમોગુણની મધ્યમાવસ્થા; અથવા નિમિત્તકારણ અને વિવર્તોપાદાન કારણ. આ બંનેની મધ્યમાવસ્થા હોઈ બ્રહ્મદેવ સત્ત્વગુણથી કિંચિત્ મલિન . એવી ઉપાધિવિશિષ્ટ થયા. આથી એમનામાં કંઈ જીવત્વદશા આવી; તોપણ તે વ્યષ્ટિજીવો પ્રમાણે એકદેશીય જીવ નથી, પરંતુ સમષ્ટિના જીવ છે. ( સમષ્ટિના જીવ એટલે બ્રહ્માંડ માંહ્યના સઘળા જીવોના આધારભૂત જીવ ) એટલે કે સંપૂર્ણ જીવોના તે ઈશ્વર છે. એમણે જે મૂર્તિ ધારણ કરી તે કેવળ સ્વેચ્છાયે જ કરી છે. તે કારણથી તેમનાં નામ 'સ્વયંભૂ' અને 'આત્મભૂ' એવાં છે.

× × ×

તેમની મૂર્તિ કેવળ જ્યોતિરૂપ હોઈ તે નિરંતર સત્યલોકમાં વસે છે. તેમણે સંકલ્પ માત્ર વડે સર્વ સૃષ્ટિ નિર્માણ કરી તેથી તે યદ્યપિ કર્તા છે તોપણ વ્યષ્ટિજીવ જેવું દેહનું તાદાત્મ્ય હોવાથી તેમના નિદ્રાકાલે

સર્વ જીવ લય પામે છે અને ઉત્થાનકાલે પુનઃ ઉત્પન્ન થાય છે એમ છતાં એમના મુક્તત્વથી સર્વ જીવો મુક્તિ પામતા નથી, કારણ મોક્ષ એ વિચારસાધ્ય હોવાથી એવું થવું શ્રુતિયુક્તિ વિરુદ્ધ છે.

સંપૂર્ણ દેવ, ઋષિ, પ્રજાપતિ સર્વના આ જ કર્તા હોવાથી એમનાં 'ધાતા,' 'વિશ્વસૃજ,' ઇત્યાદિ સાર્થક અનેક નામો છે. એમણે પોતાના પુત્રો વડે અનેક પ્રાણી ઉત્પન્ન કરાવ્યાં માટે એમને 'પિતામહ' પણ કહ્યા છે

આ તથા એ વિષે વિશેષ ઉપયોગી માહીતી માટે જુઓ પૌરાણિકકથાકોશ પૃ ૩૫૪

ઈશ [ સ ईश ]—મહાદેવ, આર્યોના મુખ્ય ત્રિમૂર્તિ દેવોમાંના સંહારક દેવ, શિવ વધુ વિગત માટે જુઓ પૌરાણિકકથાકોશ.

બત્રીશ લક્ષણ—પુરુષ જાતિનાં બત્રીશ લક્ષણો સારી પેઠે જાણીતા છે. વૃદ્ધચાણક્યનીતિસારાનુસાર બત્રીશ લક્ષણ —

"લક્ષણ એક સુસિંહમા, બગલામા પણ એક,
કુકડના ગુણ ચાર પછી, કાક પંચવિધ નેક
શ્વાનતણાં ષટ્ પ્રિય વળી, રાસભ ત્રણ સુવિવે-,
ષટ્ મયુર, ત્રણ સર્પ, ગુરુમાતાપિતા એક"

—સકલશાસ્ત્રનિરુપણ

પડિયાણ [ સ प्रयाण ]—પ્રસ્થાન મેદેવાણ મુકામ, છાવણી.

કડિયો ૩૮ થી ૫૫ સુધીમા રાજ્યાને કરેલા નહાપ્રવાસનું વર્ણન છે અને તે ??? સ્થળે ગયો તેતેનો નામનિર્દેશ છે કવિએ રાજ્યાવને માત્ર ભરતખંડમા જ નહીં પણ પરદેશો ( દેસાગિર )મા પણ ફેરવ્યો છે તે કાળનાં જાણીતાં ભૌગોલિક સ્થલો માટે આ સાથે સરખાવો.

"૧ કાશ્મીરદેશ, ૨ કીર, ૩ કાબેર ૪ કાબો૮, ૫ ઉત્કલ, ૬ કમલ, ૭ કરહાટ, ૮ કુરુ ૯ કનાપુ ૧૦ કચ ૧૧ કૌશક, ૧૨ કોશલ, ૧૩ કેશી, ૧૪ કારુત, ૧૫ કારુષ, ૧૬ કેળ, ૧૭ કર્ણાટ ૧૮ કીકટ, ૧૯ કેકિ, ૨૦ કૌલગિરિ, ૨૧ કામરૂપ, ૨૨ કૂમ્મ, ૨૩ કુંતલ, ૨૪ કાલિંગ, ૨૫ કરકૂટ, ૨૬ કરકઠ, ૨૭ કેવ્ય, ૨૮ ખસ, ૨ ખર્પર, ૩૦ ખેટ, ૩૧ ગૌડ, ૩૨ અંગ, ૩૩ ગૌપ્ય, ૩૪ ગાગક, ૩૫ ચૌટ, ૩૬ ચિદિવર, ૩૭ ચૈત્ય,

૩૮ જાલંધર, ૩૯ ટંકણુ, ૪૦ કોડિયાણ, ૪૧ ટાહલ, ૪૨ તુંગ, ૪૩ તાજિક, ૪૪ તોસલ, ૪૫ દશાર્ણ, ૪૬ દંડક, ૪૭ દેવસભ, ૪૮ નેપાલ, ૪૯ નર્ત્તક, ૫૦ પંચાલ, ૫૧ પલ્લવ, ૫૨ પુણ્ડ્ર, ૫૩ પાંડુ, ૫૪ પ્રત્યગ્રથ, ૫૫ અર્બુદ, ૫૬ બબ્રુ, ૫૭ બંભીર, ૫૮ બહીચ, ૫૯ માહિષ્મક, ૬૦ મહોદય, ૬૧ મુરુંડ, ૬૨ મુરલ, ૬૩ મેદ, ૬૪ મરુ, ૬૫ મુદ્ગર, ૬૬ મંકન, ૬૭ મલ્લવર્ત્ત, ૬૮ મહારાષ્ટ્ર, ૬૯ યવન, ૭૦ રોમ, ૭૧ રાટક, ૭૨ લાટ, ૭૩ બ્રહ્મોત્તર, ૭૪ બ્રહ્માવર્ત્ત, ૭૫ બ્રાહ્મણવાહક, ૭૬ વિદેહ, ૭૭ વંગ, ૭૮ વૈરાટ, ૭૯ વનવાસ, ૮૦ વનાયુજ, ૮૧ વાલ્હીક, ૮૨ વલ્લવ, ૮૩ અવંતિ, ૮૪ વનિહ, ૮૫ શક, ૮૬ સિંહલ, ૮૭ સુમ્હ, ૮૮ સૂર્પર, ૮૯ સૌવીર, ૯૦ સુરાષ્ટ્ર, ૯૧ સુહડ, ૯૨ અશ્મક, ૯૩ હૂણ, ૯૪ હમીક, ૯૫ હમીજ, ૯૬ હંસ, ૯૭ હુહુક, ૯૮ હેરક: એવં દેશ અઠ્ઠાણૂં, અનઇ આદન, હાબસ, મુગદિ, સુંધનગિરિ, સીકોત્તર, ચોલનાટ, પંડિય, તાલીઉ, નિહૂતિ, ભોટ, મહાભોટ, ચીણ, મહાચીણ, બંગાલ, ખુરસાણ, મગધ, વચ્છ, ગાજણા પ્રમુખ અનેક દેશ વર્તઇ.

—**પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ: પૃથ્વીચંદ્રચરિત્ર: પૃષ્ઠ ૧૨૮**

વળી સરખાવો

"ગોડ, ચોડ, ગાજણું, કનૂજ, મરહડ મિ વસિ કીધ.
લાડદેશ નિ સિંધુ સવાલખ, ગૂજર સોરઠ લીધ. ૬૩
મઇ લીધાં માલવ, અંડેરી, માંડવ, સારંગપુર,
રણથંભર, ચીત્રોડ, ભવાગઢ, વલી લીઉ નાગુર. ૬૪
પૂર્વ દિસિ જિમણપુર, મથુરાં, વલી તે અંતરવેધ,
મઇ કાકપુર, ભોજપુર, ડીસા પ્રાણિ ચાંપી લીધ. ૬૫
પૂર્વ સાગર લગઇ કટક લેઇ આગઇ દીઉં પીયાણું;
મઇ દ્રુડી રા દેસ છંડાવ્યા; તિહાં અહ્મારું થાણું. ૬૬
હિંદુસ્થાની અનઈ પહુંચા, વલી જાલંધર લીધ.
મઈ કાશ્મિર, કામરુ, હિમાચલ ચૂલ લગઇ વસિ કીધ. ૬૭
ખુરાસાણ મઇ ખુરતવિ ખુંદ્યૂ, પ્રાણિ લીઉં નિધાન;
મઇ મારી મૂંગવદલ ભાગાં; લીઉં હય મુલતાન. ૬૮
ચાણ, ભોટ, દંહર, દેસપતિ, ઢીલી ઊગવ આવઇ,
ઢોરસમુદ્ર લગઇ <u>મુકુધા</u> અહ્મ ઘરિ દંડ લઇ આવઇ. ૬૯

કલવરગુ આનિ અનાગૂંદી, બેદર, દેશ તિલિંગ—
સુહરિ સોનાં, પાન જિહાં સુદરઇ, વાણી બોલઇ ચંગ— ૭૦
એન્દ્રી ભૂમિ વિષમ મઈ આપી ખાંડા પ્રાણિ લીધી,
દેવગિરુ રાઉત રામદે તેણઇ બેટી દીધી. ૭૧

ઉદ્દણસમરીમાંહિ વિસમા દરિયાબીતરિ બેટ,
સીધલદ્વીપતણૂં જે ગજ, હાથી પૂરઇ ભેટ. ૭૨
ઉચિ, કલહથ, નવા બંદિર, હિરમજ વિસમા ઠામ,
તેહતણા માલ ધરિ આવઇ, અમ્હ ધરિ કરઇ સલામ. ૭૩

સેતબંધ રામેશ્વર સૂણીઇ વાનરિ બાંધિ પાજ,
વરતઇ આણ તિહાં જણ માહારા; ઇસ્યૂં અહારૂં રાજ. ૭૪
વિષમ દુર્ગ મઇ સવિ પાધડિયા, ભરતખંડ ભડવાડ;
જલહુર ગઢ વિસમૂં સૂણીઇ ચાહુઆણનૂં ઠાડ. ૭૫

—કાન્હડદેપ્રબંધઃ ખંડ રઃ

ગઢ ચિત્રોઢ—ચિત્રકૂટ-ચીતોડ—ઉદેપુરના રાજ્યનો ઐતિહાસિક જૂનો કીલ્લો. કુંભલમેર—રજપૂતસ્થાનમાંનું એક નગર. ઈડર—માળવા ને ગુજરાતના સંગમ પરનો સુવિખ્યાત ગઢ. જુઓ

"અમે ઈડરિયોગઢ જીત્યો રે આનંદ ભલા !"

—ગુજરાતી લગ્નગીતો

સીરોહી—આબુપર્વત પાસેના એ નામના સંસ્થાનનું મુખ્ય નગર. આબુ—ગુજરાતની ઉત્તરનું જાણીતું એ નામના પર્વત પરનું હવાસ્થાન. જાલ્લોર—પ્રાચીન 'જબાલીપુર—ઝાલોર. જૂનોગઢ જોયો અજમેર—પુરાણો અજમેર [ સં. अजयमेरु ] નો કીલ્લો. મંડલગઢ—માંડવ-માંડોગઢ—માંડુ-ધારનો જૂનો કીલ્લો. મથુરા—પ્રાચીન સાત મુક્તિપુરીઓમાંની એક. સાત મોક્ષદાયિની નગરીઓઃ—

" अयोध्यामथुरामाया काशीकांची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायकाः ॥"

—અયોધ્યા, મથુરા, માયા ( હરદ્વાર ), કાશી ( વારાણસી ), કાંચી, અવંતિકા અને દ્વારિકા એ સાત મોક્ષદાયિની નગરીઓ છે.

દીલીનગર—પ્રાચીન હસ્તિનાપુર ને હાલનુ દીલ્હી શહેર અભંગ રણથભર—અજિત રણસ્થભોરનો ગઢ—જયપુરના રાજ્યનો અભેદ્ય ડુગરી કીલ્લો દેલવાણુ—જૈનોનુ પ્રસિદ્ધ તીર્થ દેલવાડા, રસિક હદેરાબાધણીમાં-ના શિલ્પકામ માટે જગવિખ્યાત રાણપુર કાઠીઆવાડમાં ડેરવાડા [મ્હેરવાડ]-મારવાડનું શહેર નાધૂર—નાગુર—નાગોર જોધપુરના રાજ્યનુ-મારવાડનું-જૂનું નગર 'નવકોટિ' કહેવાતા મારવાડના ઇતિહાસપ્રસિદ્ધ પ્રદેશ માટે જુઓ **કર્નલ ટોડનું રાજસ્થાન**

છપ્પય

"મંડોવર સામત, હુવો અજમેર સિદ્ધ સુવ
ગઢ પૂંગલ ગજમલ્લ, હુવો લોદ્રવે ભાણભુવ
અલ્હપલ્હ અરબુધ, ભોજરાજ જાલંધર
જોગીરાજ ધરધાટ, હુવો હાસુ પારકર.
નવકોટ કિંકુ સજુગતુ થિરપવાર હરથાપિયા
ધરણીવરાહધર ભાઇયા કોટબાટ જૂજૂવીયા"

પૃષ્ઠ ૭

૪૧-૪૬ મછેડૂ—મઝહપુર—મઝહપુર (?) મહિલી—(?) માંડવા-(?) મગહાટવા—માહાટાંડવા (?) ગોરખપુર અને ચંપારણ—બિહારમા આવેલાં સ્થળો ઊદુત્તર—ચહુત્તર (?) ખુરસાણ—ખોરાસાન આ સ્થળને કવિએ અજ્ઞાનથી હિન્દમા ગણ્યુ લાગે છે ખરુ જોતા એ ઇરાનના ઇશાનકોણમાં છે વડૂપાટણ—પાઠાતરે ધુરિયાપાટણ સુનતાન—હાલના પંજાબમાં આવેલુ નગર મુઢકાપોલ—પાઠાતરે મુટકાપુર (?) ખુરહાટ—(?) સવા લાખ પર્વતની વ ટ—ઉત્તર હિંદના પહાડી પ્રદેશમા આવેલી અસખ્ય પર્વતટિયો ઓહલ-પાઠાતરે 'ખેહલ' (?) 'પોલ,' સીહુરુ, સિહોર ચરણાટ, રસિણગઢ મગસિર, માટ આ ભૌગોલિક સ્થળો ઉત્તર હિંદના છે જિહાં નગર—પાઠાતરે 'ઝહાલનગર (?) લખણાપુર—લખનૌ (?). ગોડ—ગૌડ—ગૌડબગાળા કામરુ, કામાક્ષ—કામરૂપ વગેરે હિમાલયની તળેટીનો આસામ સુધીનો જૂનો પ્રદેશ જમવાપુર—જમણાપુર-જિમણાપુર—હાલનુ જુઆન પુર, જવાનપુર, કાશીની ઉત્તરે આવેલુ નગર ઊડેલ, જસેર નિ ઊડિયાણ 'અડલ જસા તે ઊડિયાણુ—' અડલ જસા તે ઊડિયાણુ ' પાઠાંતર ગઢ મુકતેસર—મુકતેશ્વરનો કિલ્લો, ગગાપ્રદેશનો એક કિલ્લો નવાપાટ—(?)

સિદ્ધર—(?) હાગીગઢ—(?) લખમાપુર—(?) વારાણસી, ગયા [ગયા] કેદારઃ પ્રસિદ્ધ તીર્થસ્થળો. ઊડીસો—ઊરીય, ઓડીસા, ઓરિસ્સા. જલંધર એ નામનો પંજાબનો પ્રસિદ્ધ દોઆબ વિજયનાથ—(?) ધાણા પાટ—પાટ માંડ્યા, છાવણી નાંખી ખરીદ—(!) ખેડવું—(?) રાણપુર—સૌરાષ્ટ્ર-વાળું રાણપુર (?) રતનાગર—રતનપુર (?) સોપારાનંઢ—સૂર્પારકનો કિલ્લો

પૃષ્ઠ ૮

૪૭–૫ર માગઢાટ—(?) મુંગેર—મોંગરપુર (?) વિજાનગર—દક્ષિણનું ઐતિહાસિક વિજયનગર. ગૂંદીયાનગર—આનાગૂંદી. વરંગુલ, હાલના નિઝામના રાજ્યનો ડુંગરી ગઢ (?) મૂંગીપાટણ—(?) દેવરકંડ—દેવગઢ—દેવગઢ કાહાલરપાટણ, કરઢંડ, રાજકુંડ, રાગોમની [પાઠાંતરે સંગગોમની] —(?) સીંગલ—સિંહલદ્વીપ, લંકા. જાવા—ત્યાંથી પૂર્વનો ફળદ્રુપ ટાપુ ચંદ્રોમની—ચંદ્રાવલી (?) શ્વેતબંધ રામેસર રામ—સેતુબંધ રામેશ્વરના રામનાથ મહાદેવ, હિન્દના પ્રસિદ્ધ બાર જ્યોતિર્લિંગમાંના એક આ તથા આમાંનાં બીજાં ધામોનાં નામો માટે જુઓ

> " સોમનાથ સોરઠ વસે, ઉજ્જયની મહાકાલ;
> શ્રીશૈલે મલ્લીકાર્જુન જ્યોતિર્લિંગ સુવિશાલ
> ઓંકારે અમલેશ છે, માહિષ્મતી પ્રિય સાર,
> નાગપૃષ્ઠ કેદાર વળી કાશી વિશ્વેશાગાર.
> ડાકણ્યાં ભીમશંકર, દારુકવન નાગેશ,
> ત્ર્યંબકેશ ગૌતમીતટે, સેતુબંધ રામેશ.
> વૈજનાથ શોભે સરસ ચિત્રભૌમ સુવિચાર,
> ઘુશ્મેશ્વર એરુળવા શિવાલયાગિરિ સાર."

—સકલશાસ્ત્રનિરુપણ પૃષ્ઠ ૯૪

કલહયપુર(?) કંદલીગ્રામ—(?) સંજાણ—સુરત જીલ્લાનું પ્રસિદ્ધ ગામ સીકોત્તર—(?) મલબાર—'દોરસમુદ્ર', 'દ્વારસમુદ્ર' એ નામથી હાલના મદ્રાસ ઈલાકાનો ફળદ્રુપ સમુદ્રકાંઠાનો પ્રદેશ, મલબારકાંઠો. ચૂડા–કાઠિયાવાડનું ગામ કોયલાપુર—(?) ચૌઆલ–ચુંવાળ. ઉત્તર ગુજરાતમાં આવેલો પ્રદેશ જુઓ

" આરાસુરમાં અંબારાણી, ચુંવાળમાં બહુચરબાળી "

જંબુરી, સેવંત્રી, દીવા, દીવીડ [ સં. દ્વીપદંડ—ઉપરથી કદાચ ] –દીવબંદર, હાલનું પોર્ટુગીઝ સંસ્થાન. આ સ્થલો ગુજરાતનાં છે.

દંડકણ—કોકણ દેશ, પરશુરામની પ્રાચીન ભૂમિનો, પશ્ચિમકાંઠાનો સમુદ્ર-પ્રદેશ. નાસિકત્ર્યબક—મહારાષ્ટ્રનાં પ્રસિદ્ધ તીર્થો. અગાસી—અગાસ (?) વેતરણી—વૈતરણી નદી ભરતખંડની ઊડતાળીશ મહાનદીમાંની એક. જુઓ

" ચંદ્રભાગા ને કાસ્યપી, પયોરણા પ્રિયકાર;
વિશ્વામિત્રી સુપૂરણા વૈતરણી સરદાર."

—સકલશાસ્ત્રનિરુપણ

એરંડવેલિ, દેવગિરિ, માંડવગઢ—મહારાષ્ટ્રનાં સ્થલો. કલહથ, કલવર —(?) આસેદ—પાઠાંતરે 'આસેર,' અસીરગઢ (?) થાલનેર (?) બદરી—'બેદરા' 'બેદર,' હાલના નિઝામના રાજ્યનું નગર. દેવેર—(?) પાટણ, લાંગપુર—(?) પિહિઠાણ—પૈઠણ; 'પઈઠાણપુર પાટણ.' ભરુઅચ [ સં. ભૃગુકચ્છ-ભરુઅચ્ચ-ભરુચ ]–નર્મદાતટપરનું પ્રાચીન ભરુચશહેર, પ્રસિદ્ધ ભૂગોલવેત્તા ટોલેમીએ નિર્દેશેલું 'બારિગાઝા.' ઘોઘા—જૂનું નામ 'ગુંદીગઢ,' વલભી રાજાઓના વખતનું જૂનું બંદર, હાલના અમદાવાદ જીલ્લાનું ઘોઘાબંદર. જુઓ પ્રસિદ્ધ લોકોક્તિઃ

" લંકાની લાડી ને ઘોઘાનો વર."

ગિરુઉ ગિરનાર—ગિરિનગર, જૂનાગઢ. જુઓ

" ગરુઓ ગઢ ગિરનાર વાદળથી વાતું કરે ,
મરતાં રાખેંગાર રંડાપો રાણકદેવડી ! "

—કાઠીઆવાડનું કંઠસ્થ સાહિત્ય

પાવો [ સં. પવનગઢ ]—પાવાગઢ, મધ્ય ગુજરાતનો ચાંપાનેર પાસેનો પ્રસિદ્ધ ગઢ, કાલિકાદેવીનું ધામ. જુઓ

".મા ' પાવાની પટરાણી રાણી કાલિકા રે લોલ ! "

—વલ્લભ મેવાડો

ગંધાર—હાલના ભરુચજીલ્લાનું ગંધારગામ; પૂર્વે એ બંદર તરીકે બહુ જ પ્રસિદ્ધ હતું. ઊના—જૂનાગઢ પાસેનું ગામ, 'કુંવરબાઈનું મામેરું' થી જૂના સાહિત્યમાં સુપ્રસિદ્ધ મઊહા—મહુવા બંદર, કાઠિયાવાડની દક્ષિણે આવેલું બંદર. દીવ—દીવ બંદર.

પૃષ્ઠ ૯

૫૩-૫૯—ઝાંઝમેર—(?) તળાજ—તળાજા, કાઠિયાવાડનું જાણીતું ગામ ત્યાંનું તીર્થ 'બીજા પ્રાચીમાધવ' તરીકે કાઠિયાવાડ-ગુજરાત-માં જાણીતું છે દેવકુ પાટણ દેઉલવાસ—દેવના પાટણમાં જ્યાં દેવકુળનો [દેવળ] નિવાસ છે તે, પ્રભાસપાટણ યા સોમનાથપાટણ ચોરવાડિ જાણિ દેવાગ—કાઠિયાવાડનો મનોહર ને હરિયાળો લીલી નાઘેરનો પ્રદેશ મૂલ મહાદેવ—મૂલેશ્વર મહાદેવનું ધામ માંગલૂર—માંગરોળ, કાઠિયાવાડમાં સખોદ્ધાર—શખોદ્ધાર બેટ દ્વારકા પાસેનો શંખબેટ કછ—એ નામનો પ્રાંત. પંચાઉલિ—પાઠાંતરે 'પંચાયણ'—(?)

ગિરિનારિ—ગિરનારમાં. હિંગળાજ ખેત્ર—હિંગળાજ દેવીનું તીર્થ. અણહિલવાડું પાટણ—અણહિલપુરપાટણ, મધ્યકાલીન ગુજરાતની રાજધાની. ધોળકું, ધંધુકું—હાલના અમદાવાદ જીલ્લાનાં નાનાં શહેરો. ખંભાયતિ—સ્થંભનગરી-દીવાદાંડીના સ્તંભને લીધે અનેક નામોથી પ્રખ્યાત જૂનું ખંભાત-બંદર. જુઓ

(૧) "આગઇ નગરી જેવહતણી, પવિત્રપણઇ રાખઇ તેહતણી
નગર જોઅતાં મન મોહંતિ, પાંચ નામ એહેનાં બોલંતિ ૯
પહિલઇ નામઇ ત્રંબાવતી, બીજઇ નામઇ ભોગાવતી,
ત્રીજઇ નામઇ લીલાવતી, ચઉથઇ નામઇ અમરાવતી ૧૦
નામ પાંચમઇ ખંભાવતી, વિચિત્રપણઇ જાણિ સરસતી !
જેહેવૂ નામ તેહેવૂ પરણામ, એહ નગર છઇ ઉત્તમ ઠામ" ૧૧

—નરપતિ પંચદંડની વાર્તા આદેશ ત્રીજો

(૨) વળી જુઓ

"નગર ભલાં રે ત્રંબાવટી કેળબીજોરાંની વાડી રે!"

—નર્મદસંપાદિત નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત

હિન્દનાં તેમ જ ગુજરાતના ઉપર વર્ણવેલાં અને હવે પછી બીજી વાર આવતાં ભૌગોલિક સ્થલોના સ્થાન પરત્વે આપણી પાસે મળતી માહીતી જૂજ છે આથી તેતે સ્થાનોનો અમુક સ્થળે હોવાનો નિર્ણય કરવો એ ઘણું જ અઘરું કામ છે, આપણા વિરલ પ્રમાણગ્રંથો કે ઉલ્લેખગ્રંથો પણ હજીયે જોઇએ તેવા સંપૂર્ણ નથી કેટલેક સ્થળે તો તેઓ પરસ્પરવિરોધી

પણ હોય એમ જણાય છે. શબ્દોચ્ચારોએ અને જૂની પ્રતોના અણઘડ લહીઆઓએ પણ આ કાર્યને વિકૃત કરી બહુ જ અઘરું કરી મૂક્યું છે. આ સ્થિતિમાં રાજપાલના તીર્થપ્રવાસમાં જેજે સ્થલોનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેતે વિષે સંતોષકારક માહીતી નથી અપાઈ. જિજ્ઞાસુ અભ્યાસક આ માહીતીને સંપૂર્ણ કરવા માટે કનિંગહામનો ગ્રંથ, **નર્મદકૃત ગુજરાત અને કાઠીઆવાડ સર્વસંગ્રહ, દુર્ગાશંકર શાસ્ત્રીસંપાદિત ગુજરાતનાં તીર્થસ્થાનો, જ્ઞાનવિજયસંપાદિત જૈન તીર્થોનો ઇતિહાસ, નર્મદાશંકર દ્વિવેદીસંપાદિત 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો-વિભાગ ૧-૨'** તથા **કવીશ્વર દલપતરામસંગ્રહિત અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાસંપાદિત ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ** વગેરેવગેરે જોઇ લેશે તો કંઇક વિશેષ ચોકસાઈ આવી શકશે. **સંપાદક**

સુધિ [ સં. શુદ્ધિ ]—ખબરઅંતર. ભણી—માટે. નયરનિવેસ [ સં. नगरनिवेश ]—નગરના અંદરના ભાગમાં, ઠામમાં.

**પૃષ્ઠ ૧૦**

૬૦-૬૬ ભૂલો—માર્ગભૂલેલો, ભૂલો પડેલો. રાતિ!—રાજિત-હે રાજવંશી પુરુષ! કાજ સારી—કાર્ય સફલ કરી. પરદાર—પરકીય સ્ત્રી. અહીં માળણ. સ્વામી—મોટા માણસને સંબોધતાં 'સ્વામી' શબ્દના પ્રયોગનો જૂના ગુજરાતીમાં વપરાટ હતો. ભણી—કહી.

**પૃષ્ઠ ૧૧**

૬૭-૭૫ અંઘોલી—નાવણ, સ્નાન. જુઓ અંઘોલિયા, મર્દનિયા=હજામો. સાલિદાલિઘૃત ભોજન—ચોખા [ સાલિ ] દાળ અને ઘીનું ભોજન. જુઓ

(૧) "બેઠા ગોખે સોગઠે રમે, શાલિદાલિ વિના નવિ જમે."

**—નયસુંદર: રુપચંદકુંવરરાસ**

વળી તે કાલની ભોજનરીતિ માટે જુઓ

(૨) "× પહિલઉં પરીસ્યા ફલાવલી, ખંડખાદ્ય, પકવાન્ન; પછઇ પરીસ્યાં ઉરહાં અન્ન. તાં વિશાલ સ્થાલિ પરીસી શાલિદાલિ, ઘૃતતણી નાલી, પાખલિ શાકતણી પાલિ. ઊપરિ કૂર કરંબા દહીં વાપરઇ. ઇણિ પરિ લોક ભોજન કરઇ."

**—પૃથ્વીચંદ્રચરિત્ર: ચતુર્થ ઉલ્લાસ**

ધોસ—લચપચતુ જુઓ

"જાણિ છઇ અમીનૂ ધોવ"

—મણિલાલ વ્યાસસંપાદિત લાવણ્યસમયગણિકૃત વિમલપ્રબંધ ખંડ ૧

—જીભ જાણે અમૃતનુ ગુલ્લુ—હુઓ—હોય એમ લાગતુ હતુ 'ધોવ' ગુલ્લાને મળતો શબ્દ લાગે છે આપણે—'લદબદતો કરાગ' ન્હીએ છીએ તેમ ઘીની છાકમછોળવાળુ ભોજન એ અર્થ લાગે છે

ખાટતસાઈઈ—તગાઇ પાથરેલા પલગ ઉપર સદી [ સ સ હિ તે જ ]—ભ્રષ્ટ સંસ્કૃતનુ લખાણસ્તાવેજોમા ઊતરી આવેલુ રૂપ અર્થ એ કબુલ છે, એ નોક્કસ છે સવિસ્તર અર્થ માટે જુઓ **દિવાનબહાદુર કેશવલાલ ધ્રુવસંપાદિત ભાલણકૃત પૂર્વકાદંબરી સમજૂતી પૃષ્ઠ ૨૨૮**

આધા—પાસે આધુનિક ગુજરાતીમા આઘુ' નો આ અર્થ ઊલટો લાગશે, જૂના ગુજરાતીમાં આ જ અર્થમા તે શબ્દ બહુધા વપરાતો જ્યા હોય ત્યાથી દૂર બીજા પાસે જવુ એ ભાવમા જૂનો પ્રયોગ થતો લાગે છે જુઓ

(૧) 'આગ જેમ તન ઊન્હો સાસ, મોટઇ સરિ મૂકઇ નીસાસ
ગણિકા આધી છાની જાઇ, હિયડ ઊપરિ મૂકઇ પાય" ૪૯૧

—કુશલલાભ માધવાનલની કથા

(૨) અસમાધિ ફેડી રાજા કુંઅરી આધી તેડી

—માણિક્યચંદ્ર પૃથ્વીચંદ્રચરિત્ર ચતુર્થ ઉલ્લાસ

દોઈ [ સ દ્વિ ]—બે 'ભાઇ ભણી ભલેરા ભયા—'પધારો ભાઇ!' એમ બોલી સારી પેઠે [ ભલેરા ] બેઠા [ ભયા ] આયસ—[ સ આદેશ ] હુકમ આજ્ઞા જુઓ કડી ૩૪

અવધારિ—વિચારમા લો, વિચારો પોઢી [ સ પ્રૌઢ ]—મોટી ઉમરની, પરણવા જોગ ઊદરૂ [ સ આરાત પાસે ]—ઓરૂ, ઓરાં, પાસે ઊલટો શબ્દ 'પદરૂ [ ઘણુ કરીને સ પ ઉપરથી ] સુરતજીલ્લામાં 'ઓરાં આવ' એ પ્રયોગ હજી પ્રચલિત છે વળી જુઓ

'ઓરાં આવની સલણા પ્રભુ! શામળા જો!"

—દયારામ ગરબીઓ

વળી અરહુપરહુ ઓળખીતાપાળખીતા, ઝટપટ વગેરે દ્વિરુક્તિથી થયેલાં શબ્દોના રૂપો માટે જુઓ **કાદંબરી મમજૂતી પૃષ્ઠ ૨૬૩**

મેલાપક—વરવધૂનો મળતો આવતો ગ્રહયોગ જોગઇ—વાગ્દાનથી જોડો, લગ્ન નક્કી કરો ઠાય [ સં સ્થાન ]—ઠેકાણે

પાઇ-પાળા પગપાળા, પાયક મળ્યા પાર. વાસ-ઉતારા, વાસો દેવાલિ [ સં દેવાલય ]—દેવમંદિરમા

પૃષ્ઠ ૧૨

૭૬–૮૨ કન્યા કહીં કુઆરી રહિ ?–શુ કન્યા ક્યાય કુંવારી રહે? એ તો પરણશે જ રાજાના વિચારો પણ 'ડોસો કુંવારો મરે, ડોસી કદી પણ નથી મરતી એવા છે માગાં—હાથની માગણી, પાણીગ્રહણ માટે દરખાસ્તો. જિ સરજૂ તિ હુસિ તિહાં—અદૃષ્ટમા નિર્માણ થયુ હશે તે જ થશે રાજા ઉપરઉપરથી બેદરકારી બતાવે છે તતખણ [ तत्क्षण ]—તરત જ તામ-ત્યા મનસુધિ [ સં मनः शुद्धि ]—મનને શુદ્ધ-જાગ્રત-રાખીને સુધબુધ ઠેકાણે રાખી પૂરતી ગણતરી કરીને સિદ્ધિ—પૂર્ણ કામના અર્થવતા કરી-હસા વતીને નીહાળીનીહાળીને જોઈ ઉચ્છગિ [ સં उत्सग ]—ખોળે મંત્રીએ ભાવિ યુવરાજકુમારવધૂને વગીલ તરીકે ખોળે બેસાડી ફલ દીદ્ધ—શ્રીફલ આપ્યુ [ દીદ્ધ ] એક માસ અમ્હ બોલ જ વહિ—અમારો કોલ [ બોલ ] એક મહીના સુધી ચાલે [ વહિ ] માસદિવસ—મહીના એક સુધીના દિવસો અવર [ સં अपर ]—બીજા એવડી ગ્રહગતિ થાશુ કિહાં ?— [ વિક્રમચરિત્ર ન આવે તો પછી ] મારી શી ગ્રહદશા [ ગ્રહગતિ ] થાય? અવધિ [ સં ]—અવધ, મુદત આય—વિલબ. કાર—કરાર, બોલી

પૃષ્ઠ ૧૩

૮૩ ૯૧ જાણ [ સં ज्ञान ]—વિદિત ખબર ઊફરાટો [ સં ऊर्ध्व + वर्ती ]—રીસથી ઊભો થયો ઝાડ થયો એટલે ગુસ્સે, આડો, વાંકો એ અર્થ પણ નીકળે. રીસ ભરી—રીસનો માર્યો દ્રામ—પૈસા ઘર બિઠા પુન્યનૂ લાભ હૂ લેહેત—અહી જ બેઠાબેઠા હુ પણ પુણ્યનો લ્હાવો [ લાભ ] લેત તાહરા કાજિ—તારા કાર્યાર્થે, તારે માટે અનેરૂ [ સં अन्यतर ]—બીજુ, ભળવુ રાજપાઇ ! અમ્હે—રાજપાઇ ! તમે ઘર બેસો, તમને કામની સુપ્રત કરવામા અમારો જ ગુનોહ થયો છે વિક્રમરાજ અહીં પ્રધાનપદ લઇ સેવા સાથે સખ્ત વાક્પ્રહાર—કટાક્ષ—કરે છે

અરજિયો—નાખુશ થયો ઉદાસ—ખિન્ન મનનો દેસાઉરિ ઘરવાસ—દેશાવરની રખડપટ્ટીની વિટંબનાઓ વહોરી ઘરની અંદર રહેવાનો લાભ ગુમાવી વિયોગી બન્યો કર્મવિહુણો કાં લવિ ?—બેનસીબ માણસે પોતાની બેનસીબી માટે કયા જઇ લવારો કરવો [ લવિ ] ? સભા સહિત સાચૂ કહૂ—ભરસભા વચ્ચે-પંચ સમક્ષ-પ્રધાને સત્ય કહ્યુ પણ તે રાજાએ નિશ્ચયપૂર્વક [ નિટોલ ] ખોટ્ટૂ માન્યુ [ કૂડૂ કરિ ] 'નિટોલ' શબ્દના અર્થ માટે જુઓ

"પાતશાહ મૂકિ વન ઘાલી વિસમા ભૂમિ ભોલ
જે કો માહારી આણ ન માનઇ ચૂકઇ ઠામ નિટોલ " ૬૨
—કાન્હડદેપ્રબંધ ખંડ બીજો

પરતક્ષ નિટોલ—રાજકુમાર। તમે સાક્ષાત્ લક્ષ્મી [ પરતક્ષ લક્ષ્મી ] ને તરછોડી [ પરહરી સં પરિહૃ ] તેથી જરૂર [ નિટોલ ] તમે રસશૂન્ય [ નીરસ ] છો. અરસિકને રસની વાત શા માટે ક્હેવી ? તુમ્હે લહુયા નિ લાડિકા સ્રોય ન જાણો વાત—તમે બાળારાજા નાના [ લહુયા- [ સં લઘુ ] ને ન્હાવયના [ લાડિકા ] એટલે સ્રીવિષયક [ સ્રીય વાત ] શું સમજો ? પુન્યિ રાત—જો તમારી છઠ્ઠીની રાત્રિએ વિધાતાએ સૌભાગ્યના લેખ લખ્યા હોત તો તે પુણ્યથી તમે પદમિનિને પરણવાનો લાભ લેત સરજિઉ [ સં સૃજ ]—નિર્માણ થયું વિધિલેખ લખ્યા હેમાચલ [ સં હિમાચલ ]—હિમપર્વત, હિમાલયપર્વત તન [ સં તનુ ]—દેહ ચૂરિઉ [ સં ચૂર્ણિત ]—ચૂરા કર્યાં ગાળ્યુ ઓગાળ્યુ એ અર્થમા કરવત કરિ કેદાર—કેદારતીર્થમા જઇ કરવત મૂકાવ્યુ ભૂખો થઇ ભિરવ પડિ—ઉપવાસી રહી ભિરવઝાપમા પડે અસનના વખતમા (અંધ)શ્રદ્ધાળુ યાત્રાળુઓ કાશીયાત્રાએ જઇ ભૈરવજાપ (ઝાપ) નામની સખ્ત ને આકરી શુદ્ધિક્રિયાની કસોટીએ ચઢી જીવ કાઢતા જુઓ 'ભઇરવઝાપ' શબ્દ માટે **શંકરપ્રસાદ રાવલસંપાદિત પ્રબોધબત્રીશી અથવા માણ અંધારાના ઉખાણા વૈરાગ્યવીશી** વળી જુઓ

"પાદપ કહે પેસો પાણીમા તે કમળે ખાધા ભૈરવજાપ
અર્ધજળ રહી ઈશ ઉપાસે આપોપૂ ખૂચાડી કાપ "
—**ઉદ્ધવ રામાયણ**

ભૂખે...નારી—આવી ભૂખ્યે પેટ ભયંકર દેહાત્મશુદ્ધિ કરી મરી જાય તે પુરુષ આવી પદ્મિનિને વરી શકે.

પૃષ્ઠ ૧૪

૪૨—૪૯ મોરકલા, મૃગલોચની, વપુ છિ મોહન વેસ—હંસા જાણે મોરના કલાપ [ મોરકલા ] જેવી, હરિણના જેવી આંખોવાળી અને જેનું શરીર મોહક રૂપવાળું છે એવી છે.

નવખંડ નીરખી નારી—મેં નવે ખંડોની સ્ત્રીઓ ધારીધારીને જોઈ. નવખંડ એ જૂની હિંદુ માન્યતાનુસાર હિન્દના નીચેના જૂદાજૂદા વિભાગો છેઃ "ઇલાવૃત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્યમય અને કુરુ." નર્મકથાકોશ છેલ્લા 'કુરુ' ને 'ઉત્તરકુરુ' અથવા 'ભરતવર્ત' કહી નીચેના ઉમેરે છેઃ—

"રામ, દ્રામાળા, હિરે, વિધિવસ અને મહી."

—નર્મદાશંકર : નર્મકથાકોશ

તોલિ [ સં. तुल्य ]—તુલ્યએ, સરખામણીમાં. નાવિ—ન+આવે. તારુણી [ સં. तरुणी ]—ત્રીજી અવસ્થાવાળી જુવાન સુંદરીઓ. સ્ત્રીઓની છ અવસ્થાઓ ગણાય છેઃ

"કન્યા સપ્ત સુવર્ષ લગી, ગૌરી દ્વાદશ ધાર;
મુગ્ધા અષ્ટાદશ લગી, મધ્યા ચોવીસ સાર.
પ્રૌઢા તો ચાળીસ લગી, વૃદ્ધા તે પછી જાણ;
ષટ્ સ્ત્રી અવસ્થા એ ગણી; કોવિદ કરે વખાણ."

—સકલશાસ્ત્રનિરુપણ

હે !......સંસારિ !—અરેરેરે ! નસીબ ! તેં આ શું કર્યું ? સંસારમાં તો ક્રમ [ ગતિ ] કંઇ ઊંધો જ છે, રામારૂપ વખાણતાં......બાહારિ—રમ્ય સુંદરીના સૌન્દર્યની તારીફ કરતાંકરતાં મારું હૃદય જાણે થાકીને બહાર નીકળી જાય છે, મને શુદ્ધબુદ્ધ રહેતી નથી. છેક—પાર, છેડો. જુ મુખિ જિહ્વા એક—જો મારા મોંમાં એક જ જીભ છે તો એવા મુખથી એ હંસાનાં રૂપવર્ણન થાય એમ નથી જ.

છાંડ રાગ—પ્રેમ છોડયો અર્થાત્ ગૃહ ને ગૃહિણીના સ્નેહનો ત્યાગ કર્યો. પ્રાયાગ—ગંગાયમુનાના સંગમ ઉપરનું પિતૃશ્રાદ્ધનું તીર્થ પ્રયાગ, હાલનું અલ્લાહાબાદ. અયોધ્યા—રામાયણની પુરાણપ્રસિદ્ધ વીરનગરી.

સરયૂતીર—જેના પર અયોધ્યાનગરી છે તે પવિત્ર નદી. સપ્તમીના પ્રત્યયનો અહીં લોપ થયો છે. મિથિલા—રાજર્ષિ જનકદેવની રાજધાની, ચંપા—ચંપારણ્ય

પૃષ્ઠ ૧૫

૧૦૦–૧૦૭ ઊડીસાની ઉત્તમ નારી—સૌન્દર્યવતી ઊરીય સ્ત્રીઓ. યાંહાં વાસિ શ્રીદેવમોરારિ—જ્યાં ઓઢિયા (ઓરિસ્સા)માં જગન્નાથજી [શ્રીદેવમૂરારિ] વાસો વસે છે એમનું તીર્થધામ છે ગોરારિ—મૂર નામના રાક્ષસના શત્રુ [બહુવ્રીહિ સમાસ] ભારતનાં ચાર ધામોમાં એક જગન્નાથપુરી ગણાય છે

> "બદ્રિનાથ શ્રીજગન્નાથ રામનાથ શુભ નામ;
> ચતુર દ્વારિકાધીશપ્રભુ, ઋષિમુનિના વિશ્રામ"
>
> —સકલશાસ્ત્રનિરુપણ

રેવાતટ મિ જોયૂં ભમી, નહિ નારી કો હંસાસમી—ગુજરાતની મહાનદી નર્મદાના કાંઠાઓ મે ભમીભમી જોયા પણ તે લાટદેશમાં પણ હંસા જેવી સ્વરૂપવતી મે જોઇ નહી 'વસંતવિલાસ'કારે સૌન્દર્ય ને રસિકતામાં અમર કરેલી લાટસુંદરીઓ પણ પ્રધાનમનને કંઇ વિસાતમાં નથી નર્મદાના ચાર નામો

> "રેવા અને સુનર્મદા, મોકલકન્યા જાણુ
> સોમોદ્‌ભવા ચતુર ભણે મુનિજન નામ પ્રમાણ"
>
> —સકલશાસ્ત્રનિરુપણ

નીરત [સં. निरति]—શાંતિ.

પૃષ્ઠ ૧૬

૧૦૮–૧૧૫ તાપીતટ—તપતી, સૂર્યપુત્રીનો કાંઠો આ કાંઠામાં ભમતાં ભમતા પણ રાજપાનને હંસાસમી સ્ત્રીઓ દેખાતી નથી સુરતીસુંદરીઓના વર્ણન માટે આધુનિક કવિની પંક્તિઓ સરખાવો.

> "હરિણી શી ચંચળવાન નાજુક ને નમણી,
> ફૂલની કળીસમ સુકુમાર સુરતની રમણી"
>
> —નાનાલાલ નાનાનાના રાસઃ ભાગ ૧ અર્પણકાવ્ય

ફૂંકણુકેરો દેસ નિધાન...અતિપાન—ફળરૂપ કોકણદેશ નારીએળ, સોપારી-ફોફલ [ સં. पुगफिल ] અને નાગરવેલનાં પાનનું સ્થાન [ નિધાન ] છે. સરખાવોઃ

"ઘરિઘરિ વાડી, ફોફલ, પાન, નાલિકેર, કેલિનાં રાન;
સરસ દેસ ઘરિઘરિ નવાણુ, દિસઇ લોક અતિ હઇ સુજાણ." ૧૬

—નરપતિઃ પંચદંડની વાર્તાઃ આદેશ બીજો

સૌરાષ્ટ્રકુલસુંદરી—સોરઠ [ સૌરાષ્ટ્ર ]ની સુંદર કુલવધૂઓ. સોરઠની શગણી, સુંદરીઓ અને ઘોડીઓ વખણાતી એ જૂની ને જાણીતી વાત છે. મરહઠ—મરાઠાદેશ [ સં. महाराष्ट्र ] અને બીજાપુર, બ્રાહ્મણીવંશની આદીલશાહી શાખાની રાજધાની. મહારાષ્ટ્રની અતિસુંદર કુલવધૂઓનાં સૌંદર્ય-વર્ણન માટે જુઓ દયારામે કરેલું વર્ણન. પ્રક્રમી [ प्र+क्रम ઉપરથી ]—પરિક્રમા કરી.

કુરુક્ષેત્ર પૃથિવિમાં સાર—જગતના સારરૂપ કુરુક્ષેત્ર. સરખાવો

"धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।"

—भगवद्गीता

અતિપૂહલું પ્રથવીનું પીઠ—પૃથ્વીનો ઘણો વિશાલ [ પૂહલું ] પ્રદેશ [ પીઠ ]. અશ્વમુખાં...દીઠ—ત્યાં ( કુરુક્ષેત્રમાં ) મેં અશ્વના મુખના આકારવાળાં મનુષ્યો જોયાં.

પૃષ્ઠ ૧૭

૧૧૬-૧૨૪ એક કર્ણ...નરનારી–પ્રધાન પોતાના પ્રવાસની ભયંકરતાઓ અને ત્રાસનું વર્ણન કરતાં જણાવે છે કે: મેં કુરુક્ષેત્રમાં એકએક કાનવાળાં [ એકકર્ણ ], હાથીના કાન જેવા કાનવાળાં [ ગજકર્ણ ], કૂતરાના કાન જેવા કાનવાળાં, [ સ્વાનમુખાં ], નાગા દેહવાળાં [ વિણુઆભર્ણ ], બે શરીર ને બે મુખવાળાં [ પ્રા. बेसर–બે શરીરધારી ], ગધેડાના આકારવાળાં [ખરનિ આકારિ] અને સ્ત્રીપુરુષો એકબીજા સાથે સંધાઇ ગયેલાં [જડિતદેહ] મનુષ્યો જોયાં. તે દેખતાં અમે દરબારી [ રાઊત ]—આ સેવક–નાં હાંજાં ગગડી ગયાં [ ખલભલા ] ને વિચાર કરી [ વિમાસીનિ ] ત્યાંથી અમો હિંમતભેર પાછા હટ્યા [ વલા ]. ઈણિ પિરિ...ભમો—આવેઆવે પ્રકારે મારા દેહને મેં કષ્ટ આપ્યું [ દમ્યું ] ને હું પરદેશોમાં ભટક્યો [ ભમો ].

ગાજણૂં—ગાજતી. મ્લેછદેસ [ સં. म्लेच्छ ]—આર્યો પોતાથી ઈતર પ્રજાઓને મ્લેચ્છ-યવનો-કહેતા. હેમાજલ [ સં. हिमाचल ]—હિમપર્વત. 'ચ' ને બદલે 'જ' થયો લાગે છે. પર્વતનાં ગુથ—પહાડોનાં ઝુંડ—જુથ [ યુથ], ગિરિમાલાઓ. સમોવડિ—સરખી, જેવી. મારૂઆડિનો મોહોટો દેસ-નવકોટિ મારવાડનો મોટો મૂલક. યત્ન કરી-ગઢ પર ચડવાના દુઃખને લઇને શ્રમ કરી [ યત્ન કરી ]. પોહોર [ સં. प्रहर ]—જામ, રાત્રિદિવસનો આઠમો ભાગ.

પૃષ્ઠ ૧૮

૧૨૫-૧૩૧ જોયણ તેર—તેર યોજન, છપ્પન ગાઉના વિસ્તારવાળો આબુગઢ. ખપ—ઉપયોગ, જરૂરિયાત. મછદેશ [ સં. मत्स्यदेश ]-વિરાટનગર. દેસમાંહિ સીમ ગુજરાતિ, નગરમાંહિ શ્રીખંભાતિ—બધા દેશોમાં ગુજરાત તો હદ છે, એની વિશેષતાનો પાર નથી તેમ જ શહેરોમાં ખંભાત જેવું શહેર નથી. સોલંકીઓના વખતથી ગુજરાતની જાહોજલાલીની ને વેપારલક્ષ્મીની આપલે કરનારૂં ખંભાતબંદર હતું એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે.

એ સત્ય...પરિમાણુ—રાજા ! હું કહું છું તે ખરું માનો કે હું આ મહાપ્રવાસથી જીવીને પાછો આવી શક્યો તે જ જીવ્યા સરખું છે. માથા સાટેની એ મુસાફરી હતી.પરિમાન—માપ, પ્રમાણ.

સમીપઇ...અવિચલપદવાસ—કવિ ખંભાતની પાસે દરિયાને મળતા મહીસાગરનો અને સામે કાંઠે કાઠિયાવાડની દક્ષિણે ઊભેલા પ્રભાસપાટણનો —સોમનાથપાટણનો—ઉલ્લેખ કરે છે. મહી અને સાગરના સંગમ અને સામેથી દેખાતા પ્રભાસદર્શનને લીધે ખંભાત એક પવિત્ર તીર્થ બની રહ્યું છે, આથી ત્યાં માત્ર નાહાથી જ મુક્તિનો શાશ્વત લાભ [ અવિચલ-પ્રભુ-પદ-પણાનો વસવાટ ] મળે છે. ગુજરાતી કવિ પોતાનાં વતન ગુજરાત અને બંદર ખંભાતનાં મુક્તકંઠે ને ભક્તિભાવથી અહીં વખાણ કરે છે.

મંત્ર—મંત્રણા, વાતચીત. લખમણ પ્રેરો લીલાવતી—લીલાવતીએ લક્ષ્મણને પ્રેરણા કરી [ પ્રેરો ] તો જ મને હંસાનાં દર્શન થયાં.

પૃષ્ઠ ૧૯

૧૩૨-૧૪૧ તેજ તનતણી—તેવી [ તેજ ] કુમારી [ તન-તનયા ]ની વાત શી રીતે કહી જાય ? અથવા તે રાજકુમારીના શરીરના [ તન ]ના તેજની શી વાત કહું ? મારાથી કહ્યું જતું નથી.

શિલાબંધે—પથ્થર [ શિલા ]થી બાંધેલા પાખલિ—ફરતા આવાસ—મહેલ, રહેવાના ઠામ સાત ભૂમિ ઊંચો આકાશ—સાતમાળનો અને આકાશને અડકે એવો ઊંચો ભલ્લ કમાડ—સુંદર દરવાજા [ કમાડ સં કપાટ ] એ લોઢાની [ લોહડાના ] પાટો [ પાટિ—પટા, સીપો ] જડી હતી ઓળિ સાત—મહેલના દરવાજાના આગળામાં [ ઓગલિ ] સાતસો નવું લોહુ ઘણુ સંપુટ તાળા—હાથના સંપુટના—ખોબાના—આકારના તાળાં. જૂના ખંભાતી તાળા હજીયે ગુજરાતમાં વપરાય છે ભીડી—દીધાં પોહોર ફરિ—બબ્બે પહોરે ડંકો [ નોબતિ ] વાગતો પામિની—પ્રેમળ સ્ત્રી શત એક—સો રમતિ—ક્રીડા રમત નિગતિ [ સં નિ+गम् ]—વીતાવે કરિ કાર ગમિ—મનગમતા ધામો રે રૂપિ રવિમંડલ રુધીય—હંસાવતી તેના દેદીપ્યમાન તેજથી સૂર્યમંડલ [ રવિમંડલ ]ના તેજને પણ ઢાંકી નાખતી ખાળતી [ રુધીય સં रुध्—અટકાવવું ] તેર વરી—તેને તેર વર્ષ થયા હતા સ્વય વિધાતા હાથિ ઘડી—બ્રહ્માએ એ હંસાવતીને સ્વહસ્તે જ નિર્મી હતી [ ઘડી ] ભીની વ નિ—જે સ્ત્રીનું શરીર હમેશાં ભિન્નયનું રહે એ અતીવ કોમળ સુંદરતાનું ચિન્હ છે ઉત્તંગ સ્તન—ઉપસેલા સ્તન [ उत्तुंगपीन पयोधर ] અધુર પ્રવાલ—નીચલા ઓ૦ [સં आह] પરવાળાં [ સં प्रवाल ] જેવા રાતાચોળ હતા વેણીદંડ યમુ મહાકાલ—એની ગૂંથેલી વેણી વેણી મહાકાલરૂપના દંડ જેવી હતી શિસ રાખડી વાલ—લાલ પત્તરાગથી જડેલું એના માથાનું ઘરેણુ હતું ગાલિ બિસની ઝબકિ ઝાલિ—એની ઝાલ—કાનઝૂમણું—ગાલને બરાબર લાયક હતી અને તેજના ઝબકારા મારતી હતી કંઠિ મુક્તાહાર અમૂલ—જેનું મૂલ્ય ન થઈ શકે એવો મોતીનો હાર હતો નિર્મલ નાસિક ઊપરિ ફૂલ—સ્વચ્છ નાકે હીરાની જડ [ ફૂલ ] શોભી રહી હતી ચક્ષ ચાલતા પ્રથિવી ચલી—જ્યાંજ્યાં હંસાના નેત્ર ફરતા ત્યાંત્યાં પૃથ્વી જાણે ચલાયમાન થતી, ભૂકંપ થતો તેજિ કરી ત્રિભોવન ખલભલિ—હંસાના તેજથી ત્રિભુવન—સ્વર્ગ મૃત્યુ-પાતાલ—ડોલી ઊઠતા હાલી જતા [ ખલભલિ ] આખિ ભરી—અણીદાર ને મેશ ઘાલેલી આંખોની હું શી શી તારીફ કરું ? નરહ—નરનું 'હ' એ સંબંધાર્થ ષષ્ઠીનો પ્રત્યય છે મન ઘડિ—મન લુબ્ધ થાય, ચલિત થઈ વિહ્વલ થાય ઇંદ્રાદિક—દેવોના રાજા ઇંદ્ર વગેરે ઇંદ્રના અપાર વૈભવ ને જીવનમહોત્સવાલી માટે જુઓ પૌરાણિક કથાકોશ. પડિ—મોહ પામી ધરણી ઢળે કામવશ

થાય નિમેષ—આંખનો મચકારો વીજ [ સં. विद्युत् ]—વીજળી રગા દાંત ખીજ—બાલ પોથીથી રગેલા દાતો દાડમના લીલા દાણા જેવા દીસતા સિંહકટી - સિંહના જેવી કેડમાં પાતળી, સિહના જેવી પાતળી કટિવાળી જુઓ

" मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभि ।"

—પાતળી કેડવાળી, ગભરાયેલી મૃગીના જેવી આંખોવાળી ને ઊંડી નાભિવાળી—

—कालिदास : मेघदूत

સહી કુડી—વીસ સખીઓ, બહેનપણીઓ યતિ ચનિ જોતા કટિવક —એની કેડનો વાંક જોતા મનને અકુશમા રાખનારા–યતિઓ–કામવિહ્વળ થતા કામી પુરુષતણો શૂ વાક ?—આમ હોય ત્યારે કામીજનો ચલિતચિત્ત થાય તેમા તેમનો શો અપરાધ, વાંક [ વક્ર ] ?

પૃષ્ઠ ૨૦

૧૪૨–૧૪૮ મૂદડી [ સ मुद्रिका ]—વીંટી ચરણુચીર પીતાબરતણો —પીળી રેશમી સાડીનુ ચીર ચોળીઇ ખાપ કીઓ ઘણો—ચોળીમાં આરસીઓ [ ખાંપ ]નુ ભરતકામ કર્યું હતુ ખનખનિ—વિવશ થાય સુકસનકાદિક—(૧) શુકદેવ, ગર્ભયોગી શુક કૃષ્ણદ્વૈપાયન વ્યાસના પુત્ર ઘૃતાચી નામની અપ્સરા શુકી—મેના નુ રૂપ લઇને ભૂમિ ઉપર ફરતી હતી તે દિવ્ય રૂપ ધારણ કરેલી એક વખત વ્યાસની દૃષ્ટિએ પડી એને જોઈ વ્યાસનુ વીર્ય પડયુ તેમાથી થયેલા પુત્રનુ નામ 'શુક' પડયુ એના ગર્ભજ્ઞાનનુ એને ઘમડ હતુ વ્યાસે એને બહુતાશ્વ જનક પાસે મોકલ્યો ત્યાં એનુ ઘમડ ઊતરી ગયુ હતુ એનુ લગ્ન બર્હિષદ નામના પિતરની કન્યા પીવરી (વીરિણી) જોડે થયુ હતુ તેનાથી એને પાચ પુત્રો—કૃષ્ણ ગૌરપ્રભ, શભુ, ભૂરિસૃત અને જય—તથા એક પુત્રી કૃત્વી અથવા કીર્તિમતી–થયાં હતા જુઓ **પૌરાણિક કથાકોશ**

(૨) સનક–બ્રહ્મદેવના ચાર માનસ પુત્રો સનક, સનત્કુમાર, સનત્સુજાત (સનાતન) તથા સનદન–માંનો એક ચારે ભાઇઓ મોટા બ્રહ્મનિષ્ઠ હતા જુઓ **પૌરાણિક કથાકોશ**

જાણિ સોનિ કુદણુ રસ્યૂ—જાણે કે કુદનને સોનાનો ઢોળ ચગાવ્યો હતો. લીલાઇ—રમતમાં. પાગ—પદ પગલાં ગજપતિ પાગ ખલકિ નેઉરી—ગજગામિની હંસાને પગે ઝાંઝર [ નેઉર સં નુપૂર ] નો ઝણકાર—છમ છમ અવાજ—થતો ત્રિપુરારિ—શિવ, ત્રિપુર રાક્ષસના શત્રુ ત્રિપુરાસુર—ત્રિપુરનગરનો ત્રિપુરરાક્ષસ એનું નગર અગ્નિ શસ્ત્ર અને જળથી અભેદ્ય દુર્ગવાળું હતું એ નગરકોટને શિવે કાર્તિકી પૂર્ણિમાને દિવસે ભસ્મીભૂત ર્યું હતું જુઓ **નર્મકથાકોશ**

સસિયર સમાન—ચંદ્રમા જેવા મુખવાળી, શશિમુખી મદનસુલોચન—કામદેવના જેવી સુંદર આંખોવાળી, કામાક્ષી રૂપનિધાન—સૌંદર્યનું ભાજન સ્થાન અધરે બિંબ—ઓઠ લાલ બિંબ—પાકાં ઘીલોડાં—જેવાં રાતાચોળ હતા જુઓ

'पक्वबिम्बाधरोष्ठी ।—પાકા ઘીલાના જેવી લાલચોળ ઓઠવાળી—

—कालिदास मेघदूत

જંઘ કદલીસ્તંભ—કેળના થડ સમી સુદર જંઘાઓ હતી સ્યામા—યૌવનભર ગજગતિમંદા—હાથીની ચાલની માફક ધીરગંભીરતાથી ઠમકીને ધીમાં પગલાં લેતી સુભગા [ સં ]—ભાગ્યવતી પીનનિતંબ—જેના નિતંબ સાથળો—ભારે [ પીન ] હતા જુઓ

'श्रोणिभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्याम् ।

—જંઘાભારથી ધીમી ગતિની ને સ્તનભારથી નીચી નમેલી—

—कालिदास मेघदूत

આદ્યજનિતા—જગતને ઉત્પન્ન કરનારી આદ્યશક્તિ અંબા પાર્વતી જુઓ મેઘદૂતમાં યક્ષ પોતાની પત્નીનું આવું જ ચિત્ર મેઘ આગળ રજુ કરે છે

"या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ।"

—'સ્રીસંબંધમાં બ્રહ્મદેવની આદ્યસૃષ્ટિ જેવી તે ત્યાં આગળ હશે.'—

—मेघदूत

મદમૃગ સ્વરૂપિ—રૂપમાં કસ્તુરીહરિણીના જેવી. મદા ગાલરી—પ્રેમના મદ-મીણા-થી સુરત, ગભરાયલી. મદભર ચાલિ—ઠરસાબંધ અભિમાની ચાલની. લોચન તરિ-એની આંખો પોતાની સુંદરતાને લીધે મુખકમલ ઉપર જાણે તરતી-તરવરતી-હોય એવી હતી, [તરલલોચના.] લિાહરિ ખાતી પગલાં ભરિ—હંસાવની ચાલે ત્યારે ઉતાવળું લપછપિયું નહોતી ચાલતી; તે ડોલતીડોલતી ધીમેધીમે લહેરીની ચાલે ચાલતી, તેની ચાલ મોહક હતી, તે લચકાતી ચાલે ચાલતી.

પૃષ્ઠ ૨૧

૧૪૯—૧૫૫ સીલ [ સં. શીતલ ]--ધીમા, ઠંડા. સાસતી—શ્વાસ લેતીલેતી, ધીમેધીમે. સાહજ સ્મરિ ઉન્મતી—સ્વાભાવિક [ સહિજ-સ્વભાવજન્ય ] કામદેવના રંગથી [ સ્મરિ ] મદમાતી હતી [ ઉન્મતી ]. હાવભાવ દેખાડઇ હસી—આછું સ્મિત કરીને એના અંદરના મનોભાવ ( ઇંગિત ) એના શરીરના હલનચલનથી સ્પષ્ટ કરતી હતી. હાવભાવના રસિક પ્રદેશમાં ઉતરવા ઇચ્છતા જિજ્ઞાસુએ સવિસ્તર હકીકત માટે **છોટાલાલ ભટ્ટકૃત 'રસશાસ્ત્ર'**માંના અથવા **સકલશાસ્ત્રનિરુપણ**માંના નાયિકાલક્ષણનું પ્રકરણ વાંચવું. હાવની સંખ્યા સોળની છે:

" કિલકિંચિત, વિભ્રમ, લલિત, હેલા, લીલા, હાવ, વિહ્રૃતિ, કુટ્ટમિત, મદ, તપન, મૌગ્ધ્ય, મોટ્ટાયિત, વિચ્છિતિ, વિચ્છોક, વિલાસ અને વિક્ષેપક."

— **નર્મકથાકોશ**

વળી જુઓ તેત્રીસ વ્યભિચારી ભાવ:

" આલસ્ય, અસૂયા, હર્ષ, અમર્ષ, વિષાદ, ગર્વ, સ્મૃતિ, ધૃતિ, મતિ, સુપ્તિ, ગ્લાનિ, નિર્વેદ, શ્રમ, શંકા, નિદ્રા, વ્યાધિ, વિબોધ, વિતર્ક, વ્રીડા, આવેગ, મરણ, મોહ, મદ, ઉન્માદ, અવહિત્થ, અપસ્માર, ઉગ્રતા, ઔત્સુક્ય, ત્રાસ, દૈન્ય, ચિંતા, ચપલતા અને જડતા."

—**નર્મકથાકોશ**

જાણિ ઇન્દ્રતણી ઊરવસી—જાણે હંસાવતી ઇદ્રની અપ્સરા ન હોય એવી મંદમંદ હસીને હાવભાવનાં દર્શન દાખવતી.

ઉર્વશી—સ્વર્ગમાં નૃત્યગીત કરનારી રૂપમોહિની અને ચાતુર્યસંપન્ન દેવાંગનાઓમાંની એક. એમની સંખ્યા સાઠ કોટિ છે તેમાં રંભા, તિલોત્તમા, મેનકા, ઉર્વશી એ મુખ્ય છે. તાપસોને છળવા ઇદ્ર એમને મોકલે છે.

સમુદ્રમંથનકાળે દાસી સહવર્તમાન એ નીકળી હતી. પાણીમાંથી [ સં. -અપ્] નીકળી માટે અપ્સરા. નરનારાયણના ઉરૂ સમીપ સ્થિત હતી તેથી તેનું નામ ઈંદ્રે 'ઉર્વશી' આપ્યું હતું. ઉર્વશીના વિગતવાર ઇતિહાસ માટે જુઓ **પૌરાણિકકથાકોશ.**

બારે કાલ—બધાએ વખતે. કાલ ત્રણ છે. કવિએ 'બાર કાલ' પ્રયોગ શાથી કર્યો હશે તે સ્પષ્ટ સમજાતું નથી. નેત્ર વિશાલ—હંસાની આંખો કાન સુધી પ્રસરતી લાંબી ને વિસ્તૃત હતી. સંગ—સહવાસથી તવ કામી—હોઇ—ત્યારે પુરુષને દ્વિગુણો [ બિમણો ] કામવિકાર થતો. કામિની...ભંડાર—તે રમણીય સુંદરી કામદેવના રસનિધિ [ ભંડાર ] રૂપ હતી.

કવિતા—'કવિ'ના અર્થમાં જૂના ગુજરાતીમાં આ શબ્દનો વપરાટ ચાલુ રહ્યો લાગે છે. જુઓ

(૧) "કર સાહી કવિતાતણો મારગ મૂઢ દેખાડી."

—શંકરપ્રસાદ રાવલસંપાદિત શ્રીધરકૃત
"રાવણમંદોદરી સંવાદ"

(૨) "બુદ્ધિમાનિ તાં મિ સ્તવ્યૂં, ચતુર સ્કંધમાંહિ એહ;
કવિતા ! કોએ રીસ મ આણસ્યો હૈવી પ્રબંધ એહ."

—ભાલણ: મૃગાખ્યાન

ભીડવિ—ભીડવે, સરખાવે. ધિક ! કવિતા...કુણ માત્ર ?—મધુસૂદન રાજપાલદ્વારા જણાવે છે કે સુંદરીમુખને શશી સાથે સરખાવો એમ જે કવિઓ કવે છે તેઓને ધિક્કાર છે; શશી તો સ્થિર છે. એ હાવભાવનાં દર્શન ક્યાં કરાવી શકે છે ? હાવભાવથી પોતાના અવયવોને [ ગાત્ર ] ને શોભાવે તેની આગળ ચંદ્ર તે કોણ લેખામાં ?

સુરતસમિ—સંભોગકાલે. રંગ—રસાસ્વાદનાં ઉપભોગસુખ. કાઈ લાજિ—શરીરથી લજ્જા પામી. રતિક્રીડાવખતે લજ્જાના સંકોચથી દેહદાન કરે [ અંગ આપિ ]. ચપલ ચક્ષ ઉનમિલન કરી દીન વચન ભાખિ સુંદરી —તે સુંદર સ્ત્રી તરલ આંખોને ઉઘાડવીંચ કરી અસ્ફુટિત બોલ બોલે છે.

રાજપાલે હંસાનું સ્વરૂપવર્ણન કરતાં નાયિકાનાં બધાંએ લક્ષણ -લગ્નોત્તરકાલનાં પણ-હંસાના વિવાહ પહેલાં દર્શાવી દીધાં છે. તે ઔચિત્ય-બુદ્ધિથી વિરુદ્ધ જાય છે. કોઇએક બીજી પદ્મિનિનાં આટલાં પૂરેપૂરાં વર્ણન

કવિએ આપ્યાં હોતનો પણ ચાલત માત્ર રાજપાનના અતીવ તીન શોકની ને આશ્ચર્યની દશા સ્વીકારીએ તો જ આનો બચાવ વાજબી ગણી શકાય

**પૃષ્ઠ ૨૨**

૧૫૬-૧૬૫ શ્રવણ, વીણિ વિક્ષાતજ ચાલ—હંસાના કાન, વેણી [ વીણિ ] અને ગતિ [ ચાલ ] વિખ્યાત [ વિક્ષાત ] હતા, વખાણને પાત્ર હતા સુરતસ્વેદ પ્રસીઝિ ગાત—સુરતના પસીના—રતિક્રીડાના શ્રમથી—ઉત્પન્ન થયેલા પ્રસ્વેદથી તેના ગાત્ર ભીજાઈ જતા સખ્યા—આંક, હદ સખ્યા રૂપ લહુ—એના રૂપની વિવિધતાનો મારાથી પાર પમાતો નથી, એની રૂપવિવિધતાએ તો આડો આંક વાળ્યો છે ધુરિયકી—આગળથી છેક—પાર, છેડો અવગણ્યો—બેદરકારીથી ભગ્ન કર્યાં જૂના ગુજરાતીમાં 'ઉછટ'ની જાતિ પુલ્લિંગ છે પોહોતી પ્રાપ્ત થઇ ફળી, પૂગી પુહુતી, પ્હોતી, પ્હોચી સ પ્રાપ્ત, પ્રા પત્ત ઉપરથી હ્મારના પ્રક્ષપથી અને સ્વર સંક્રમથી 'પુહુત્ત' થઈ 'પ્હોત' પ્હોચ પ્હોક પુગ વગેરે થયેલ છે **જુઓ દિવાનબહાદૂર કેશવલાલ ધ્રુવસંપાદિત 'પૂર્વકાદંબરી' સમજૂતી પૃષ્ઠ ૩૩૨.**

કાત્યૂ પીંજ્યૂ થયૂં કપાસ!—હતુ તેવુ થયુ શ્રમ અફળ ગયો!

દેહ દમિઊ—શરીરને કષ્ટ આપ્યુ [દમિઊ સ દમ્-ઉપરથી] વરસાલિ [ સ વર્ષાકાલ ]—વરસાદમા વૂઠા મેહ—વરસાદ [ મેહ સ મેઘ ] વરસ્યા [ વૂઠા સ વૃષ્ ] હેમિ [ સ હિમ ]—હિમકાલે, હેમંતકાલે, શિયાળે હડબા ગ્ગ ગળિ—ટાઢથી હાડાગાત્ર—[ હડબા ]—ગગડી ગયા [ ગડગળિ ] ઝાકલ ઢાર—ધુમ્મસ ઢરિ—ઝાકળના ઠરેલા જલ બિન્દુઓ વરસાદનુ ભાન જાણે કરાવતા સેજ સિયાળિ સુખ—રસિક ગૃહિણી [ સ્યામા ]નુ સુખ શિયાળામાં [ સિયાલિ, સ શીતકાલે ] સ્વાભાવિક રીતે [ સેજ, સ સહજ ] યાદ આવતુ, અને ઘરનો વિયોગ સાલતો. સિર થાય—રાજપાન અહી એના દુઃખદ પ્રવાસનુ વર્ણન કરતા કહે છે કે મારે માથે પ્રચંડ સૂર્ય તપતો, નીચે [ તલિ ] રેતી [ વેલૂ સ વાલુકા ] તપીને દાહ ઉત્પન્ન કરતી, પ્રવાસ શરીરને અગ્નિના ભડકાથી જાણે બાળતો ભરઉન્હાલાનિ માંહ—ચૈત્રવૈશાખના ધગધગતા ઉષ્ણકાલમા ઝળ—ઝાળ જલિ—બળે ઝાંઝ્વા—મૃગજળો સીતોદક વાય [ સ શીત+उदक ]—ઠંડા પાણીની

ઠંડી હવાવાળો વાયરો [ वाय સં. वात ]. આઠ દિસિ—ચાર દિશા ને ચાર ખૂણાઓ. કવિએ દસે દિશા ગણાવી હોત તો પણ વિશેષ ઉચિત હતું. દવ [ સં. दावा ]—દાવાગ્નિ.

**પૃષ્ઠ ૨૩**

૧૬૬-૧૭૫ દોહિલિ [ સં. दुर्लभ, अप.+दुहुलिअ ]—દોહલું, વિકટ કપરું. ગમિ—વીત્યા. અનામ [ અ. इनआम=ખુશીથી કોઇને કાંઇ આપવું તે નઅમ=મન રાજી કરે એવું હતું એ ઉપરથી ]—ખુશીથી આપવાની વસ્તુ, ગરાસ, ભેટ. જુઓ **અમીરમીયાં ફારુકીસંપાદિત 'ગુજરાતી ફારસીઅરબી શબ્દોનો કોશ': પૃ० ૨૬.**

ભોમિ પડા મૂઝ હાથ—મારા હાથ હેઠા પડયા, હું નિરુપાય છું. સ્વ્યૂંખપ્યું—મહામહેનતે મેળવેલું. જિમ કૃપણનિ ઘરિ આથિ—જેમ કંજુસને [ કૃપણ સં. ] ઘેર ધન [ આથિ સં. अर्थ ] આવે તેમ.

કવિ મધુસૂદને રાજપાલમુખે કરાવેલું હંસાનું રૂપવર્ણન જૂના કવિઓની પદ્ધતિ ઉપર છતાં ઘણું જ સરસ ને સ્વતંત્ર છે. સરખાવો આ સાથે 'ચૌરપંચાશિકા'ની નાયકા શશિકલાનું વર્ણન:

(૧) "આજ અહ્મારઇ મનિ માનિની ચિંતુ ચંપકસોવન્નવની,
ગૌરિદામસરિખી સાર, મુખઅંબુજ વિકસિત આકાર. ૫૭
નાહાના રોમ ન આવઇ નયણિ સુતી ઊઠી માતાવયણિ,
સંભારઇ વિદ્યા વીસરી તિમ હૂં સમરું એ સુંદરી." ૫૮

**—ચીમનલાલ દલાલ: પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલ અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય: બિલ્હણ પંચાશિકા કાવ્યચઉપઈ**

કામકંદલાનું વર્ણન પણ આવું જ એકધારું છતાં રસિક છેઃ—

(૨) "ચંપકવર્ણ સકોમલ અંગિ, મસ્તક વેણી જાણિ ભુયંગ!
અધરરંગ પરવાલાવેલિ, ગયવરહંસ હરાવઇ વેગિ. ૧૮૮
નાક જિસ્યો દીવાની સીખા, બાંહે રતનજડિત બહરખા;
સીસફૂલ સોવનરાખડી, કંચણમયિ ઘડ રતને જડી. ૧૮૯
ગલિ એકાવલ નવસરહાર, કંકણનેઉર રણઝણકાર;
મુખ જાણે પૂનિમનો ચંદ! અધરબિંબ દિસઇ અરવિંદ. ૧૯૦

પીન પયોધર કઠિનોત્તંગ, લોચન જાણે ચકિત કુરંગ !
ભાલ તિલક, સિર વેણીદંડ, ભમરવંશ જાણે કોદંડ ! ૧૯૧
કોમલ, સરલ, તરલ આંગુલી, દંત જિસ્યા દાડિમની કુલી,
ખલકઇ ચૂડા સોવનતણી છિઇ ઘંટા સુહામણી. ૧૯૨
કેસરસિંહ જિસી કટિલંક, રતનજડિત કટિમેખલબંક,
જંઘ જુગલ કરિ કદલીયંભ, અભિનવ રુપઇ રમણી રંભ. ૧૯૩
અંગઇ ચંદન કેસર ઘોલિ, અધરદશન રંગિત તંબોલ;
અંજનસૂં આંજ આંખડી જાણે વિકસિ કમલપાંખડી !" ૧૯૪

—આનંદકાવ્યમહોદધિ - મૌક્તિક ૭ઃ કુશલલાભરચિત
માધવાનલની કથા

વિરહવેધ—વિરહનો ડંખ, દુઃખ. અનંગ [ સં. ]—કામદેવ જુઓ કામનાં વિવિધ નામોઃ

"मदनो मन्मथो मारः प्रद्युम्नो मीनकेतन. ।
कंदर्पो दर्पकोऽनङ्गः कामः पचशरः स्मरः ॥
शबरारिर्मनसिजः कुसमेषुरनन्यजः ।
पुष्पधन्वा रतिपतिर्मकरध्वज आत्मम्. ॥

—अमरसार

સપરાણ [ સં. स+प्राण ]—બળવાન જુઓ ગુજરાતી શબ્દ 'પરાણે' —પ્રાણે—બળથી વિરાગ્યો—હસાના અનુરાગમાં વિશેષ લુબ્ધ થયો. જ્યાંહાં. હંસાકુમારી—વિક્રમચરિત્રની પ્રેમવેદનાએ એને હંસાધીન કર્યો છે તેથી જ્યાંત્યાં એ હંસાની મૂર્તિને જ જોઇ રહ્યો છે. પલ્હાણ—ઘોડ સવાર થઇ વાજિ—ઘોડો. રાજપાલસૂં ત્રોડો તાગ—'રાજપાલ સાથે ચડભડચો' એ અર્થ નીકળી શકે ત્રોડો—તોડયો. તાગ—પાણીનો તાગ-પાર, ઊંડાઇ-તાગડો રચ્યો—'પ્રપચ ખેલ્યો' એમ પણ પ્રયોગ થાય છે.

હાથ ઘસિ.. રીસ—પુષ્કળ રીસ ને અકળામણની આ મનોદશા છે. દાહા—દહાડા. વાલો—વળાવ્યો, જતા રહેવા રજા આપી.

૧૭૩ મી કડીમાં વિક્રમચરિત્રને કમંવાદી ચીતર્યો છે. અંતરિ—વચગાળામાં, દરમિયાનમાં. વિમાસણ—વિચાર [ સં. वि+मृश ઉપરથી ]

પૃષ્ઠ ૨૪

૧૭૬-૧૮૨ પરિયમ...ખાણુ—સૂર્યાસ્ત થશે [ ઊગિ ] ને હંસાનું મુખદર્શન કરીશ તો હું અનાજ [ ખાણુ સં. खाद्य ] ખાઇશ. પ્રતન્ય—[ સં. प्रतिज्ञा ]—ટેક, વ્રત, નિયમ. વલી...નીર—હંસાના મુખદર્શન પછી હું પાણી પીશ. પાણીપંથા—વેગીલો ઘોડો. સાહાણ—લશ્કર. જુઓ

"દશરથ રાજનિઙ, સાહણ સંખિ ન પાર.
નિદ્દનિદ્દ ઉચ્છવ પેખણાં સવિ કહિનઈ સુખકાર." ૮

—કેશવલાલ ધ્રુવસંપાદિત પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જરકાવ્ય : કર્મણકૃત સીતાહરણ : વિ. સં. ૧૫૨૧

સુણ સાહાણ, પતિ તૂં મૂઝ સાથ—સાંભળ ઘોડા ! તું જ મારાં લશ્કર [ સાહાણ ] માલીક ને સહાયક, સાથી [ સાથ ] છે.

પલ્હાણ પલ્હાણો—જીન નાંખ્યું, પાખર્યો, પાખર નાંખ્યું. તાજણો—ઘોડાની એક વિશેષ જાતિ. જુઓ નીચેનું અશ્વવર્ણનઃ—

"દેશ કાશ્મીર, કંબોજ કાબૂલતણા, ખેત્ર, ખૂરસાણ, સુધા બુખારા,
અવલ ઉત્તર પવન પાણીપંથા વલી, ભલભલા કચ્છી તેજી તુખારા.
નીલડા, પીલડા, સબલ કંબોજડા, રાતડા રંગ, કવિલા, કિહાડા,
કિરડીયા, કાલૂઆ, ધ્રૂંસરા, દુસરા, હાંસિલા, વાંસલા, ભાગલડા.
પવનવેગ પાખર્યાં ફોજ આગલ ધર્યાં, ચાલતા જાણે ચિત્રામ લેખ્યા !
એહવા અશ્વ ઊજેણીરાજતણે કટકમેં લાખ પંચાસ સંખ્યા."

—મોહનલાલ દેસાઈ: કવિવર સમયસુંદર

વાગો—જામો. બગચિ—કમરપટ્ટો (?) કરવાલ [ સં. करवालिका ]—તરવાર. જુઓ

"હર્યાં આયુધ કરિ રખવાળ, સન્નાહ પિહરેં કર કરવાલ."

—ભાલણ

ઊડણી—ખેચી, ઓઢણું. કંધિ [ સં. स्कंध ]—ખાંધે. પાર્કાં......ભરી—પાર્કાં પાંદડાંનો તોબરો [ પોહારડો (?) ] ભરી લીધો. હયવાગ—ઘોડાની લગામ. જુઓ

"ગોરી ! મેલો ઘોડલિયાની વાગરે ! કુંવરી ! વૈરાટની,
મારા રથને જવાનો દો માગરે ! કુંવરી ! વૈરાટની."

—લલ્લુભાઈ : અભિમન્યુનો ચક્રાવો

ઝાટકીને—ખંખેરીને પૂ૭ × કરિ—ચાલાક ઘોડાની ગતિનુ વર્ણન ખુરતા—એડી ધસમસ—જોશબધ શ્વાસભેર પોહિ ફૂટિ—પહો ફાટી [સ, प्रहर ઉપરથી] વારૂનીર—સુન્દર પાણીભર્યું બહુવ્રીહિ સમાસ મનસુદ્ધિ—મનની નિર્મલતાથી

પૃષ્ઠ ૨૫

૧૮૩-૧૮૧ અવાર—અણઆટકયો [સ अवार्य] સૂર્યપસાયિ—સૂર્યના તેજના પ્રસારથી અથવા સૂર્યના અજવાળારૂપ કૃપાથી [સ प्रसाद-प्रसाद] અતિહૂકડૂ—બહુ જ પાસે ત્રાબાનો ગઢ—ત્રબાવટીની ખભાતની કીલ્લેબધી ચોહો [સ चतुर सुहु-चोहो] ચાર અપાઇ—ફેર આવે [પ્રા झपइ]—જુઓ **हेमचंद्र प्राकृतव्याकरण ८ : ४ ११६**

પીરોજા [ફા पारोजी, फीरोजी]—આસમાની લીલુ તપિ—તપે ચળકે નિલાટિ [સ निलाट]—કપાળે કરિયો ૧૮૮ થી ૨૦૦ સુધીમા ખભાતનુ સરસ વર્ણન છે

રયણાર [સ रत्नाकर]—સાગર અરબી સમુદ્ર ગડગડિ—મોજાના અવાજો વડે ગર્જના કરે મહીયનદીનો કય—સાગર મહીનદીનો પતિ ચંપાવ્યો—ખેચ્યો, અટકાવ્યો વિતપતિ—વિશેષ દીપતો, ચળકતો (?) ટોડા—ટોડલા, ટોલ્લા ત્રિકલસા—ગઢના શિખરો

પૃષ્ઠ ૨૬

૧૯૨-૧૯૯ ભરણુ—ભરતી સવલા આભરણુ—બધાએ તીર્થોમાં શ્રેષ્ઠ [આભરણુ સ आभरणं] જોયણુ [સ योजन]—ચાર ગાઉનુ એક યોજન પાખલિ—ફરતા પ્રાકાર—પગાર, કોટ ધવલહર [સ धवलगृह]—અગાશી સોવન્નમિ [સ सुवर्णमय]—સોનાના જાલમાલ—જાળિયા-બારિયાં નાના નવરગ—વિવિધ પ્રકારની ને નોખી પચશબ્દસૂ—પાચે સૂરોમા જુઓ

"તત્રી તાલ સુઝાઝ વળી જાણુ નગારુ ચાર
પંચમ શરણુઈ ફૂકથી વાજીત્રના પ્રકાર"

—સંગીતશાસ્ત્રનિરૂપણ

ચગ—મોરચગ, મોથી પકડીને વગાડવાનુ એક વાજુ ઇંદ્રનીલમણિ—નવ રત્નોમાનુ એક નવ રત્નો

હીરક (હીરા), માણિક્ય (માણેક), મુક્તા (મોતી), પ્રવાલ (પરવાળું), મરકત (પાનું), પુષ્કરાજ (પોખરાજ), ઇન્દ્રનીલ (નીલમ), ગોમેદ, વૈદુર્ય (લસણિયો.)

—નર્મકથાકોશ

વાનિ—વાને, રંગે. કૌસ્તુભમણિ—ચૌદ રત્નોમાંનું એક. જુઓ ચૌદ રત્નોનાં નામ:

"ચંદ્ર, લક્ષ્મી, સુરા (દારૂ) સસમુખી ઘોડો, કૌસ્તુભમણિ, પારિજાતકનું ઝાડ, કામદુઘા ગાય, ધન્વંતરી વૈદ્ય, ઐરાવત હાથી, પાંચજન્ય શંખ, સારંગ ધનુષ્ય, વિષ, રંભા ને અમૃત."

—નર્મકથાકોશ

કોસીસાં—કોટનાં કાંગરાવાળાં બાકાં. જુઓ

'કોડે છઇ કોસીસાં ઘણાં મૂખ ગવાખ મઠ મત વારણાં.'

—કાન્હડદે પ્રબંધ: ખંડ ૩: ૨૪૫

ચંદ્રાર્ક [સં.]—ચંદ્ર ને સૂર્ય. પીઠ [સં. पीठ]—ધામ. પતાકા—ધ્વજ. સાંતરાં—સામગ્રી. ખણિયાં [સં. खन्]—ખોદેલાં. કેલિઆંબ [સં. कदलीआम]—કેળો અને આંબાનાં વૃક્ષો જમલી [સં. यमल]—પાસે. જાય [સં. जाति]—જૂઈ. અરહટ [સં. अरघट्ट]—રહેંટમાળ, અરગડી. પાવટા—(૧) ઢોર ન જઈ શકે એવો ઢાળ પડતો આરો. પાવડા—કૂવા ઉપરના મંડાણના પાયા રૂપ બે લાકડાં અથવા પથ્થર. અરહટ ને પાવટા—કૂવા ઉપરના મંડાણ માટેના શબ્દો અથવા નદી કે દરિયાપરના ઓવારા પરના રેંટ ને ઓવારા. ખંભાત બંદરના દરૂાનું આ વર્ણન છે.

પૃષ્ઠ ૨૭

૨૦૦–૨૦૭ રંભ—અહીં રંભા સરખી નૃત્યવેશ્યાઓ. હાટ [સ. हट्टिका]—દુકાન. કરવી—નાળચાવાળી લોટી, ઝારી. કરવડો, કરવડી અથવા જળઝારી લઇ વિરોષઅતિથિની અર્ઘ્યપૂજા ને પાદોદક માટે પ્રધાનપત્ની લીધા જાય છે. સુકલેણી [સં. शुक्ल+इन्]—સુકૃતવતી. પોલિયો—દ્વારપાલ, ચોપદાર. ખાટિ—પલંગે. ખાણુયાસણી—ઘોડાની ચંદી. પરદૂણાગતિ જુઓ પૃ. ૨૮ ઉપરની સમજૂતી. મેહેલા—મહીલા. આડણી માંડી—પાટલો માંડયો. પુદ્દો—સૂતો.

પૃષ્ઠ ૨૮

૨૦૮-૨૧૭ કુલ [ સ. कमल ]—કોળિયા વેલા [ સ ]—ઘડી ધવરેવત-ધોળો. ધવલહર—[ સ. धवलगृह ]—આ સ્થલે ધોરાર, કોઠિયુ હાજિ—વિનયને લીધે પ્રાહોણ્ઞો [ સ प्राघूर्णक प्रा पाहुण्णअ—પ્હરોણો ] —અતિથિ, પરોણો જમિ—માટે પરિવાર—ફુરસદ, પરવાર

પૃષ્ઠ ૨૯

૨૧૮-૨૨૫ લોપાવો લાજ—શરમ છોડાવો. નમહાં—પાસે ક્રિયાવિશેષણ અવ્યય. વીસ પહોર—અઢી દિવસ. કઉ પરમાણુ—પાણુ આણ—આખડી બેડી, મનાઈ હાથ સાહરિ—પાણિગ્રહણ કરરો.

પૃષ્ઠ ૩૦

૨૨૬-૨૩૪ દાખવો—બતાવો. પ્રકારિ [ સ. ] પેરે રીતે ફ્યા કબિરા—કોહેલો કાબજો એટલે નકામો આ અર્થ લાગે છે અનેરી—બીજાની 'રી' છઠ્ઠીનો પ્રત્યય અણખૂટિ આણસિ—આ પાઠને બદલે બીજો પાઠ 'તો અનુખૂટિ મરણ આણસિ' એ પાઠ વધુ ઉચિત છે માદલ-ઢોલ બિહુ બારિ—બારણે બે ઢોલ વાગી રહ્યાં છે, એક કનોજના રાજાના લગ્નનું ને બીજું આ વિક્રમચરિત્રનું એમાંથી કયુ કરવુ? ઢોલની બન્ને બાજૂ જેવુ થઈ ગયું છે

એ બીજી વાર વાત—ચૂપ રહો બીજી વાર હસાને હવે બહાર કાઢવાની વાત પડતી મૂકો ઘરિઘરિ પરણ્યા તણા—રાજકુમારીને પ્રત્યેક ઘરથી આમંત્રણ આવે છે, પરણવા વખતના આ પ્રેમના અભિલાષ [ લાડકોડ ] છે ૨૯—જીહ વાયક વહ્યો—વાક્ય વાળ્યું પ્રત્યુત્તર દીધો

પૃષ્ઠ ૩૧

૨૩૫-૨૪૨ રાણીહરવાહીગ—રણવાસની દાસીઓ [ સ राज्ञीगृह—રાણીહર—રણવાસ ] અણુસરિ [ સ अनु+सृ ]—પાળે આયત-આવક, સરસામાન અપછરા [ સ अप्सरा-अच्छरा ]—અપ્સરાઓ આકા [ સ अर्क ]—સૂર્ય ધરા [ સ ]—ધરણી મગલ ઊછવ—પુષ્પવતી આનંદઘડી આનંદ—ખુશાખુશાલ થયું ધનિ [ સ धन्य ]—ધન્ય, ભાગ્યવંત. પરિવાર—કુટુંબવિસ્તાર ભયો કેદાર—કેદારનીર્થ બન્યુ [ ભયો ] કૃતારથ [ સ कृतार्थ ]—ધન્યધન્ય રુધિ—રિદ્ધિ, દોલત યોગિનીપીઠ—અર્થ સ્પષ્ટ નથી લાગતો 'યોગિની પેઠે' કે 'યાગિનીપીઠ' એટલે પલગ ઉપર (?)

પૃષ્ઠ ૩૨

૨૪૩-૨૫૨ પ્રસિધ [ સં. પ્રસિદ્ધિ ]—ખ્યાતિ, નામના. ભૂપતિ !... ભાર ?—રાજા મારા ઉપર એટલો બધો ઉપકારનો બોજો શા માટે અથવા મને આટલું બધું માન શા માટે ? હું તો તમારી ચરણરજ થવા યોગ્ય છું. તાતિ—ગરમ. એક ચંદન સુકડિ ઘોલ—એકને સુખડ [ સુકડિ ] ચંદનથી રેલછેલ [ ઘોલ ] કરે. ઊગટ—સૌગંધિક પદાર્થોનું લેપન. રાણીયર પૂંઠિ સુસુ સખી—રણવાસ [ રાણીયર—રાણીઓ ]—રાણીઓની તહેનાતમાં સોસો સખીઓ હતી, પરિચારિકામંડલ હતું. આયસ [ સં. અ દેશ ]—આજ્ઞા. વડ વેગિ—મોટી ઝડપથી. પાયક—પાલા, પાયદલ.

પૃષ્ઠ ૩૩

૨૫૩-૨૬૨ કસ્તુરી આણી ખલિ વાટી—કસ્તુરીને ખળમાં ઘોળીને આણી-હંસાના સુગંધસ્નાન માટે. પંચવરણહીર—પચરંગી રેશમ વિમાસિ [ સ. વિ+મૃશ ઉપરથી ]—વિચાર કર્યો. ગૂઝિ ગઈ—ખાનગીમાં [ ગૂઝિ-સ ગૂહ્ય ] ગઈ. તૂં નાહાનાથી નરતૂં બોલતી—તું નાદાન કરતાં પણ નરસું [ નરતૂં ] બોલનારી છે, હજી તું નાદાન કહેવાય છોરૂં...છતી—છોકરાંમાં તું નથી જણાતી છતાં, જો કે છોકરાંનો સાથ છોડી તુ મોટાંમાં ફરે છે; છતાં તું ગરઢામાંહિ...દીસિ—તું ઘરડેરાંમાં પણ ઘરડી-વયોવૃદ્ધ-જેવી સમજદાર-દેખાય છે.

કડી ૨૫૯—હંસા લીલાને ફૂલાઇને કહે છ કે મને નાદાન ન સમજો, મારા હૃદયની વાત તો કોઈ જાણી શકે એમ નથી સાત રાજાઓને ઘરમાં રાતે ધાલી સવારે કાઢી મૂકું એવા સ્ત્રીચરિત્રોમાં હું પણ પારંગત છું. ચઉરિ ચડિ—ચોરે-પ્રસિદ્ધ સ્થલે-જાય હું વાતને ગુપ્ત રાખી શકું તેવી છું. કેહેડ-કેડ, પછી

પૃષ્ઠ ૩૪

૨૬૩-૨૭૦ નાત્ર—વાગ્દાનના અર્થમાં 'નાત્ર' શબ્દ વપરાયો લાગે છે. તુઝ મુખયાત્ર—તારા મુખદર્શનની યાત્રાએ, તારું મુખ જોવા માટે. પલી પાણી—પાણીનો છાંટો. પળી તેલઘી લેવા માટે વપરાતો જૂના વખતનો લોટો ચમચો. અજ્જ [ સં. અદ્યતન ]—અત્યાર સુધી. જૂના 'અજ્જ'માં આપણે હકાર મેળવી 'હજી' કર્યું છે અણખૂટઇ મરિ—આપઘાત કરે, 'વગર મોતે મરે' એમ આપણે બોલીએ છીએ આધારિ—પાયાદાર રીતે, ચોકસાઈથી. દૂઆર [ સં દ્વાર ]—બારણાં.

કડી ૨૬૯ થી ૨૭૫ સુધીમાં હંસાનું સુંદર સ્વરૂપવર્ણન કરેલું છે માંગ—સેંથી સેંથીને સિંદૂરથી શોભાવવાનો ચાલ હજી કોઇકોઈ સ્થળે ગુજરાતમાં છે, બંગાળમાં તો તે ચાલુ જ છે મસ્તક—કેડનો વાંક [ સં. મધ્ય કેટ ] ચિત્રાતનો—વાઘનો વાઘની પાતળી કેડ જેવી હંસાની કેડ છે સુરની વાલ—સુશોભિત કેશકલાપ ગખરી—માથે મણિજડિત સોનાની ઘૂઘરી બાંધવાનો રીવાજ હતો.

પૃષ્ઠ ૩૫

૨૭૬–૨૭૭ તિલફૂલ—તલનું ફૂલ તેની અણીદાર સુશોભન નાજુકાઈ માટે સુવિખ્યાત છે ને તે સાથે સ્ત્રીના સુંદર નાકને સરખાવવામાં આવે છે દેખિ વીજ વી જલી [ સં. વિદ્યુત ]ની ઉપમા ચકચકતા નખને અપાઈ છે રંભ [ સં. રંભા ]—રંભા અપ્સરા બિહડી—ટપકીનો હાર ગ્રીવ ઉપર બાંધેલી મોતીની સેર ઉર જસૂ માતગ—હંસાના વક્ષસ્થલને હાથી સાથે-હાથીના બગલદાર કુંભસ્થલ સાથે-સરખાવ્યું છે હસ્તપલ્લવ ચોલરંગ —હંસાનો હાથરૂપી પલ્લવ-કુમળો તરુઅંકુર લાલચોળ રંગનો છે પોથીનો લાલ રંગ [ ચોલ ] ચોનાફલી—ચોળાની શીંગ હીરાઉલિનો હાર—હીરાવલિનો હાર, હીરાનો હાર અવલંબની—લટકતી દેખિ વેણી જસી।—રાજાએ હંસાની નાગની પૂંછડી જેવી સુંદર લટકતી વેણ જોઈ કામણા [ સં. કંકણ ]—કંકણ, કરમાવલી બજરી મોતીચીક—મોતીના જડ [ ઢીક ] અર્થાત્ મોતીથી મઢેલી બજરીઓ દેખિ ભમર રુણઝુણિ—રાજાએ પદ્મિનિ હંસના દેહસુગંધથી આકર્ષાયેલા ભમરાઓને તેની આસપાસ ગણગણતા [ રણઝણિ ] જોયા શકુંતલાને દુષ્યન્તે જોઈ હતી તેમ હંસાને પણ આકર્ષાયેલા ભમરાઓ પજવતા હતા ને તેનું અણસુંઘ્યા ફૂલ જેવું કૌમાર ચૂસવા ગણગણતા હતા તેવી સ્થિતિમાં વિક્રમચરિત્રે તેને જોઈ

કડી ૨૭૬થી ૨૮૬સુધીમાં કવિએ વિક્રમચરિત્રના સ્વરૂપનું વર્ણન કર્યું છે

પદ્મઆંક તસા હોય પાય—વિક્રમચરિત્રના બે પગ પદ્મોના ચિન્હો [ પદ્મઆંક ] વાળા હતા પગે પદ્મલાંછન હતા કંદર્પ [ સં. ] કામદેવ હીંઇ થાય—હંસા મનમાં [ હીંઇ ] અંબામાતાનું સ્મરણ કરતી હતી કે માતા ! તારી કૃપાથી જ મારું કાર્ય સફલ થશે મને વિક્રમચરિત્ર વર મળશે.

પૃષ્ઠ ૩૬

૨૭૮–૨૮૯ કેવિનો ગાજ—કેળનો ગર્ભ જાણિ પડતૂ દીસિ આભ।—રાજાનુ કાસ્તુ સ્વરુપ પરતા દેદીપ્યમાન આકાશ જેવુ જાણે ચમકારા મારતુ હતુ ગોરીનઇ—ગૌરીને યોગ્ય વર મળે તે માટે ગુજરાતમા ગૌરીવ્રત-અલૂણાવ્રત-કરવાના રીવાજનો આ ઉલ્લેખ છે સરખાવો **પ્રેમાનંદકૃત ઓખાહરણ**માંની નાયિકા ઓખાની અનિરુદ્ધ માટેની આવી જ વરયાચના

વદનકના પરિપૂરણ સોલ—વિક્રમચરિત્રના મુખની શોભા સોળે કળાએ પૂરેપૂરી ખીલેલી છે ઝબકિ ઝગકિ બેહૂ કપોલ—ગ્રહ જેવા ઝબકતા તેજથી ને તારા જેવા સ્થિર તેજથી બન્ને ગાલ ચળકતા હતા ત્રપતિ [સ તૃપ્તિ]—પૂરેપૂરો સતોષ આડિ—આડ, કંકુનુ આડુ તિલક, ત્રિપુંડ્ર વેણી—પુરુષો પણ તે કાલે ચોટલો [વેણી] રાખતા એ રીવાજનુ સૂચન અત્રાસણ [સ અન્તરિક્ષ]—અદ્ધર, અવકાશમા બાવનવીર—વીરવિશેષ મહાન યોદ્ધો 'બાવન' વિશેષતા અને માનાર્થ વપરાતો આવ્યો છે જુઓ

"મોધરેલ તેલ ને સુવાચદન, અરગજા ને અબીર
કેસર ગુલાબના છાટણા, સતોખ્યાજી બાવનવીર, સીતાજીનો સોહલો
—પ્રેમાનંદ સીતાજીનો સોહલો

નાસિક તેલતણી જિમ ધાર—વિક્રમચરિત્રની નાસિકા તેલની ધારની માફક અણીઆળી છે ઘડ્યુ—ઓઢયુ સોનારી [સ સુવર્ણકાર]—સોનીએ ખંતિ—ચાહુ ઉદ્યોગથી નવધરૂ—એક જાતના આભૂષણનો પ્રકાર લાગે છે વિધાતા—બ્રહ્મા, સ્રષ્ટા સવિ સરખા જોડા સધાણ—શરીરના પ્રત્યેક સાંધાને [સધાણ] એક બીજા સાથે મનોહર કલાથી સધાટ્યા [જોડ્યા] હતા

પૃષ્ઠ ૩૭

૨૯૦–૨૯૪ વિમાસી—વિચારે આદિ ભવાની—આદ્ય ભવાની, શિવા—કુમારિકાઓને યોગ્ય પતિઓ આપનારી દેવી આપોપિ—આપો આપને, અન્યોન્યને જા-તા—જેટલામા—તેટલામાં કવલ—કોળિયા વલીવલી—વારવાર રાજા રહિ—રાજા હાથ ઉચો કરી ના પાડતો જ રહે છે સમસ્યા—કોયડો, ભેદની વાત ચારી—ચોરી, લગ્નવિધિનો એક પ્રકાર જેમા ચાર મગળમાના ત્રીજા ચોથાં મગળ વર્તાય છે ને સપ્તપદી ભરાય છે વિવાહ જમીઇ—લગ્ન વખતનો કંસાર જમીએ આખી—પારો

જે વખાણી વનિતા...નવખિ—જે સ્ત્રીનાં વખાણ મેં શબ્દોમાં [વયણિ] સાંભળ્યાં હતાં તેને મેં આજે મારી જ આંખે પ્રત્યક્ષ જોઈ. કહી......રાજ—તમારાં દર્શન કરી હું હવે કન્યાવિની જાઉં છું, તમે હવે અહીં સુખેથી અમનચમન [રાજ] કરજો.

કસ્યાં કાજિ......સહિ ?—હે પુરુષ ! શા માટે તમે દુર્ઘટ [દોહેલાં] વસ્તુઓ સહો છો, તમારે હવે શા માટે દુઃખ સહેવાં ? કેહા કાજિ ?—શા માટે ?

પૃષ્ઠ ૩૮

૨૯૫-૩૦૨ પીસણૂં [સં. પરિ+વિશ્ ઉપરથી]—પીરસણું. પાખી—સિવાય. છઠ્ઠી રાતનૂં સરજ્—આર્યબાળકોના જન્મ પછી છઠ્ઠે દિવસે રાત્રિસમયે વિધાતાનું આવાહન કરવામાં આવે છે. વિધાતા તે વખતે આવી બાળકના ભાવિ ભાગ્યલેખ [સરજ્] લખી જાય છે.

બાંધવમુખિ.....લાજ—મારાં સ્વજનોને [બાંધવોને] સંબોધતાં હવે [તમને વરવાની એટલે] હું શરમાઉં છું. સરસી—સાથે. ઊખાણો—કહેવત: એકને પીરસવું બીજાની સાથે વાત કરવી અર્થાત્ પીરસવું તેની જ સાથે વાત સંભવે—પરણવું. તાવી—કસોટી કરી. 'તાં મિ' એમ શબ્દ છૂટા કરી પાઠાંતર સ્વીકારીએ તો તે ઊખાણા પ્રમાણે હું વર્તું છું—તમારો હાથ સ્વીકારું છું એમ અર્થ નીકળે

કડી ૨૯૮: એક મારા શરીરને કાજે તમે અન્નની આખડી લીધી [છાડૂં અન્ન] તો બીજા રાજાને હૃદય આપતાં મારું મન કેમ માને ?

આમૂંઠીડો.....મેહ—સતી [ગૌરી] વગર દીઠેલ શિવ [ઈશ્વર] ને પરણી ને તેની સાથે તેણે ગૃહસ્થાશ્રમ માંડ્યો [માંડ્યો ગેહ]. મિ દીઠો...છેહ ?—મેં તો મારા પતિને જોયો, એમાં જમ્યાં [માંહિ જિમ્યાં] હવે હું તેને કેમ દગો કરી [છેહ—દગો] છોડી શકું ? હ...મરું—તો પરણનાર [પરણ્યા] થી હું કઈ રીત [પરિ સં. પ્રકાર—પિરિ—પેર] ન કરું ? ન પરણું ને આપઘાત કરી મરું [અણુખૂટિ મરું]. મઝ હત્યા લેહુ હાથ—મારા પ્રાણત્યાગ[હત્યા]નો બોજો તમારે માથે આવશે, તમે જવાબદાર થશો.

એકમનાં—નિશ્ચયવાળાં, મારી સાથે એક મન કરો તેવાં થઈને, એકમત.

પૃષ્ઠ ૩૯

૩૦૩-૩૧૧ ટાડિ—તોરણે, 'ટારે વર આવ્યો' એ ઉક્તિ હજી ગામડાંમાં પ્રચલિત છે. વેલા...આપણિ—જે વખતે તોરણે બીજો વરરાજા પોંખાવા માટે આવી ઊભો રહેશે તે જ વેળા આપણી નાસી જવાની કરી. વાહિગ [ સં. वाहक ]—દાસી. ગંગાજલ—વિક્રમચરિત્રનો ઘોડો 'ગંગાજલી' ઘોડો છે.

કનોજિયાનિ—કનોજના રાજાને, હંસાને પરણવા આવનાર બીજા વરને.

હંસાને મુખે કવિ ૩૦૬થી ૩૧૪માં ઘોડાઓની જાતિનું વર્ણન આપે છે. આ સાથે સરખાવો શામળે તથા બીજા જૈન કવિયોએ આપેલાં અશ્વજાતિનાં વિસ્તૃત વર્ણનો.

પૃષ્ઠ ૪૦

૩૧૨-૩૧૯ એક સૂર્યમંડલિ...અનુસરિ—રાજકુમાર! ગંગાજલ ઘોડા માત્ર બે જ છેઃ એક સૂર્યમંડલમાં ફરે છે [ સૂર્યનો ઘોડો ] અને બીજો તમારી પાસે છે.

કડી ૩૧૫થી ૩૧૭માં ગંગાજલના ગુણોનું વર્ણન છે. ઊર છિપણો—પેટે છાછરો. પૂંછવાલ વણ દેહ—પૂંછડે વાળ વગરના શરીરવાળો (?) પાયસ થોર—(?) તલિ પુહલો—તળેથી પહોળો. સિરખા કેસરી —માથેથી સિંહ સમો (?) સાહાણ—ઘોડાની એક જાતિ. જુઓ કડી ૩૦૭. નિરોપ—(?)

હંસા અશ્વજાતિના ઈતિહાસની જાણકાર છે તેમ અશ્વોના સ્વભાવથી પણ વાકેફગાર છે. આથી જ વિક્રમચરિત્ર તેને સંબોધીને કહે છે: "હંસા! સુણો, અમ આગલિ કુડાં [ જૂઠું, આડું ] કાં ભણો?......ઘોડાજાતિ તુમ્હે જાણો કહી?"—કડી ૩૧૮.

ઠાહિ [ સં. स्थान ]—ઠામ, સ્થાને. માહિ—ભેગાં.

પૃષ્ઠ ૪૧

૩૨૯-૩૩૦ ઇડાં મોર તણાં કોણ ચીતરિ? સૂડા પાંખ કોણ નીલી કરિ?—લીલાવતી આ કહેવતનો વાપરી જણાવે છે: જેમ મોરનાં ઇંડાંને તેના વિવિધ રંગીનપણા માટે ચીતરવાં પડતાં જ નથી, સૂડાની પાંખને લીલી [ નીલી ] બનાવવી પડતી જ નથી તેમ હંસા પણ સ્વયંપ્રેરિત

સંસ્કારોના પ્રકારથી જ બધુંએ જાણે છે. હંસા તણિ...... ...
બુદ્ધિવાસ—હંસાને શિક્ષણ [અભ્યાસ] તો ક્યાંથી હોય પણ એના હૃદયમાં બુદ્ધિનો વાસો છે—એ હૃદયબુદ્ધિએ સંસ્કારી છે. સૂર [સં. સૂર્ય]—રવિ અસુર—મોડું, અંધારું, અસૂરું, સૂર્યાસ્ત થયે અજવાળું ન હોય તે વખતને લગતુ ટોડિ—તોરણે જુઓ કડી ૬૨૯:

" તિહાં ટોડાતોરણ દીસિ ભલાં, તે ઊપરિ ઝલકિ કલસ ભલા. "

સહી—જરૂરાજરૂર. પિંડ—દેહાત્મા. કડી ૩૨૩–૨૪ માં હંસા વિક્રમચરિત્રને નિશ્ચયપૂર્વક વરવાની પ્રતિજ્ઞા લે છે ને સ્હામી વિક્રમચરિત્રને પણ તેના પુરુષપણાને નામે નિશ્ચયાત્મક રહેવાના સમ દે છે—કડી ૩૨૫ ઉત્તરાર્ધ: રાજનિ—વિક્રમચરિત્રને બાંહિ ધરો—શરણે લો વોલાવા—વળાવવા, જતી વખત મૂકી આવવા પરવાર—ફૂરસદ મામ—મમત્વ, આગ્રહ ખંભાતધણી ને પ્રયાગના રાજા મંગલપુત્ર ભીમકરાયના રાજ્ય પ્રતિ મમત્વ-મમ્મત-છે. નિવેસ [સં નિવેશ]—મુકામે.

પૃષ્ઠ ૪૨

૩૩૧–૩૪૧ નેહ [સં સ્નેહ ઉપરથી]—પ્રેમ. કટકબંધ—લશ્કરની ટુકડિયોમાં જાન [સં યાન]—વરયાત્રા, વરરાજા ને તેનું સાજન-મંડલ વાગિ ધરો—લગામથી પકડો સાહી રહો—પકડી રહો. વિમાસણ—વિચારમાં એ ઘોડો. જડો—મારે એ ઘોડા માટે કંઈ દામ આપવા પડયા નથી, બચકિ—પોટલે વળી જુઓ કડી ૨૭૮ માનો શબ્દ 'બગચિ' ખાંડાખેડાં—તરવારઢાલ પહાણિ—જીન પાગડિ—પગ મૂકવાનાં સાધન ઉપર વાહિગ—નોકર કે દાસી

પૃષ્ઠ ૪૩

૩૪૨–૩૪૯ જગલિ—રાની માણસ, ભોત તુરગમ—ઘોડો હંસાના ભૂમ થયા પછી કડી ૩૪૩ થી ૩૬૩ સુધીમાં વિક્રમચરિત્રનો વિલાપ વર્ણવવામાં આવ્યો છે વિલાપગીતમાં વિક્રમચરિત્રના હૃદયને વિરહથી લાગેલા તીવ્ર આઘાતનું વર્ણન, કર્મવાદનું વર્ણન ને આગળ કર્મે કરી દુખી થયેલા અનેક મહાપુરુષો ને સ્ત્રીઓના દુખનાં દૃષ્ટાંત આપવામાં આવ્યાં છે. દુઃખ હલેસ—દુઃખનો નાશ કરીશ હાથે નીગમ્યાં—મારે પોતાને જ હાથે વિદાય

કર્મિ દમયંતી છાંડિ આસ—નળરાજાથી વિયોગી દમયંતીએ નીરાસ થઈને નળ માટે ફરી સ્વયંવર આદર્યો. મૂલ મછા [તરિ—કર્મના પાપે માછવાં [ મછા સં. मत्स्य ] [ મૂલ ] હાથથી તરે છે. હરિશ્ચંદ્ર—સૂર્યવંશીય સત્યાગ્રહી સત્યવાદી રાજા, નિબંધનરાજાનો પૌત્ર ને સત્યવ્રત અથવા ત્રિશંકુનો મોટો પુત્ર. શિબિરાજપુત્રી તારામતી એની પટ્ટરાણી ને તેનાથી તેને રોહિત નામક પુત્ર થયો હતો. વસિષ્ઠના આ મોટા ગુરુભક્તને વિશ્વામિત્રે તાવવામાં કમી રાખી નથી. એ સદેહે સ્વર્ગ ગયેલા મનાય છે. નારદની પ્રેરણાથી હરિશ્ચંદ્રે સ્વર્ગમાં પોતાનાં સુકૃત્યોનાં વખાણ કર્યાં તેથી તેને ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો. તે સુકૃત્યોથી છેક નીચે ન પડતાં અંતરિક્ષમાં આવેલા ગાંધર્વનગરમાં અટકી ગયો હતો. વિશેષ હકીકત માટે જુઓ **ચૌરાણિકકથાકોશ.**

ચિત્ર કર્યાં વિલાસ—કયો ચિત્ર ? શિવપાર્વતીશાપિત ચિત્રકેતુ વિદ્યાધર કદાચ હોય. પાંડવ—ચંદ્રવંશીય પાંડુરાજાના પાંચ પુત્રો યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ ને સહદેવ. રાજ્ય ગુમાવી એમને કર્મે કરી વનવાસી થવું પડયું હતું. પાંગલો અરુણ—પગ વગરનો સૂર્યનો સારથિ; એ કશ્યપઋષિથી વિનતાને પેટે અવતર્યો હતો, ગરુડનો મોટો ભાઇ. વિનતાએ એનું ઇંડું પરિપક્વ થયાના સમય પહેલાં ઉતાવળથી ફોડવાથી એ પાંગળો જન્મ્યો હતો. ' અનૂરુ ' ' વિપાદ ' આ એનાં બીજાં નામો છે. વિશેષ હકીકત માટે જુઓ **ચૌરાણિકકથાકોશ.**

રાવણ—વિશ્રવાઋષિ ને પુષ્પોત્કટાના ત્રણ પુત્રોમાંથી વડો. એના ગર્વના ને નાશના સવિસ્તર ઇતિહાસ માટે જુઓ **ચૌરાણિકકથાકોશ.**

કર્મિ સાયર ખારૂં થાય—દરિયાની ખારાશ પણ કર્મને લીધે છે. વિજ્ઞાનના વિષયને પણ પ્રાચીનોએ ' કર્મ 'માં નાંખ્યો છે. બલિ—પ્રહ્‌લાદના પુત્ર વિરોચનનો પુત્ર. એણે ઇંદ્ર થવા નર્મદાતીરે નવ્વાણું યજ્ઞો પૂરા કર્યાં. સોમાની પૂર્ણાહુતિ વખતે વિષ્ણુએ એને છેતરી પાતાળમાં ચાંપ્યો હતો. કર્મિ સહસ્ર યોનિ પામ્યો ઇન્દ્ર—દેવોના રાજા ઇન્દ્રે ગૌતમ ઋષિની પત્ની અહલ્યા સાથે છેતરીને સમાગમ કર્યો તેથી તેને હજાર ભગાકાર ચિહ્ન નીકળે એવો શાપ આપી નપુંસક બનાવી દેવામાં આવ્યો હતો. પછીથી ઉશાપ આપી તે ચિહ્નોને બદલે આંખો આપવાથી એ 'સહસ્રાક્ષ ' નામ પામ્યો હતો.

ખાંપણ—લાંછન. ચંદ્ર—સમુદ્રમંથનમાંથી નીકળેલાં ચૌદ રત્નોમાંનો એક. સંકર વહિ કપાલ—શંકરને ખોપરી[ કપાલ ]નો હાર પહેરવાનો કર્મને લીધે મળ્યો. વીરોની ખોપરીઓની રુંઢમાળા એ શંકરનું આભૂષણ છે. સીતા લાગૂં આલ—રાવણને ત્યાં રહેવા માટે રામનાં પ્રજાજનોએ એને દુષિત [ આલવાલી ] ગણી હતી એ એના કર્મદોષથી.

યુધિષ્ઠિર જૂહારી ય્યૂં—ધર્મરાજ કૌરવો સાથે જુગાર રમી કર્મ-રેખાએ જૂગારી [ જુહારી-સં. ધૂતकार ] થયા હતા.

કંસાસુર—શ્રીકૃષ્ણનો મામો કંસરાજ, મથુરાનો રાજા. કૃષ્ણે એનો વધ કર્યો હતો [ મારિઉં ].

કમિં બ્રહ્મા ભાંજિ નિ ઘડિ—બ્રહ્મદેવના કર્મમાં સૃષ્ટિની ભાંગફોડ કરવાની છે, મારવું ને સરજવું એ એમનાં ચાલુ કામ છે. કમિં ઇંદ્રાસન ગડગડઇ—ઇંદ્રાસનને પણ કર્મને લીધે વારાફેરા છે, એ પણ ડોલી ઊઠે ૮ છે. કમિં સૂર્ય નહિ વિસરામ—કર્મબલે સૂર્યને પણ શાંતિ [ વિસરામ ] નથી કારણકે તેને એક દુનિયા છોડી બીજીમાં ઊગવું ને તપવું પડે છે. કમિં ધ્રુવ ન છાંડિ ઠામ—ધ્રુવને પણ કર્મે અચળ ચોંટાડી રાખ્યા છે. ધ્રુવ એ સ્વાયંભૂ મનુના પૌત્ર ઉત્તાનપાદરાજા ને રાણીસુનીતિનો ધર્મ-પરાયણ પુત્ર. ધ્રુવમંડળમાં એની અવિચલ પદવી મનાય છે. કામધેનુ—કામદુધા ગાય, વસિષ્ઠ પાસેથી એને ચોરવાથી સહસ્રાર્જુન મરાયો હતો. સહસ્રાર્જુન—કાર્તવીર્ય. સોમવંશીય યદુકુલના કૃતવીર્યરાજાનો પુત્ર. હજાર હાથવાળો એ હોવાથી 'સહસ્રાર્જુન' કહેવાયો હતો. તારા—હરિશ્ચંદ્રની રાણી જુઓ કડી ૩૫૧. રોહીદાસ—રોહિત—હરિશ્ચંદ્રનો તારાથી થયેલો પુત્ર ને માતપિતા સાથે કાશીનગરીમાં હરાજ થયેલો. સગાલ—આપણા જૂના સાહિત્યમાં 'શેલૈયાઆખ્યાન 'માં પ્રસિદ્ધ થયેલ સગાલ [સં. शृगाल] —શાહ શેઠ. કુષ્ટી—કોઢના રોગવાળો, સગાળશાહને ચંગાવતીની તેમના જીવતા પુત્રનું માંસ માગી કસોટી કરનાર. હઇયૂં—કાળજું. પાંચાલી—પાંચાલના દ્રુપદરાજાની યજ્ઞમાંથી નીકળેલી પુત્રી કૃષ્ણા ને પાંચ પાંડવોની સહપત્ની. ગૂંટિ ધરી—ગડદાપાટુથી મારી. દુઃશાસન—કૌરવોમાંથી બીજો, જેણે દ્રૌપદીને રણવાસમાંથી રજસ્વળા છતાં ઘસડી આણી ભરસભામાં ઊભી કરી તેનાં છેક [ છેહ ] વસ્ત્રોએ કાઢયાં હતાં [ પટકુલ કાઢયાં છેહ ]

પૃષ્ઠ ૪૫

૩૫૯–૩૬૬ કમિં પરીક્ષિતભૂપાલ—શ્રેષ્ઠ રાજા હોવા છતાં, કર્મ વડે કરીને અભિમન્યુ ને ઉત્તરાનો પુત્ર પરીક્ષિત શમીકઋષિને મરેલો સર્પ પહેરાવવાથી તે ઋષિના પુત્ર શૃંગીને હાથે સાત દિવસમાં મરણ પામવાનો શાપ પામ્યો હતો.

કમિં ઊડમાં પોઢિ કાલ—કાલ ગુફામાં [ ઊડમાં ] સંતાઇ રહે છે, એ પણ એના કર્મનું ફલ છે.

ધન્વંતર—ધનવન્તરી નામનો વૈદ્ય જેને સાપે [ કાલિ ] ડસીને મરણ પમાડયો હતો. પરાણુ—પ્રાણ, જીવ. સનિ—નવ ગ્રહમાંનો એક શનિશ્વર, બીજું નામ વૈવસ્વત, વિવસ્વાન. આદિત્ય ને છાયાના બે પુત્રોમાંનો બીજો. એ શનિમંડલનો અધિપતિ છે.

રુકમાંગદ—પ્રાચીન ભગવદ્‌ભક્ત રાજા. અહિલ્યા સલા થઈ—ગૌતમ-ઋષિની પત્ની અહલ્યા પથ્થર [ સલા ] બની ગઇ હતી. ઇન્દ્રે ઋષિની ગેરહાજરીમાં એને છેતરી શીયલભ્રષ્ટ કરી હતી તેથી શલ્યા થવાનો એને એના પતિ તરફથી શાપ મળ્યો હતો. રામાવતારમાં રામને હાથે એનો પુનરુદ્ધાર થાય છે ને તે પૂર્વપદ પામે છે.

કાઇ રેવા કૂંઆરી રહી—સતી રેવા જેનું માહાત્મ્ય અનસૂયા સાથે જળવાઈ રહ્યું છે તે. રાહુ—નવ ગ્રહમાંનો એક. દેવદાનવો અમૃતાદિ ચૌદ રત્નો વહેંચતા હતા તેમાં એક અસુરે અમૃત પીધું એ વાત જાણતાંવેંત જ દેવોએ એને કાપી નાખ્યો. આ અસુરનું માથું તે રાહુ ને ધડ તે કેતુ.

ઊછા—ઓછા, ન્યૂન. વિછોહ—વિરહ. માહેસ મહાસુર—મહેશ નામના મોટા દેવ. પ્રેહવા [ સં. प+हि ]—મોકલ્યા, જનમાવ્યા.

કડી ૩૬૩: વિજોગની વેદનાને કરવતથી વહેરાવાની વેદના સાથે સરખાવવામાં આવી છે. આ કડી જૂના ગુજરાતી સાહિત્યમાં **માધવકામ-કંદલા રાસ** વગેરેમાં પણ પ્રાચીન દુહા જેવી ઊતારવામાં આવી છે.

કિહવિ વયણિ—કેવાં વચને ? લક્ષ્મણ પ્રધાનને હું કેવા શબ્દોમાં વાત કરીશ ? ઊલખીઉં—જાણકાર. વિણસાણુ—વિનાશક, નાશકારક. ડામ—ડંકા.

પૃષ્ઠ ૪૬

૩૬૭-૩૭૫ કરવત તણી યાત્રાઇ—પ્રયાગરાજ તરફ. હરિહરવિધાતા—વિષ્ણુ, શિવ અને બ્રહ્મદેવ ઘરસૂત્ર—ગૃહસ્થાશ્રમ. અવગણી—નકારી, તરછોડી. આણી વાહિગ હંસા માટિ—હંસા બદલે દાસી [ વાહિગ ] લાવવામાં આવી. ઊપમાને—અપમાને. અણપરણ્યો—વગર પરણ્યો. વરપ્રવેશ—પરિણીત કન્યા સાથે પોતાના નગરમાં વર પ્રથમ પેસે એ વિધિ. છેહડા છોડીઇ—ગોત્રજદેવ સમક્ષ ગોર વરકન્યાના છેડા છોડે તે વિધિ. પુંહુખવા તણી સનાઇ—પરણેલાં દંપતિને ગૃહપ્રવેશ કરતા પહેલાં પહોંખવાનો રીવાજ હોય છે તેની તૈયારી. સીધૂં—સિદ્ધ થયું, નક્કી થયું. પેલિ ભવિ.. તસ્યૂં—જેવી પેલા ભવની મારી કરણી હતી તેવી સિદ્ધિ આ ભવે મને મળી.

૩૭૪ કડીવાળી ગાથા: પ્રાચીન ગુજરાતી દૂહાઓમાં જાણીતી છે અર્થ: ગુણના કદરદાન વિરલ હોય છે, ગરીબો પ્રત્યેનો પ્રેમ વિરલાઓમાં હોય છે; પારકાનું કાર્ય કરનારા પરોપકારીઓ જવલ્લે જ કોઇ હોય છે, પારકાના દુઃખથી દુઃખી થનારા પણ કોઇક જ હોય છે.

વિક્રમચરિત્ર પછી વિલાપ કરવાનો ભીમકરાજનો વારો આવે છે. એ પણ કર્મનો જ દોષ કાઢે છે. એનું 'વિલાપગીત' કડી ૩૭૫થી ૩૮૦ સુધીમાં કવિ વર્ણવે છે.

અઘોર—ઘોર પાપકર્મ. પાલિ હેઠિયાં ઉઘો છોડ!—છોડને તેને પાણી પાવાની પાળની નીચેથી કાપી નાંખ્યો!

પૃષ્ઠ ૪૭

૩૭૧-૩૮૧ બ્રાહ્મણવાટ—બ્રાહ્મણોની જ્ઞાતિ. આપણૂં—આપેલું કુહુરાતણૂં નાખ્યૂં બ્યાજ—લીધેલા [ કુહુરા ] ધનનું બ્યાજ ન આપ્યું કિ મિ ગોચર...સાલિ—શું મેં ઢોરને ચરવાના સાર્વજનિક ધરા [ ગોચર ]ને ખેડી [ ભાંજી ] ડાંગર રોપી [ સાલિ વાવી ]? રણ—રણક્ષેત્રમાં. સ્વામી—રાજા. પિયારી—પારકી પ્રાણિ—પરાણે; બલાત્કારથી. હરી—ઝૂંટવી લીધી

ગોત્રગોહિરો—ગોત્રમાં વ્યભિચાર (?) ગોહિરો [ સં. ગુહ્યતર ઉપરથી (?) ]. ગોત્રી—વંશજો. ગ્રાસ—ગરાસ, જમીન. આ ઉપરથી 'ગરાસીઓ' શબ્દ થયો છે.

કિ......પાટ ?—શું મેં વગર પરણ્યાં આરાવંત દંપતિને પાટલેથી ઉઠાડી મૂક્યાં ? ડાહા સઘવા એક જ બુદ્ધ—સઘળા શાણાઓની બુદ્ધિ એક જ હોય, હું પણ શાણો બની કરવતયાત્રાએ જાઉં. પરદારિ હંસા—પારકી સ્રી હંસા. વિસાસિ વીસ્તરિ—વિશ્વાસભેર આગળ વધતો જાય.

પૃષ્ઠ ૪૮

૩૮૨–૩૮૮+૧ રલીઆયત—'રલી'—આનંદ અને 'આયત'વાળી, ખુશખુશાલ. નિસિ [સં. નિશા]—રાત્રિએ. નાહ [સં. નાથ]—પતિ. સનાય—ભાગ્યવંતી, ધન્યધન્ય. બોલીભેદ—વાગ્વિનોદના પ્રકાર. પાલ્હા-સિર...સ્વેદ—મોટ પાળાને તો ગભરામણને લીધે માથે પસીનાના ઝેબ [સ્વેદ] છૂટવા લાગ્યા. નીસત [સં. નિશા+તસ્ ઉપરથી]—રાત્રિને લીધે. નીસત...ભરિ—રાત્રિને લીધે કદાચ મારા પતિદેવને ઊંઘની લહેરો આવતી હશે એમ હંસા માને છે.Xહરિયાલી—સુંદર, સુશોભિત. હરિયાલડી—'ડી' કોમળતાવાચક પ્રત્યય છે. સવિગુણ [સં. सर्वगुण]—સર્વગુણસંપન્ન. નિઝોલા—ઊંઘમાં ઘેરાયલા (?)

કડી ૩૮૬ થી ૩૯૭ સુધીમાં હંસાવતી પાલિયાને પતિ સમજી વિવિધ પ્રકારની સમસ્યાઓ પૂછી તેના પ્રત્યુત્તરો માગે છે.

કડી ૩૮૬: કર—(૧) હાથ (૨) હાથા. દંત—(૧) દાંત (૨) દાંતા. 'વિણુ જીવિ જીવ ઊધ્ધરિ—નિર્જીવ છતાં બીજા જીવોને (જૂને) બચાવે. ઉત્તર: કાંસકી. ૩૮૭ મી કડીનો ઉત્તર: શ્રીફલ કડી ૩૮૮ નો ઉત્તર: કોસ. ૩૮૮+૧ કડીનો ઉત્તર: રેંટ.

પૃષ્ઠ ૪૯

૩૮૯–૩૯૬ કડી ૩૮૯ નો જવાબ: ઘોડી ઉપરનું માટલું કડી ૩૮૯ +૧ ચવણ [સં. चरण]—પગ જવાબ 'ઝાંખ' સંભવે છે. કડી ૩૯૦ લોયણાં [સં. लोचन]—આંખો. જવાબ 'પાવડી' સંભવે છે. ૩૯૧ કડીનો ઉત્તર 'મીંઢલ'—મદનફલ સંભવે છે. ૩૯૨ થી ૩૯૪ કડીના ઉત્તરો સમજાતા નથી. ૩૯૫ નો ઉત્તર 'રેંટ' લાગે છે. ૩૯૬ કડકડે—કટકે. ઉત્તર 'બરછી' લાગે છે.

પૃષ્ઠ ૫૦

૩૯૭–૪૦૬ કડી ૩૯૭ નો ઉત્તર 'તીર' લાગે છે. વલતાં વચન—જવાબો. કડી ૪૦૨ માં હંસા ધારે છે કે એના પતિ વિક્રમચરિત્રના મનમાં

નવી જ ભાવનાઓ [ અંદોલ સં. आंदोलन ] ઉત્પન્ન થઈ લાગે છે તેથી તે જાણીબૂઝીને મૂક રહ્યા છે. મનમાં...માયામોહ—વિક્રમચરિત્રના મનમાં ખોટી માયાની મોહદશા ઉત્પન્ન થઇ છે. અસી...ઊજેણીધણી—ઊજેણીના ભાવિ માલીકને મારા જેવી તો છપ્પનસો સ્ત્રીઓ મળે એમ છે. કિ મૂક્યો માલવનો દેસ...વેસ—કાં તો પોતાના પ્રિય વતન માલવદેશના વિયોગથી આમ મૂઢતા આવી હોય યા મારા દેદાર [ વેસ ] એને નાપસંદ પડયા હોય. કોટ—ડોક. ભૂત સરીખૂં...નિહાલ—સવારના અજવાળામાં પાછું વળી જોતાં હંસાએ માનેલો વિક્રમચરિત્ર યમરાજ [ કાલ ] સરખો લાગ્યો, તેને હૈયે ધ્રાસકો [ ફાલ ] પડયો ને તે આશાભંગ [ નિહાલ ] થઇ ગઇ. આ સાથે સરખાવો મૂર્ખપતિ વિનયચટ્ટની સવાર પડતાં ઓળખ થતાં રાજપુત્રી સૌભાગ્યમંજરીની આવી જ વિમાસણ. જુઓ **વિનયચંદ્રકૃત સંસ્કૃત મલ્લિનાથ મહાકાવ્ય** (ર. સં. ૧૨૮૫ આશરે) **સર્ગ દ્વિતીય. તેમ જ શામળકૃત વિદ્યાવિલાસિની.**

વરાંસિ—બદલે. હિયુ હઇઊં...રદન—મનને મારી હૈયાને દળે [ હિયુ ] ને દેવને પોકારીને આક્રંદ કરવા લાગી. નિરધાર—ચોક્કસ, નિશ્ચયાત્મક, પાકે પાયે.

**પૃષ્ઠ ૫૧**

૪૦૭-૪૧૫ અહીંથી તીવ્ર શોક ને દુઃખની મારી હંસા કારી વિલાપ કરે છે.

ઊધ્રસિ ઉર—છાતીફાટ રડવાથી તેની છાતી જોરાભેર ઊછાળે ચડી, હાંફવા લાગી [ ઊધ્રસિ સં. उद्+धृ ]. ઊવટિ—ઊભરે, રેલાય. દમિ—પીડે. તાલાવેલિ—લેમેલ, તલસાટ. જલચરી [ સં. ]—માછલી. વર વંસઈ...... અનુસરી ?—વિક્રમચરિત્રના કુલમાં હું શા માટે ઊતરી [ અવતરી ], શા માટે હું વિક્રમચરિત્ર પાછળ પડી ? મહિયરસુખ [ સં. मातृगृहसुख ]—માતાના ઘરનું સુખ. ગર્ભપાત...માતા ?—શા માટે મને જન્મ આપતા પહેલાં મારી માતાનો ગર્ભ ન પડી ગયો ? ઊપઘાત—હત્યા. જણતાં...ઉપઘાત—મારો જન્મ થયો તો શા માટે મારી હત્યા [ ઊપઘાત ] કરવામાં ન આવી ? સિર...વાહાણુ—માથાપરનો શીતળ ચંદ્ર જાણે [ સકિ સં. शक्ये ] પ્રચંડ સૂર્ય બની પીડતો ન હોય તેમ લાગે છે, ભરસમુદ્રમાં ડાલમડોળ થતા વહાણના જેવી મારી દશા થઈ પડી છે. તટ [ સં. तट ]—તીર, કાંઠો.

વિસામી ભલી—વિશ્વાસ રાખી સપડાય [ ભલી ] નાહ [ સં નાથ ]—પતિ દેહી [ સ દેહ ]—શરીર અગાધ—ઊંડું વીમ અપાર—પાર પાપ

પૃષ્ઠ પર

૪૧૯-૪૨૭ વ્રતઉદ્યાપન-ધર્મકર્મવ્રતાદિની સમાપ્તિની વિધિ, વ્રતનું ઉજવણું અધવચ્ચિ મૂક્યાં—અપૂર્ણ-અધુરાં-રાખ્યાં અલૂણવ્રત-ગોરીવ્રત, ગોરમાનું વ્રત. આ વ્રત કરતી બાળાઓ લૂણ ખાતી નથી તે પરથી નામ પડયુ છે વિછોહ્યાં—છૂટાં પાડી વિયોગી કર્યાં, છતી માતાએ તેમની મા પાસેથી એમ્ના ટળવળતાં કર્યાં આલ [ સ અલિક ]-આળ, તહોમત, આરોપ પારકી થાપણિ હરી—સુપ્રત કરેલી પરાઇ વસ્તુ ઓળવી, હજમ કરી કૂડી સાખિ પિયારી ભરી ?—શું મે પારકાને માટે ખોટી સાહેદી [સાખિ-સાખ] આપી ? મદયૌવન થકી ચૂકી—છળ ને જુવાનીના જોરથી ચલિત થઈ, ચારિત્ર્યભ્રષ્ટ બની ધૃતકર્મ—[સ ] જૂવો, જૂગાર અહનિસિ [ સ. અહર્નિશ ]—રાત્રિદિવસ, રોજ ધણી તાતિ મિ કીધી યતિ—જતિસન્યાસીને મે હેરાન કરી ઊકાળ્યા તાતિ—સતાપ પાખરૂ—પખેરુ, પખી રસભરી વેલિ ભાજી—ખીલતી વેલીને ઉચ્છેદી, ભાંગી કિ ફૂલભાર ઉપાડી કેલિ—કેળાની લૂમોથી નમી રહેલી કેળને નિર્મૂળ કરી હેઠી નાંખી. કિ ફૂલ . વરુ ?—કે શું મે ફૂલ બેઠેલા આશાવત ઝાડને કાપ્યુ ? કિ દેહ ?—કે શું મે પૈસાદાર હોવા છતા ( છતમા ) માત્ર મારા દેહનુ જ પોષણુ કરી માત્ર સ્વાર્થવૃત્તિ જ પોષી ? નરનારીમાં છેહ—ધણીધણીઆણીમાં અતર-ભેદ —[ છેહ સ છેદ ] વૃદ્દ—ટોળુ, વૃદચારીઓનો સમૂહ ભાજી કરતાં સગ—મિથુનસમયે [ સગ ] છૂટાં પાડયાં દીપતેલ—દીવાનુ તેલ તે માથે ન ઘલાય ગોર રગિ ન પૂજી—અલૂણાં પૂર્ણ હોંસથી પૂરા ન કરી ગૌરીનો રોષ વહોર્યો સિવનાં લિગ ઊથાપ્યા—મહાદેવના બાણને સ્થાન ભ્રષ્ટ કર્યાં સિવચરણોદક—શિવસ્નાનનુ પાણી તે રૂઢિ અનુસાર માથે ન મૂકાય. ગોચર સાલિ—ઢોરને ચરવાના પડતર ભોયના ચરાને ખેડી [ ભાંજી ] ધાન્ય [ સાલિ ] વાવવુ એ મહાપાપ ગણાય છે આપી ધરા ઉલાલિ લીધી ?—આપેલું પૃથ્વીદાન પાછુ લીધુ ? ઊપમાન—અપમાનિત ગાય વેચતાં સાટૂ કર્યું ?—ગાયને વેચી દામ કર્યાં ? એનું તો દાન જ થાય તીરથવાટ ભાંજી—તીર્થોના રસ્તા ભાંગ્યા—તીર્થે જનારને ભૂલા પાડવા માટ ઊથાપ્યા—નદીના આવારા ભાંગી નાંખ્યા પરહર્યું—ત્યાગ્યું

પૃષ્ઠ ૫૩

૪૨૮-૪૩૮ કિ મિં...પાય ? કે શું મેં બ્રાહ્મણોને નમાવ્યા ? વાળી—પાળી કાઢી. હવિ...ઉધારિ !—હવે હું રહું તે ઉધાર છે, નકામું છે. ઉત્તણા વાગ્યા—પહોર (?) ફાટયા (?) વિહાણી રાતિ—રાત્રિ વીતી ગઇ. પિરિ...ઉગરૂં—કોઇ પેરવી કરી આ વળગેલા લપને વિદાય કરું ને પ્રયાસ કરી પોતાનું રક્ષણ કરું. હંસાવતી લક્ષણબત્રીસ...રીસ—કપરકૂપરથી રોષ રાખી બત્રીસલક્ષણી હંસાએ યુક્તિ રચી. પુરુષનાં બત્રીસ લક્ષણ નીચે મુજબ છે એમાં સ્ત્રીનાં ઉમેરવાં યા ઘટાવવાં:

સિંહનું એક (પરાક્રમ), બગલા એક (સ્વાર્થ ઉપર જ લક્ષ), કુકડાનાં ચાર (વહેલું ઊઠવું, જુદ્ધમાં ઘૂમવું, પરિવારનું પોષણ કરવું, સ્ત્રી ઉપર ધ્યાન રાખવું), મોરનાં છ (ઊંચી પદવીએ રહેવું, શત્રુને છૂંદવો, વિવેકી મધુર ભાષણ કરવું, સુંદર સ્વરૂપે હોવું, યુક્તિકલા જાણવી, ગર્વહીન રહેવું), કૂતરાનાં છ (થોડેથી સંતોષી રહેવું, ઊંઘ થોડી રાખવી, સૂક્ષ્મ બુદ્ધિથી સહેજ સમજી જવું, સ્વામી ઉપર ભક્તિ રાખવી, શૌર્ય દાખવવું); ગધેડાનાં ત્રણ (ભાર વહેવો, દંડને લેખવવો નહીં, સંતોષી રહેવું), કાગડાનાં પાંચ (કોઈનો વિશ્વાસ સહજ કરવો નહીં, છાની રતિ રમવી-મર્યાદા રાખવી, અભિમાન ન રાખવું, સમો સાધુ થવું, ચંચળતા રાખવી, પુરુષનાં પોતાનાં છ (જુદ્ધમાં પરાક્રમ, પડતીમાં ધીરજ, ચડતીમાં ક્ષમા, ચાતુર્ય, વાચાળપણું, યશની ભૂખ) જુઓ નર્મકથાકોશ.

મન મૂકી મઝ સાથિ મલુ—દીલકપટ રાખ્યા વગર મારી જોડે ભળો, એકાકાર થાઓ કઢિઉ—પાળો છવી—ખુલ્લી, ઊઘાડી અતિ વહ્યો—ઉતાવળો ગયો. જિમ પરનારી ઉપરિ નર—જેમ પરકીયા પાછળ કામી પુરુષ હોય

કડી ૪૩૪ થી ૪૩૮ સુધીમાં પાળાની કબૂલાત વર્ણવવામાં આવી છે.

પૃષ્ઠ ૫૪

૪૩૯-૪૪૯ ગહિગહિ—ગળગળો. તાપ—તીવ્ર શોક. સરલિ.. વિલાપ—સીધા સુરથી વિલાપ કરે

કડી ૪૪૦ થી ૪૭૦ સુધીમાં હંસાનું વિલાપગીત કવિએ વર્ણવ્યું છે. કનક...કાનિ !—કહેવતો કાગડાને સોને મઢયો અર્થાત્ કાગડો દહીંથરું લઇ ગયો અને માણેક મીની(બિલાડી)ને કાને પહેરાવ્યું

પરદારિ—કોઈ પરદારા-અન્ય સ્ત્રી-એ. હંસા તર્ક કરે છે કે નક્કી મારા વિક્રમચરિત્રને કોઈ પરદારાએ સપડાવ્યો, નહીં તો આવું બને નહીં. આપ—મારી જાતને. મારા પીયુ તો પરદારાના સપાટામાં ગયા, હવે આ પરપુરુષના સપાટામાંથી હું મને પોતાને કેમ [ કેહી પિરિ ] મુક્ત કરું ?

નિર્મલ કુલમાં...ઊપરાટિ—મારા પિતા ખંભાતપતિના પવિત્ર કુળમાં મારો જન્મ થયો પણ મારા પાપે [ કર્મે ] મને ઊલટા માર્ગે ચલાવી [ ઊપરાટિ દીધી ]. દેહ પડિ દુઃખ...માય !—મારું મરણ થતાં જ મારાં દુઃખ શમશે [ નીસમિ ]. માટે હે ધરતીમાતા ! મને રસ્તો આપ—દેહિ મે વિવરમ—આ સાથે સરખાવો દુઃખી સીતાના અથવા માલતીના આવા જ ઉદ્‌ગારો. જુઓ ભવભૂતિરચિત ‘ઉત્તરરામચરિત’ અને ‘માલતી-માધવ’ નાટકો.

અભિંતર [ સં. अभ्यन्तर ]—માંહે, અંદર. ભીતરમાં અગ્નિના ભડકા બળે છે ને તેની ઝાળ [ ઝલ ? ] ઉપર ફેલાઈ રહી છે. ઊકટિ—ઊભરે. વિછોડિયાં—તરછોડ્યાં, ત્યાગ્યાં. મહિયર [ સં. मातृगृह ]—પિયર. માલ્હતી—લહેરમાં ઘૂમતી. મનરયું—મોકળા મનથી, પૂરા પ્રેમથી. નિગમતાં—ગાળતાં. સોભાગ [ સં सौभाग्य ]—અનુકૂળ દૈવ. પનોતો—પ્રેમી. દાજી—દાદા, પિતા. લાટમાં ને કાનમમાં બાપને ‘દાજી’ (દાદાજીનો ટૂંકો પ્રયોગ) કહેવાનો રીવાજ છે. આ રત્ન.. જાય ? હંસા જેવી રત્નરૂપ દીકરીને પર-ણાવતાં પરણાવીશું પણ એનો વિજોગ નહીં સાંખી શકીએ. તૃપતિ—સંતોષ. સ્વામ—સ્વામી, હંસાની માતા એના પતિને સંબોધે છે.

પૃષ્ઠ ૫૫

૪૫૦—૪૬૦ કુંઅરી...દેસ—હું રાજકુમારીને તે ઘેર પરણાવીશ. અધથો [ સં. अर्ध ]—અર્ધો. વરામો—શ્રેષ્ઠ (?) સરખાવો: (૧) વરમ (સોળે) (૨) વરમ ( મર્મસ્થવ ). ગુજરાતિ—‘ગુજરાત’નો પ્રયોગ નારી જાતિમાં છે. લલીલલી—ઢળીઢળી, નમીનમી. લડાવતાં [ સં. लाड ]—લાડ કરતાં. વિષયાવિષ...માંડ—વિષયરૂપ ઝેર બહુ કપરું [ અતિ દુહલું ] છે એ મેં અમસ્તું [ માંડ ] પણ જાણી લીધું નહીં [ જાણી પીછું ]. વેધ—નાદ. વાહિયાં—ઉતર્યાં. શાકિની—પિશાચી, દુર્ગાના ગણમાંની એક. નેહ—[ સં. स्नेह ]—પ્રેમ, લગની. નાહસું [ સં. नाथ ]—પતિથી. ત્રૂટિ—ભંગ, વિચ્છેદ, વિયોગ. ગોઠડી [ સં. गोष्ठी ]—મનગમતી વાત, ગોઠી. સલૂણું—

-સરસ. લૂણ ( મીઠું, સબરસ ) વગર અન્નની સરસતા નથી સંભવતી એ ઉપરથી અર્થ થયો હોય એમ લાગે છે. કામિ...નામિ—કામાવેશને લીધે જ ભીલરાણીને નામે [ ભીલિનિ નામિ ] પાર્વતીએ [ ગૌરીએ ] મહાદેવને [ ઈશ્વરને ] ભોળવ્યા [ ચૂકવ્યા ]. કામિ...ગૌતમધામ—ગૌતમઋષિના રહે-ઠાણમાં કામવૃત્તિએ જ ઇંદ્ર જાગ્રત થઇ પ્રવેશ્યો હતો ને તેણે ગૌતમપત્ની અહલ્યાનો શીલભંગ કર્યો હતો. ખાંપણ—ખોડ. આપણે 'ખોડખાંપણ' વાપરીએ છીએ. દેહડી માંહિ......નામ ?—આપણા શરીરમાં જ દેવોનું નિવાસસ્થાન છે તો પછી બીજાં કોનાં નામ દઇએ ? સામટાં—એકસાથે, બધાં. આગે...લાજ !—કામદેવ ! પૂર્વે મહાદેવે ત્રીજા નેત્રદ્વારા તને ભસ્મીભૂત કર્યો હતો છતાં સાને તારા સપાટામાં લેતાં હજી તને શરમ નથી આવતી ! તારી નફ્ફટાઇની તો હદ છે. જુઓ

" क्रोधं प्रभो संहरसंहरेति यावद्गिरा खे मरुतां चरन्ति ।
तावत् स वन्हिर्हरनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥ "

—" હે પ્રભુ ! આપનો ક્રોધ કમી કરો, કમી કરો, એમ દેવતાઓની વાણી આકાશમાં ફેલાઈ એટલામાં તો હરના ત્રીજા નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ કામને બાળી ભસ્મ કરી દીધો.—"

—कालिदासः कुमारसंभव

ઠામ...આજ—હે કામદેવ ! મહાદેવે તારા નિવાસસ્થાન [ ઠામનો ] નો જ નાશ કર્યો હોત [ વિડારત ] તો હું આજે તારા સપાટામાં ન આવત, ફસાઈ પડત [ ગૂંચત ].

પૃષ્ઠ ૫૩

૪૬૧-૪૭૦ સીધું—સિદ્ધ થયું, સફળ થયું. પુઠોક ન ખાધો હાથિ બળી—પહોંક ખાવાનો ન મળ્યો ને ઊલટી જાનાજના કણુસલાથી હથેળી બાળી દીધી. ખેડુતવર્ગમાં આ કહેવત બહુ વપરાય છે.

રાત્રંબક...લાજ—મારા પિતા ત્ર્યંબકસેનની આબરૂ ઉપર પણ મેં પાણી ફેરવ્યું. ટિલડું—ટીલો, લાંછન. ચોખિ કુલિ લાગી રે લાખ—મારા પવિત્ર કુળમાં મેં ખરેખર લાખું [ લાખ સં. લક્ષ્મ ]-લાંછન-લગાડયું. ભાંચી—નાનો ખાટલો, પરણવાની વિધિના બાજઠને ઉદ્દેશી હંસા પણ

કરી બોલતી લાગે છે અથવા વિક્રમચરિત્રની ખાટ[ માંચી ]ને ઉદ્દેશી કહે છે. સાખ—બારણું. ગામડાંઓમાં સાખ—દ્વાર—એ કુલના અર્થમાં વપરાય છે. આદર્યો—વાગ્દાનથી સ્વીકાર્યો. પારસીઓ 'અદરાવું' પ્રયોગ કરે છે. યમ સાયર વાધિ વેલિ—જેમ દરિયામાં ભરતી [ વેલિ-વેલ ] ઊભરે ચડે. સહી—શાકસ, નિઃશંક. કેલ—પાપ, દોષ. 'કળણ, 'ખરડાવું તે' એ ઉપરથી હશે (?) ચિહુ પખ સૂધી રે પદ્મની...તોય—અંબાના પવિત્ર જળની માફક ચારે બાજૂથી-સર્વ રીતે પદ્મિની પવિત્ર [ સૂધી સં. શુદ્ધ ] હોય છે. લાંછન લાગૂં રે લાછિનિ—લક્ષ્મી [ લાછિ ] જેવી પવિત્ર સતી જેવી હું તેને એબ શેની. લવું—લવારો કરું. રાખું જાતિ—મારું પોતાનું રક્ષણ કરું. દિવસ...ખંભાતિ—હવે દિવસ ઊગ્યો છે, મને કોઈ ખંભાતની રાજકુમારી તરીકે ઓળખી જશે તો મારા વળી ભોગ મળશે.

સુખિયાં !...શોક. હંસા છેવટે જ્ઞાન તરફ વળે છે. સરખાવો

'दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।'

—દુઃખોમાં ઉદ્વેગ વગરના મનનો અને સુખોમાં સ્પૃહા વગરનો—

—શ્રીમદ્ભગવદ્ગીતા : અ૦ ૨ : ૫૬

હૈયું હેઠું કરી—હૃદયને હળવું કરી, શોકમુક્ત કરી. પારણિ સમ-ઙ્ગવાએ, ઘડે. પારણિ રાખ્યું રે અંગ—દેહને શાંત કર્યો. તૂઠે—ખુશ થાય [ સં. તુષ્ટ ]. સંકરગંગ—શિવ અને ગંગા. છાંડયો—છાડયો, મૂક્યો.

પૃષ્ઠ ૫૭

૪૭૨-૪૮૧ ટંકા—સિક્કા, મહોર. ભાત—ભાથું. કભાય [ સં. कुभाग ] —અનિચ્છાએ. અચાસણુ—અપ્રસિદ્ધ, છાનામાનાં. 'ચાસન' શબ્દ ઉત્તર ગુજરાતમાં હજી પ્રચલિત છે. 'સ' ને બદલે ભ્રમથી 'હ' કરી એ શબ્દમાં નીચેની પંક્તિઓમાં ગ્રામ્યતા લાવવામાં આવી છેઃ

'ચોરી ચાહન થાય છે, જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે ગઢીપતિ, છેક ફજેતી થાય.'

—કવીશ્વર દલપતરામઃ હોપવાચનમાળાનાં કાવ્યો

ગાઢેરી—સજ્જડ. પાગડિ—પેંગડું. ભવિભવિ વિક્રમચરિત્ર ભરતાર—દરેક ભવે મને વિક્રમચરિત્ર પતિ મળે : આ હંસાની સ્તુતિ છે.

પઈયાણુ [ સં. पर्याण ]—પ્રસ્થાન. ઊગમતો—ઊગતો. રાનવગડ—જંગલજાળાં. દંડાકાર—ધીયોધીય દંડકારણ્ય સાથે જંગલની સરખામણી કરેલી લાગે છે. બૂંબકાર—બરાડ. દડવડિ—ધબડક ધબડક દોડે. પડધાઇ... ગડગડિ—ગંગાજલના પગલોના પ્રતિશબ્દથી પર્વત આજી ઊઠતો. નાકરેલ—નાકમાંથી ઉચ્છ્વાસ કાઢવો તે. ત્રાઠો—બીધો. સૂર [ સં. सूर्य ]—સૂરજ. પદ્મનાભ—વિષ્ણુ, જેની નાભિમાં કમળ છે તે.

## પૃષ્ઠ ૫૮

૪૮૨-૪૯૨ લીલવિલાસ—વિવિધ જાતની ક્રીડાનો વિનોદ. વિસમ્યા—થોભ્યા. ખગરાજ—પંખીઓમાં રાજા જેવો ગરુડ. કેહિ—કઇ. લણી—થી, તરફથી. હાલનો 'લણી' પ્રયોગ 'ની તરફ' ના અર્થમાં થાય છે. આણુ—સત્તા. અભિધાન [ સં. ] નામ. ઊતપાત—ઊથલપાથલ. અંતેઉર—અંતઃપુર, રણવાસ. હર્ષનિધાન—આનંદનું ઠામ. સોધાવી—શોધાવે. રઢ—ચડસ, આગ્રહ. હોડ—શરત. ભેટયો—મળ્યો. માસદાહાડા તણી—એક માસની. વાટ—રસ્તે. ભાજૂં—ભગ્નાશ થયું. નાટ—નક્કી, 'નેટ' પ્રયોગ પણ થાય છે. રાજછેહ—રાજદ્રોહ, રાજાને દગો કરવો તે. તેતલિ—તે અરસામાં.

## પૃષ્ઠ ૫૯

૪૯૩-૫૦૩ પાખલિ—ફરતાં. પોલિપ્રકાર—વિવિધ જાતની પોળો. મઠ—આશ્રમો. ગોભજ—(૧) ગોઝાર—ઘરનો અંધારો વાસી ભાગ. મુલુક [ અ. मूल्क ]—મુલક, દેશ. પરાં—ગામડાં, ખેડાં. તાલિમખાનાં [ અ. तअलीम+खाना ]—અખાડાઓ, શાલાઓ. મોહોર [ ફા. मुह्र ]—સોનૈયો, સોનાનો ચલણી સીક્કો. મસાણી—વેપારીઓ. ભામણાં—બટકણાં. બંદીજનો—ભાટચારણો. પરઘો—પરિઘ-ઘેરાવો—(?) ગહ્વર [ સં. ]—ગુફા. નગ [ સં. ]—પર્વત. પુરપાટણ પ્રાસાદ—નગરો ને પટ્ટનો ( શહેરો ) ના મહેલો. યતિતપી—સંન્યાસી અને તપસીઓ—તપસ્વીઓ. આમર્યાદ—મર્યાદા, હદ સુધી, જ્યાં સુધી શોધાય ત્યાં સુધી. ગુફા [ સં. गुहा ]—કોતર. પર્વતની શિખા—પર્વતનાં શૃંગ, શિખર. પોસાલ—શાળા. દશ દિક્પાલ—દશે દિશાઓના રક્ષક દિક્પાલો, દશે દિશાઓ. દશ દિક્પાલ—દશ દિશાઓના અધિષ્ઠાતાઓ : ઇન્દ્ર ( વજ્ર આયુધ ને પૂર્વ દિશા ), અગ્નિ ( શક્તિ આયુધ

ને અગ્નિ કોણ), યમ (દંડ આયુધ ને દક્ષિણ દિશા), નૈઋંતિ (ખડ્ગ, નૈઋંત), વરુણ (પાશ, પશ્ચિમ), વાયુ (અંકુશ, વાયવ્ય), કુબેર (ગદા, ઉત્તર), શિવ (ત્રિશૂલ, ઈશાન કોણ), બ્રહ્મ (પદ્મ, ઊર્ધ્વ) અને અનંત (ચક્ર, પાતાળ). કોઈ કુબેરને બદલે સોમ કહે છે. જુઓ **નર્મકથાકોશ.** સિવસાલા [ સં. શિવશાલા ]—શિવમંદિરો. સમસાન [ સં. શ્મશાન ]—મસાણ, મૃતદાહભૂમિ. જડ—મૂળિયાં. જટા—વડવાઇઓ. કેડિ—પત્તો. ઊભસ્યાં—ક્ષુબ્ધ થયાં. અવાસિ—મહેલે.

પૃષ્ઠ ૧૦

૫૦૪-૫૧૫ સીખામણ—બોધનાં વચન. તથા—જેમ હતી તેમ, વિસ્તારથી. નલ—દ્વાપરના અંતમાં થયેલો, સૂર્યવંશી રાજા નિષધદેશના વીરસેનનો પુત્ર. એનો ભાઇ પુષ્કર. નલરાજા સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદનિપુણ ને પુણ્યશીલ હતો. વિદર્ભદેશના ભીમકરાજાની પુત્રી દમયંતી જોડે પરણી પોતાના ભાઈ પુષ્કર સાથે દ્યૂત રમી સર્વ ગુમાવી બેઠો હતો. નલદમયંતીના દુઃખની સીમા રહી નહોતી. વધુ માટે જુઓ **નર્મકથાકોશ.**

ગાંધારી—ગંધારદેશના સૌબલ નામના રાજાની પુત્રી—શકુનિની બ્હેન—ધૃતરાષ્ટ્રની રાણી. એ એના પતિના અંધત્વને લીધે હમેશાં આંખે પાટા આંધી રાખતી. સો કૌરવોની એ માતા હતી. કૌરવોના સંહાર પછી પોતાના પતિ સાથે એણે હરદ્વારમાં દેહ છોડયો હતો.

ચૂર્યાં જીવતા—જીવતા કચ્ચરઘાણ કર્યાં. અત્ય [ સં. અતિ ]—અતિ, ઘણું જ.

શ્રવણ—એક બ્રાહ્મણપુત્ર. પોતાનાં અંધ માતાપિતાને કાવડમાં લઈને ખાંધે ઊંચકી એણે તીર્થયાત્રા કરાવી હતી. દશરથે ભૂલમાં એની હત્યા કરી હતી ને તેથી તે આ મરતા શ્રવણને શાપે શાપિત થયો હતો.

બ્રહ્મસાપ—બ્રાહ્મણનો શાપ-શ્રવણનો. સમૂલું—મૂળવાળું, મૂળથી એ અર્થમાં કવિએ આ ઉપયોગ કર્યો જણાય છે. વાડવ [ સં. ]-બ્રાહ્મણ. સિવા [ સં. શિવા ]-પાર્વતી, આદ્યભવાની. અભિનવા [ સં. ]-નવીન. નવરાત્રિ—આશ્વિનમાસના શુક્લ પક્ષના પ્રથમ નવ દિવસો. એ દિવસોમાં શાક્ત-પંથીઓ ઠાઠમાઠથી શક્તિપૂજા કરે છે. આશ્વિન ઉપરાંત માઘ ને ચૈત્રમાં

પણ નવરાત્રિ ગણાય છે. ધાન [ સં. ધ્યાન ]–મનન. સ્ત્રીલિંગમાં શબ્દ વપરાતો લાગે છે. ચઢતિ—વિશેષ.

અત્રનારી અનુસૂયા—અત્રિઋષિની પત્ની અનસૂયા. અત્રિ સાત ઋષિઓમાંના એક. ચંદ્ર, દત્તાત્રેય ને દુર્વાસા : આ ત્રણ પુત્રો એમણે આદ્યશક્તિની પૂજા કરીને મેળવ્યા હતા.

મધુકેટભ...તેહ—તે આદ્યશક્તિ બ્રહ્માની [ વિધાતાનિ ] ઉપર પણ ખુશ [ તૂઠી ] થઈ હતી. મધુ ને કેટભ બંને દૈત્યો શેષશાયીના કાનના મેલમાંથી ઉત્પન્ન થઈ, બ્રહ્મા જે નાભિકમલમાંથી ઉત્પન્ન થયા હતા તેમને મારવા કરતા. બ્રહ્માએ યોગનિદ્રાની સ્તુતિ કરી શેષશાયીને જગાડ્યા ને એણે દૈત્યો સાથે યુદ્ધ કરી પોતાની જાંગમાં લઈ માર્યા હતા.

મહિષાસુર—શ્રીરંગપટ્ટનનો દૈત્યરાજ. એણે સો વર્ષ સુધી ઇન્દ્રાદિક દેવો સાથે યુદ્ધ કરી જ્યારે ઈન્દ્રનું રાજ્ય લઈ લીધું ત્યારે સર્વ દેવતાઓએ પોતપોતાનાં તેજની એક સુંદર દેવી—આદ્યશક્તિ—ઉત્પન્ન કરી. તેને દશ હાથ ને એકેકા હાથમાં જૂદાંજૂદાં શસ્ત્ર હતાં. એ મહાલક્ષ્મીએ માહષાસુર જોડે યુદ્ધ કર્યું ને અંતે એક પગ તેના માથા પર મૂકી તરવારથી તેનું ડોકું કાપી નાંખ્યું. જ્યારે માથા વિનાના એ પાડાની ગરદનમાંથી મનુષ્યનું શરીર નીકળ્યુ ને એ સામો પ્રહાર કરવા ગયો એટલામાં દેવીના સિંહે પોતાનું જમણું ડાકૂં ભર્યું ને દેવીએ તેની છાતીમાં બાણો મારી પાડયો. જુઓ **નર્મકથાકોશ.**

સુંભનિસુંભ-શુંભનિશુંભ—દિતિના પુત્ર ને દૈત્યના રાજા. એમને દુર્ગાએ સંહાર્યા હતા.

સુરથરાયનિ તૂઠી જહીઇ—આદ્યશક્તિ સુરથ રાજા ઉપર તુષ્ટ થઈ. સુરથ—એક પ્રાચીનકાલનો રાજા. એના સવિસ્તર ઇતિહાસ માટે જુઓ **દુર્ગાસપ્તશતી : અધ્યાય ૧. વળી જુઓ ભાલણકૃત ચંડીઆખ્યાન.**

અસંભવ—નહીં માનવા જેવી. વેલાઉલ ત્રંબાવતી—ભરતીની પરંપરાવાળી ખંભાતનગરી. ખંભાતના સવિસ્તર ઇતિહાસ માટે જુઓ **સ્વર્ગસ્થ તનસુખરામ ત્રિપાઠીલિખિત લેખ : ખંભાત : વસંત : વર્ષ ૧૨ : અંક ૧૧. પૃ. ૫૬૦ થી ૬૦૦.**

ઝમકાર [ સં. झंकार ]—ઝણઝણાટ. સાયરબેટ—ખંભાતના બંદર પાસેનો કોઇ બેટ (?). પેખણાં—તમાસા. કન્યારયાનકિ આવી દાસી—કન્યાને બદલે દાસી આવી ઊતર—આડા.

પૃષ્ઠ ૬૨

૫૨૯-૫૪૦ મોડ—તોર, અભિમાન. તરુઅરનો છોડ–મોટું વૃક્ષ જેમાંથી થવાનું હોય તેવો છોડ. ક્ષણિ ક્ષણિ...ઘટિ—ભીમક રાજાનું શરીર જેમ પૂર્ણિમાથી માંડી રાત્રિરાત્રિએ ચંદ્ર ઘટવા માંડે તેમ ઘડીઘડીએ સુકાતું[આવટિ]જાય. ઠાકુર—ઠાકોરો, ક્ષત્રિયો. નિવેદી—રજૂ કરી. વિરૂઇ વાત તે વેહેલી જાય—વિરુદ્ધ [ વિરુઈ ] વાત હોય તેનો ફેલાવો જલદી થઈ જાય. ઇમ અશુભ...સમસાનિ—જેમ મુડદાને અગ્નિદાહ કરનારાઓ [ દાધૂ ] સ્મશાને આવે તેમ અપરણ્યા વર વગરની જાન પોતાને નગર જવા અશુભ વખતે નીકળી. જિમ...મુખદર્શન આવિ લોક—જેમ શોકપ્રસંગે લોકો કાણે આવે તેમ લોકો દરબારમાં મોં બતાવવા [ મુખદર્શનિ ] આવ્યા. મુઆ તણો...છેક—મરણથી મરી જાય તો તેનો એક રસ્તો હોય પણ આતો નાસી ગયેલા મનુષ્ય માટેના દુઃખનો ક્યાં છેડો [ છેક ] આવે ? પ્રોહિત [ સં. પુરોહિત ] —ગુરુ, બ્રાહ્મણ. અશોકવ્રત—આશ્વિન સુદ તેરસે આરંભાતું વ્રત. એથી શોક મટી આનંદ થાય છે. પ્રતિપાલ—રાજા. વિહંગમરાઈ—ગરુડે.

પૃષ્ઠ ૬૪

૫૫૧+૧-૫૫૯ ધર્મપુત્ર—ખોળે બેસાડેલો પુત્ર, કરી લીધેલો પુત્ર. સીઝિ [ સં. सिध् ]—સફલ થાય. રીસ—રોષ. ઊજાણો—ઉતાવળથી ગયો. વધામણી—ખુશખબર માટે ભેટ.

પૃષ્ઠ ૬૫

૫૬૦-૫૬૭ સ્યા ભણી ?—શા માટે ? હકારો—આજ્ઞા, હુકમ. પાલિકપુત્ર—ધર્મપુત્ર. રાસિ—દોરડે. સાત—સાથે. ગમાર—ઢોંચો, મોટ. અહ્બ...બાર !—ગધેડાની પીઠે સુખડ હોય તોયે તેને તેની ક્યાંથી ગંધ કે કદર આવે ?

પૃષ્ઠ ૬૬

૫૬૮-૫૭૫ વારુ [ સં. ]—સુંદર. વ્યવુજ—વણજ, વહેપાર. દોસી-હાટિ—કાપડીઆની દુકાને. મિહિતા [ સં. महत्तर ]—ગુમાસ્તો.

કડી ૫૭૧ થી ૫૭૪ સુધીમાં સ્ત્રીઓના જૂદીજૂદી જાતના સાલ્લાઓની જાત છે. મચકોડી—તિરસ્કારથી વાંકું કરી. ભૂર—બોત, બેવકુફ. પરાં પરહરો—દૂર મૂકી દો. વરાં—વાર, વખત.

પૃષ્ઠ ૬૭

૫૭૬–૫૮૩ દસી—દસ તારવાળું. ખલિ—કાંજી. વસાઇ—વસાવી, ખરીદી. કડી ૫૭૭ થી ૫૮૦ સુધીમાં જૂદીજૂદી મીઠાઇઓનાં નામ છે. લોંડી—હલકી નોકરડી. ટોલ—મશ્કરી.

પૃષ્ઠ ૬૮

૫૮૪–૫૯૩ આ પૃષ્ઠ પરની કડીઓમાં હંસા હાથમાંથી છટકી ગઈ તે માટે પાળાનું રૂદનગીત છે. સ્વામીદુઃખે—માલીકની–રાજાની—નોકરી કરવાની પીડાથી ઉચેરડો—ઉચાટ્યો. અસ્ત્રી પિયારી ..ઘરવાસ—પારકી [ પિયારી ] સ્ત્રીનું લગ્ન કરે તેને ગૃહસ્થાશ્રમનો [ ઘરવાસ ] લાભ ક્યાંથી મળે ? હૈડું હણી—છાતી કૂટે [ હણિ સં. हन् ઉપરથી ]. પોઢી [ સં. प्रौढ़ ]—લાંબી ગાઢ. આછટિ—અફાળે. કાહાર—કાર, જગા. જિમ નિધણીયાઈ નાર—ધણી વગરની અરક્ષિત સ્ત્રી. ચોકીપોલિ—પહેરેગીરીના દરવાજામાં. બિસણું—બેઠક. પરદાર—'પરદ્વાર'—પારકે બારે. રાઘોડો—રાજાનો અશ્વ. ઘરનાર—ગૃહિણી. વાહીનિ—છેતરીને. ઊજાય—ઝડપથી જાય (?) આકલો [ સં. आकुल ]—દુઃખી. આલોટ [ સં. आ+लुट् ]—આળોટે. પાંજરમાથો ..વાંઝણીકેરૂં પેટ—પાંજરામા રહીને વંધ્યા સ્ત્રી [ વાંઝણી ] ના અપુત્રતાના મહાદુઃખથી ચટચટ બળતો. પ્રાગ—પ્રયાગ. માધવ—વેણીમાધવ.

પૃષ્ઠ ૬૯

૫૯૪–૬૦૩ કિરતાર [ સં. कर्तृ ઉપરથી ]—પ્રભુ. કુંઅર—અહીં રાજકુમારના વેશમાં હંસાકુમારી. ઉવાલી લીયાં—પડાવી લીધાં. ગાડું ઊતાળવું—પાછળથી ઊંચું કરી મહીંની વસ્તુ નીચે ઊથલાવી દેવી, ઉછાળી લઈ લીધાં આણુ—મનાઈ.

પૃષ્ઠ ૭૦

૬૦૪–૬૧૨ કુડં—જૂઠું. રાજદ્વારે જૂઠું ન બોલાય એ નીતિ. ગુજરાતિ રાય—વિશેષણ તરીકે 'ગુજરાતિ' પ્રયોગ નોંધવા જેવો છે. નાત્ર—

વાગ્દાનના અર્થમાં. રંભાપાત્ર—રંભાઅપ્સરા. 'પાતર' એ શબ્દદ્વારા આ 'પાત્ર' શબ્દ હજી ગુજરાતીમાં પ્રચલિત છે. ટલિ દુઃખ તે અગ્નીતણું—તે સી (હંસા) ના નીરારાજ્યથી સંબંધથી મને થયેલું દુઃખ ઓછું થાય. જુગતિરયૂં—યુક્તિ કરી [સં. યુક્તિ], કુનેહબાઝથી. જ્વાવિ—વિદાય કરે. સંગમિ—પ્રયાગે, ગંગાયમુનાના મિલનસ્થાને.

પૃષ્ઠ ૭૧

૬૧૩-૬૨૩ દ્રામ—દામ, ટંકા સિક્કા. પ્રસનગતિ—ખુશખુશાલ ચાલે. કીધો તેહનિ પંચપસાય—પુરુષના પાંચે પ્રકારનાં વસ્ત્રોની ભેટ [પસાય સં. પ્રસાદ] કરી. ઊલગ રાય વેસ નારીનો કર્યો—રાજાએ (અહીં હંસાએ) સ્ત્રીનો વેશ ધારણ કર્યો. બાંહિ ધર્યો—શરણું આપ્યું. કણ વાર—જરાપણ ઢીલ. વછ [સં. वत्स]—પુત્ર. વિસમી [સં. विषम]—કપરી, મુશીબત-ભરી. ગુરુ—પુરોહિત 'ગુરુ' નો 'ગોર' 'ગોરાટા' બની શબ્દ વિશેષ અપભ્રષ્ટ બન્યો છે. આચાર—લગ્નવિધિ.

પૃષ્ઠ ૭૨

૬૨૩+૧-૬૨૪—ધવલ—ધોળ, લગ્નનાં ગીતો ધવલમાંહિ...નાહીઈ —લગ્નગીતોની પવિત્ર ગંગામાં નાહ્યાં. અઘ સઘલાં હેલામાંહિ તરૂ—બધાં પાપો [અઘ સં.] માંથી પલ[હેલા સં]માં તરો. ઊધરૂ—ઉદ્ધાર કર્યો, તાર્યો. સાત—સાથ, સહિત બ્રાહ્મપ્રભાતિ—બ્રાહ્મમુહૂર્તે. મેર [સં. मेरु]—મેરુપર્વત. એ સોનાનો કહેવાતો. રૂપીઅ—રૂપવાન (?). નાહાનડી —'નાની કન્યા' એ અર્થ સંભવે છે. નાહુલિઉ—નાવલીઓ, પતિ. હારૂ —'હાર્યો' એ અર્થ જણાય છે. કન્યાએ જિતી લીધો. ખલાવુ—ખલાવો, બંધબેસતો પહેરાવો. હારરૂ—હાર. હંસાહેઇ—હંસાદેવી. આય—આયુ. ગંગા, યમુના, સારદા મિલિયાં એક પ્રવાહ...રાય—પ્રયાગ આગળ ત્રિવેણી-સંગમ-ગંગાયમુના ને સરસ્વતી [સારદા] નદીનો-થાય છે ત્યાં હંસા વિક્રમચરિત્રને પરણી.

પૃષ્ઠ ૭૩

પ્રમાણ [સં. प्र+मान]—માપ, લંબાઈ. ચીતારા [સં. चित्रकार]—ચિત્રકલાપ્રવીણો. સમ્યક [સં. सम्यक्]—સારી રીતે. જંગ [જગ, જાગ, સં. याग]—યજ્ઞ, રંગ દીધૂં—રંગ્યાં. ઊપ્યાં ઊરડા નિ ઊરડી—અંડા ને

ઉપખંડો આપી રહ્યા. તોરણ થાલી હીરિ જડી—તોરણોમાં થાળીઓ—(ગોળ ખાપો(?))માં હીરા જડયા હતા. નિવાજ—નવાજ્યા, શોભાવ્યા. વાયક કરિ—ધીમા વાયરાઓને લીધે [ સં. वायु+क ]. સોભન [ સં. शोभन ]—સોહામણા. માંડણી—બાંધણી. ચંદરુઈ ચાંદરણીભાતિ...રાતિ—ચંદ્રવાઓ ઉપર ચાંદરણીઓની ભાત પાડી હતી તે અંધારી રાત્રિના આકાશ જેવા શોભતા હતા. જલેજ—જાળીયાઓ. 'જાદરના જલેયા રે બાઇ!' જુઓ "નર્મદસંગ્રહીત નાગરસ્રીઓમાં ગવાતાં ગીત." વળી જુઓ

"લાડણી સંદેશા મોકલે રે, રાઈવર! વહેલા સિધારો, જાલેજ હીરના રે."
હું કેમ આવું એકલો રે? ઘેર બાપાજી દુભાય રે, જાલેજ હીરના રે."

—ગુજરાતી લગ્નગીતો

છાંટણાં—સિંચનો, છંટકાવ. ચંદન, અગર, કૃષ્ણાગર વગેરે ચંદનની વિવિધ જાતિઓ છે.

પૃષ્ઠ ૭૪

૬૩૫-૬૪૬ તવલ—તબલાં, નરઘાં. તંત્રીતાલ—એક જાતનાં ઢોલ. વેણ—વીણા, બીન. વંસ—વાંસળી, મહુઅર. પડહ—એક જાતનું ઢોલ. કંસાલ—કાંસીજોડાં. નફેરી, ચંગ, મદનભેર, ભૂંગલ, પખાજ: આ મોંએ તથા હાથે વગાડવાનાં જ જૂદાંજૂદાં વાજાં ને નિસાનો છે. સોરંગ—સોહીરંગ—આનંદલ્હેર. 'એ આનંદ, સો હિ રંગ' એમ બને? નાચ—નૃત્ય. દ્રર—એક જાતનું ઢોલ. ગહિગાટ—ઘેઘાટ, ધૂમ. છંદ—માત્રાબંધ કાવ્યો. ભેરી—ઢોલવિશેષ. જુઓ 'ततः शंखाश्च भेर्यश्च पणवानक गोमुखाः' (ગીતા). ગહિગહ્યો—ગાજ્યો. સરખાવો આ સાથે "પૃથ્વીચંદ્રચરિત્ર: દ્વિતીયોલ્લાસ" માંનું વાઘોનું વર્ણન. Xઅવરી [ સં. अपर ]—બીજાં. ગ્રહશાંતિક—ગ્રહશાંતિનો હોમ. લગ્ન પહેલાં આ હોમ કરી ગ્રહોને શાંત પાડી રીઝવવામાં આવે છે. તલિયાતોરણ—વિવિધ જાતનાં તોરણો. સુધીસાધવી [ સં. शुद्ध+साध्वी ]—પવિત્ર ને સાધુચરિત, સતી. વરનમણૂં—લગ્નવિધિ અગાઉ કન્યામંડપેથી સામૈયુંચવૈયું કરી વરજાનનો સત્કાર જેમાં કરવામાં આવે છે તે વિધિ. પાઠવી—મોકલી. તાતૂં—ગરમ. કસ્તૂરી...કરી—જળમાં વાટીને કસ્તૂરીથી પાણીને મહેંકતું કરવામાં આવ્યું. પાટ—કન્યા માંહ્યરામાં પધરાવવામાં આવે છે તે પહેલાં પડદા માટે કપડું [ પાટ ] આડું ધર-

વામાં આવે છે તે. નાહાણું—ન્હાવણ, [ સં. સ્નાન-ઉપરથી ]. લાડિ—(?) આડિ—આડ, પિયળ, આડો ચાંલ્લો. ખૂંપ—વરને માથે પગ સુધી લટકતા ફૂલદારો ભેગા કરેલો ફૂલશૃંગાર. હાંસ—હાંસડી, ગળુંબંધ. વળી સ્ત્રીઓના ગળાના આભૂષણને ' હાંસડી ' કહે છે તેવી હાંસડી પુરુષો પણ પહેલાં પહેરતા. લાસ—ચળકાટ [ સં. લસ ]. બહિરખા—પહોંચી. ભોયંગમણિ [ સં. ભુજંગમણિ ]—નાગના મણિ. સરખાવો

"માંડવિ મિલઇ સુહાસણી, સખી ! ઊઠણી નવરંગ ઘાટ કિ;
જાઈ સહી ય વધામણી, હઇયલડઇ હર્ખ ન માઇ કિ ઍ દ્રુ સહી.
હાર, નિગોદર, બહિરખા, સખી, નેઊર રણઝણકાર કિ,
ત્રાટ કરુ કરિ કનકમઇ, સખી, મોતીડે પૂરુ ચોક કિ."

—કાન્હડદેપ્રબંધ

પૃષ્ઠ ૭૫

૬૪૭-૬૫૮ નાગ, નગોદર, નખધરૂં (આ જ કાવ્યમાં બીજે ' નવધરૂં ' શબ્દ પણ છે )—સુવર્ણનાં વિવિધ આભૂષણો. મેખલા [ સં. ] —કંદોરો. કમરબંધ—પટો. જાણિ...ચંદ—જાણે રાત્રિએ [ રયણિ સં. રજની ] ચંદ્રમા ઊગ્યો હોય એમ. પાખરી—સજ્જ કરી. જલમતી—પાણીદાર. તીખા તેજ—આકળા સ્વભાવના ઘોડાઓ. અસવારી—આપણે 'સવારી' પ્રયોગ હાલ કરીએ છિયે. ધૂસટ—ઘોંઘાટ. ચડિ—ઘોડે ચડે, ( વર ) ઊઘલે. સાહાણ—ઘોડા. લુણ કરિ લુણારી નાર—વરયાત્રામાં વરની અલાબલા દૂર રાખવા-લૂણ-મીઠાથી ભરેલી એક વાટકીને કપડાથી ઢાંકી ખખડાવવામાં આવે છે તે લૂણ ઉતારવી કહેવાય છે. વરની બ્હેન આ કાર્ય કરે છે ને તેને લુણારી કહે છે. જુઓ

"મીઠું તે મોઘું મળવે, બ્હેન ! તું લૂણ ઉતાર રે.
લૂણ ઉતારું તુજ લાડકા ! નામે ઓવારણાં લેસ રે."

—નર્મદ : નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત

સાબેલા—વરના સાથીઓ જુઓ: "એની સાબેલાની જોડ, માથે તે નવરંગ મોળિયાં."—નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત. ધોલારી—મંગલ ધોળ ગાનારી. હવાઇ—દારૂખાનાની એક જાત. વાંસની સળીને છેડે દારૂ હોય છે તેને સળગાવી હવામાં ઊડાવવામાં આવે છે. તફાત—એક જાતનું

'દારૂખાનું'. સમં—સમ ઉપરથી લાગે છે. તરૂઆરિ—તરવારે. સેરિ—રસ્તામાં. તેવતેવડી—નાનીનાની સ્ત્રીઓ. ઊવારણાં—વારણાં, મીઠડાં, કરવાં. પોહોખણહારી—પોંખનારી સ્ત્રી. સાંતરી—તૈયાર. ચૂનડી—ચુંદડી. સીસફૂલ—સ્ત્રીઓની સેંથી ઉપર રાખવામાં આવતું ઘરેણું. જમલી [ સં. यमल ] —પાસે. રાખડી—સ્ત્રીના માથાનું એક જાતનું ઘરેણું.

પૃષ્ઠ ૭૧

૬૫૯-૬૭૦ ઝાલિ ખીલડી નિ ફૂલડી—ઝાલ નામના ઘરેણાને નાની ખીલી [ ખીલડી ] ને નાનું ફૂલ [ ફૂલડી ] હતાં. નાકફૂલી—નથણી. હાર નિગોદર—ઘરેણાંના પ્રકાર. બાજૂબંધ—કોણી પરનું સ્ત્રીઆભૂષણ, કેયૂર, અંગદ, તાનજ, ઝાંઝર, ચમર, કાન કડી, બહિરખા, મોરડી, કાંકણચૂડી, મુદડી : સ્ત્રીઓનાં આ વિવિધ આભરણો છે. સરખાવો સ્ત્રીઆભરણો સાથે નીચેનાં :

" હાર, અર્દ્ધહાર, ત્રિસર, પ્રલંબ, કટીસૂત્ર, કાંચી, કલાપ, રસના, કિરીટ, મુકુટ, પટ્ટ, શેખર, ચૂડામણિ, મુદ્રિકા, તબક, દશમુદ્રિકા, કેયૂર, કટક, કંકણ, ગ્રૈવેયક, અંગુલીયક, અંગુસ્થલ, હેમજાલ, મણિજાલ, રત્નજાલ, ગોપુચ્છક, ઉરસ્ત્રિક, ચિત્રક, તિલક, કુંડલ, અશ્રમેચક, કર્ણપીઠ, હસ્તસંકલી, નૂપુર પ્રમુખ આભરણ જાણિવાં "

—પૃથ્વીચંદ્રચરિત્ર : તૃતીયોલ્લાસ

પોંખનારી રાણીના આભરણના વર્ણન ( કડી ૬૫૮ થી ૬૬૧ સુધીમાં ) પછી કડી ૬૬૨ થી કડી ૬૭૦ સુધીમાં તેણે મસ્તકે ધારણ કરેલા મોડનું વર્ણન છે આ સાથે સરખાવો " લંકા રે ઘડ થકાં સુનાં રે મંગાવો, વેગથી મોડ ઘડાવો "—એ પ્રસિદ્ધ ધણના મોડનું ગીત. મોડ [ સં. मुकुट—મઉડ-મોડ ]—સ્ત્રીઓ મંગલકાલે જે મુકુટ ધારણ કરે છે તે કોસીસિ ઝલકિ કંકણી—મોડના કાંગરા ઉપર કંકણી—ઘૂઘરી-ફુમતીઓ ચળકતી હતી પ્રવાલા તણી વેલી—પરવાળાંની વેલ, હાર. વડાઇ—મોટાઇ. ચોકલી—ચોકડીઓ, ચોરસો. મોતીડિ ઝબકિ ઝબકલી—નાનાનાના મોતીની અંદર [ મોતીડિ ] નાનાનાના ઝબકદીવા [ ઝબકલી ] ઝબકારા કરતા હતા. દોરડી —નાની દોરી. ચોસઠ ભમરી હીરે જડી—ચોસઠ ભમરિયો મોડ કહેવાય છે. તેની પ્રત્યેક ભમરી હીરે મઢી હતી. ચૂની—ચુનીઓ, હીરાકણીઓ,

જડો. લસિ—ચળકે. થોકડિ—ચોકડામાં, ચારના સમૂહમાં. સંચ—છૂપાં યંત્રકામ. કોસીસાં [ સં. कपिशीर्षक ]—વાંદરના મોંના આકારના કોટના કાંગરા, અહીં મોટના કાંગરા. પટભમરી—ભમરી અંદરની નાની ભમરીઓ. સોહોલિ [ સં. सुशोभन ]—સોહામણા, સોહલા, ચકચકતા. સુનિ—સોને. તલહર—તળિયું [ સં. तल-ઉપરથી ]. સિરબંધ—શિરપેચ. હીરાગલ—રેશમી. ચાઊર [ સં. चमरी ]—ચોરી, ચમ્મર. જુઓ

"આરતી કરું રે મારા અનંતજીને, ચમ્મરે ઢાળું ઢાળ;
કર જોડીને રુખમૈયા કહે મારા ભવતણાં બંધન ખોલ: અનંતને આરતી.
—નર્મદસંપાદિત નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીતઃ અનંતઆરતી

પૃષ્ઠ ૭૭

૬૭૧–૬૮૩ જૂસર—ધૂંસરું, બળદને ખાંધે મૂકાતી ધોંસરી. મૂસલ [ સં. मूशल ]—સાંબેલું, મૂશળું. રવાઇ—રવૈયો, વાંસ, મંથનદંડ. ત્રાક—રેંટિયાની તરાક. સરિઉ—સળીઓ, સાંઠો આ બધાં વરને પોંખવાનો સામાન છે ને સંસારમાં ઊતરનાર ગૃહસ્થાશ્રમીની જવાબદારીનાં લાક્ષણિક ને યથાર્થ સૂચનો છે. સરખાવોઃ

"મહાવર વાટડિયે આવ્યા, વાટને વાસીદાં વળાવ્યાં.
મહાવર શેરીએ રે આવ્યા, શેરીએ શેરંભ ઢળાવ્યા.
મહાવર તોરણે રે આવ્યા, સાળાએ સલોકા ભણાવ્યા.
છાંટે છે કન્યાનો રે ભાઈ, પોંખવાની કરોની સજાઈ.
સબિયો, સંપિડ ને રે ત્રાક, હરખીને તાણ્યાં છે રે નાક.
જૂસર મૂસળ ને રવાઈ, સાસુએ પોંખ્યા છે રે જમાઈ.
ગળે ધાટ ઘાલીનેરે તાણ્યા, મંડપમાહેરડામાં આણ્યા.
જીયાવરના પખાળોની પાય, જીયાવર। પધારો માંહેરામાંય."
—કૃષ્ણાબાઈઃ ઈશ્વરપાર્વતીવિવાહ

ઇંડીપીંડી—ભીંજવેલી રાખોડીની ગોળીઓ વરના ઉપર ઉતારીને આજૂબાજૂએ ફેંકવામાં આવે છે તે. પોંખતી વખતે, આ વિધિ નજર ન લાગે માટે કરવામાં આવે છે. જુઓ

"ઇંડલીપીંડલી નાંખી ઉતારીરે,
ફેરવી છે શીશ ઉપર જળઝાળી રે."
—કાળીદાસઃ ઈશ્વરવિવાહ.

સાંપડ [ સં. संपुट ]—બે કોડીઆંમાં ફૂલપો વગેરે નાંખી વરને પોંખ્યા પછી તે ઉપર પગ મૂકી ભાંગી નાંખવાનું કહેવામાં આવે છે, એ વિધિ. ઘાટ—'ગથામાંહિ ઘરિયૂં ઘાટપાનેતર.' આ પણ પોંખવાની વિધિ પછીનો લૌકિક આચાર છે. સમાણી—સરખી [સં. समान ઉપરથી]. રૂપિ આગલી—રૂપમાં અગ્રેસર, [ સં. अग्र ઉપરથી ]; બહુ રૂપવતી. વાસ્યાં તેલ [ वासित तैल ]—સુવાસિત તેલો. ખોલ—ખરડો, લેપન. અંઘોલ—નહાવણું. સાતિ—સાતે, સાત સખીઓએ પટકોલ—પટકુલ [ સં. ] ચોલ—રાતાં. પોતા—સાડીનાં પોત પટોલાં—પાટણમાં બનતાં સ્ત્રીવસ્ત્રો. ખીરોદક [સં. क्षिरोदक ]—એક જાતની સફેદ સાડી. મશરૂ—એક જાતનું રેશમી કાપડ. જુઓ અમદાવાદી મશરૂ માટે

"અતલસ અને મૂલદાર મશરૂ માલ બેશ મંગાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો."

—દલપતરામઃ હોપવાચનમાલાની કવિતાઓ

સાળુલા—સાલુા, સાડલા. જાદરઘાર—એક જાતનું વિવિધરંગી ચોકડીના વણાટનું કાપડ. જુઓ

"સાંગામાંચીએ બેસી પુત્ર ના ધવડાવ્યા, થાને ન ભીંજી જાદરકાંચળી રે."

—રન્નાદેનાં ગીત

દેસાઉર—દેશાવરનાં. અંબર—સાડી, કાપડું. ચરણા—જુઓ 'ચરણા—ચીર' શબ્દ ચોલી—'કાપડા' પછી ગુજરાતી સ્ત્રી તેના વસ્ત્રવિધિના વિકાસક્રમમાં 'ચોળી' તરફ ઢળે છે. ચાંપાનો વાન—ચંપકફૂલની સુગંધ. વીણ—વેણી. વિતપતિ—[સં. व्युत्पन्न ]—લંબાઈ. ગોફણી—વેણીના છેડે ગૂંથવાનું એક ઘુઘરીવાળું ઘરેણું. ઢલવલતી ઢલકિ—નીચી ઢળી રહી છે.

પૃષ્ઠ ૭૮

૬૮૪-૬૯૬ વસીઅરિ—કાળો નાગ [ સં. विषधर ]. ફુરો—તોરો, કલગી. ગોહતી—શોભતી. ઝાલિ—ઝાલ નામનું કાનનું ઘરેણું. લાલિ—લાલ, માણેક. વંક [ સં. वक्र ]—વાંકી સપરાણ [ स+प्राण ]—જીવંત બલવાન. પોયણ—કમલ. લલકુ—લલકો, લળકો, પ્રકાશ. વિરાગર—(?) તારૂ—તારો. લવિ—ઝગે. ઝૂમણું—કાનનું ઘરેણું. નાગન—ઠુંપિયા જેવું સોનાનું ગળાનું ઘરેણું. ગોરતી એક જાતનું ઘરેણું. ગલસરૂ—એક જાતનું ગળાનું ઘરેણું. પીરોજ [ ફા. पीरोज, फीरोजह ]—એક જાતનું રત્ન ફૂમતી—ફૂલ, ડાળખી.

જાય [ સં. जाति ]-જાયનું ફુલ. વેલિમિ-(?). કરણી [ સં. कर्णिकार ]—કરેણનું ફૂલ. ગુંજાર—ગુંજારવ, ગણગણાટ. સોદ [ સં. सुगंध ]—સુવાસ.

પૃષ્ઠ ૭૯

૬૯૭-૭૦૭ રંગરોલ—આનંદ. યક્ષગાંધર્વ—યક્ષ, એક દેવયોનિ, કુબેરના અનુચર. ગાંધર્વ—સ્વર્ગના ગાયકો. અષ્ટ દેવયોનિઃ

'કિન્નર, ચારણ યક્ષ, ને વિદ્યાધર, ગાંધર્વ;
સિદ્ધ, યોગી, મુનિ અષ્ટ ઇતિ દેવ સમીપ સર્વ.'

—સકલશાસ્ત્રનિરૂપણ

ઉર્ગ—રાણી (?) મદનફલ—મીંઢળ. વિચિત્ર—રંગબેરંગી. વરમાલ—કન્યાને કંઠે પહેરવાનો નાડાછડીનો હાર. અંતરપટ—પડદો. ઘડિયાળી—પાણી ભરી ઘડી-'ઘટિકા'-જેટલો કાલ માપવાનું સાધન. અર્દ્ધબિંબ...થાય—સૂર્ય અડધો આથમી જાય. હાથિહાથ મિલાય—હસ્તમેલાપ, હાથેવાળો થાય.

પૃષ્ઠ ૮૦

૭૦૮—૭૧૯ વરહ્લ-વરઘડ. સંપરદાય-નાચનારીઓ. ચારણ-ભાટ, ચારણ, ગુજરાતની એક ગાયકજાતિ. ગઢવઇ-ગઢવી—ભાટ, ચંડીકુમાર-દેવીકુમાર, ચારણો પોતાને દેવીકુમાર માને છે. વ્યાસ-કથાકારો. નટવા-નૃત્યકારો. બંદી-બંદીજન, ભાટ, માગણ. આચાર-વિધિ. ઉપહાર-ભેટ, દક્ષિણા વિપમાસન—ઉંચાનીચા આસને બેઠેલા. પ્રાચી [ સં. ]—પૂર્વદિશા. મહાભાગ—નસીબવંતા. વેધકણું—(?) માટ—માટલી. કલસલા—નાના લોટા, કલસિયા. ખામણાં—ચોરીનાં માટલાં મૂકવાના ક્યારા. તલજવઘૃત—સમધવહ્નિ—લાજહોમ માટે હોમવાનાં દ્રવ્યો. સમધ [ સં. समिध ]-સમડીનાં લાકડાં. પાવક જ્યોતિ—દેવતાનો ભડકો. આહુત કીધું સરુઉ ભરી—સરવે—લાકડાની આચમનીએ—આહુતિ આપી. મંગલફેરા—વરકન્યા ચાર ફેરી અગ્નિપ્રદક્ષિણા કરે છે તે. લાજહોમ—ડાંગરની જેમાં આહુતિ આપવામાં આવે છે તે હોમ. સપ્ત દીપનો......ભંગ—સપ્તપદી(?) આડણી—પાટલો પ્રીસિ—પીરસે. ગ્રાસ—કોળિયા. કવળ—કોળિયો. ઉદ્ધરિ—ઊંચા કરે. આધૂં [ સં. अग्रे ]-પાસે. ઊસાર્યું—ઉછાળ્યો, ઊંચો કર્યો.

પૃષ્ઠ ૮૧

૭૨૦-૭૩૨ વામાંગિ—ડાબે પડખે. જુઓ 'મેઘદૂત' માંના શબ્દપ્રયોગઃ 'वामपादाभिलाषी.' કાસમેર......પૂતલી—કાશ્મીરની ફુટડી કન્યા

જેવી સુંદર. ભાવી......ભૂતલિ—કાશ્મીર કન્યા જેવી સુંદર હંસા પણ પૃથ્વીમાં શોધી દેખાશે નહીં સિવચરણે—કાશીવિશ્વેશ્વર મહાદેવને પદે મસ્તક-પૂજા—માથું વધેરવાનો ભયંકર પૂજાવિધિ રતિકુંડ—કેદારતીર્થમાં આવેલો એ નામનો કુંડ. હાડ ગાલું—હાડકાં ઓગાળવાં, હિમપર્વતવાસનો સ્વીકાર કરવાથી અતિશય ઠંડીથી હાડકાં ગળી જાય છે. પાંડવો અંતે હિમાલયમાં ગળ્યા હતા. સોવભેદ—ષોડશોપચારની પૂજા. દક્ષ્યાદિ—બાજે લીહી—લીટી, હદ. જિમ રતિ સાથિ—જેમ કામદેવ ને રતિનું જોડું બહુ જ [ અતિવાર ] શોભતું. પ્રેમનાં દેવદેવીના યુગલ સમાં બન્ને સુંદર દીસતાં હતાં.

પૃષ્ઠ ૮૨

૭૩૩-૭૪૨ કુલની રીતિ—કુલાચાર, લૌકિક રીતરીવાજ. છેડડા છોડી—છેડાગાંઠણના કપડાની ગાંઠ છોડવામાં નવદંપતીની સૂઝ ને સહન-શીલતાની કસોટી થાય છે. જુઓ

' તારા બાપનો બાપ તેડાવ છબિલા! દોરડો નવ છૂટે "

—પ્રેમાનંદ : ઓખાહરણ

સારિ રમ્યા—રમત રમ્યાં, એકીબેકીની. ગોત્રજ માય—કુલદેવી, ગોત્રીઓની ઇષ્ટદેવતા. રવી—આનંદ સંપટગાંઠિ—વરકન્યાને જોડનારું ઉપ-વસ્ત્ર આંચલિ ઓડિ— અચળો ઓઢે, ઘોઘો કરે. પાસા—રમતના દાવ નાંખવાના પાસા. કનકમી—સોનાના બનાવેલા. પ્રમદા [સં.]—મદમાતી સ્ત્રીઓ સાહાય—નહોતરનાં અતિથિઓ. આથ—સંપત [ સં. અર્થ ઉપરથી] અહારિ વર્ણ—અરાઢ જાતિ પરઠયો—નક્કી કર્યો [સં પ્ર+સ્થા ]

પૃષ્ઠ ૮૩

૭૪૩-૭૫૪ પિહિરાવ્યો—પહેરામણી કરાવી. વચ [સં. વચન] છેતરપિંડી દ્રોહ—બેવફાદારી. પાખંડ—ઢોંગ. વીહાતો—વહી ગયેલો (?)

અષ્ટ ભોગ—આઠ પ્રકારનાં મૈથુન [ભોગ]:

" સર્વ ત્યાગ સંકલ્પ રતિ તનમય ગુપ્ત વિચાર,
કીર્તન સ્મરણ સુ નીરખવું: મૈથુન અષ્ટ પ્રકાર "

—સકલશાસ્ત્રનિરૂપણ

વિંણસણ—વિનાશ માહારિ .....કોય—કોઇ મારી આજ્ઞાને અધીન [વસિ] રહેતું નથી બાંધ્યાં સાહાણ... .....ચોલ—બાંધેલા ઘોડાઓ સઈ

જાય છે, દાળો કરે છે, [ઢાલ] અને આમ બહુ વખત ચાલશે તો તેઓ પોતાની ચાલ પણ ચૂકી જશે. સેના પાખરો—લશ્કર સજ્જ કરો. ઉનમાદ [સં. ઉન્માદ]—પ્રમાદ, આળસ. નાદ—બઢેકાટ, ચરબી. મંત્ર—મસલત, ભેદ. કટકઈ—ચઢાઇ, આક્રમણ [સં. કટક—લશ્કર—ઉપરથી]. મહી—દબાવી પાડી. નિવૃત્ત—શાંતિ. ધીરવઈ—સબુરીથી [સં. ધૈર્ય ઉપરથી].

પૃષ્ઠ ૮૪

૭૫૫-૭૬૦ દાહિ—દાઝ, રીસ. મોહોવડિ—આગળ, મોખરે. જરહિ—(?) મહામંડલી—મોટા મંડલેશ્વરો, ખંડિયા રાજાઓ દદામા—પડઘમ, જાંગી ઢોલ. હકાર—હોકારાથી પાણી ચઢાવે. છાર—મૂળ. દેસિ—દેશ. સંઘ—યાત્રાળુઓનું ટોળું.

પૃષ્ઠ ૮૫

૭૬૧-૭૬૬ કટક ગદિ કર્યું—ગઢ આગળ લશ્કર ગોઠવ્યું. સાંઈ-ભેટવું તે, આલિંગન. સરસો-સફલ. રાજવટનો ભાર-રાજ્યવહીવટના હોદ્દાની જોખમદારી.

પૃષ્ઠ ૮૬

૭૬૭ વાસ—મૂળ રહેઠાણ. માનૂં માન—વટ જાળવી. રાજરીત—મોટા રાજાને છાજે તેવા વિવેકથી અથવા મોટા રાજાની આપણી રીતથી.

પૃષ્ઠ ૮૭

૭૮૦-૭૯૧ ગોરવ—લગ્ન વીત્યા પછીનો આનંદોત્સવ. આણૂં—તેડું, આમંત્રણ. જુહારી—નમી. રાજવસુ—રાજનો ખજાનો. વાતરવાલિ—(?) બારિ...દીવાલી! જાણે દીપોત્સવોનો ઉત્સવ ન હોય તેવો આનંદ પ્રવર્ત્યો.

પૃષ્ઠ ૮૮

૭૯૨-૭૯૮ માન-માન સાથે (તૃતીયા વિભક્તિ) સવિ...લહી-પ્રત્યેક દોષ સુધારી લેતો. કસી—કસોટીએ ચઢાવી. પૂરવામાંહિ [સં.] પૂર્વાનક્ષત્ર. પટલ રાણ-રાણાપટેલ. જાણ-જાણકાર, રસિક. સમધ [સં. સંબંધ]-પૂર્વાપરની એકતા.

પૃષ્ઠ ૮૯

૭૯૯-૮૨૧ તાસ—તેને [સં. તુભ્યમ્ ઉપરથી]. દીસ-દીસે, દેખાય, રૂપક-કડિયો. મજ્જન [સં.]-સ્નાન. ગ્યાન [સં. જ્ઞાન]-જ્ઞાન. ભાવારથ [સં. ભાવાર્થ]-ભાવ અને અર્થ, શબ્દરહસ્ય. ધરાતલી—પૃથ્વી માંહિ. પુંકર—હાલના અજમેરના પુષ્કરજીનું તીર્થ. લીલવિલાસ [સં. લીલાવિલાસ]-લીલા ખેલનાર.

## સમજૂતી સમાપ્ત

# પરિશિષ્ટ ગ

## ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકોનું ગુજરાતી ભાષાન્તર

**પૃષ્ઠ ૨**

અવંતી નામે એક શ્રેષ્ઠ નગરી હતી. વિક્રમાદિત્ય ત્યાંનો રાજા હતો. તેના પ્રધાનમાત્ર વીર હતા અને તેમાં બીજો રાજપાલ હતો. ૭

તે માલવદેશની ભાગ્યશાળી અવંતીનગરી છત્રીસ કોશ પહોળી અને બે કોશ લાંબી હતી. ૮

ત્યાં મહાજ્યોતિલિંગધારી મહાકાલેશ્વરમહાદેવ હતા; તે જ્યોતિલિંગના પ્રભાવ વડે અવંતી સૌભાગ્યવતી નગરી હતી. ૯

ત્યાં મહાદેવી ભટ્ટિકા શ્રીહરસિદ્ધિમાતા હતી. એ માતાના પ્રભાવ વડે અવંતીનગરી સુંદર દીસતી હતી. ૧૦

**પૃષ્ઠ ૧૪**

આહીર, મગધ, ચંપા, કૌસંબા, કૌશિની, કાન્યકુબ્જ, પ્રયાગ, મધ્યદેશમાંનો મેખલ, મહાન કાલંપીય, કનોજ, હસ્તિનાપુર: આ દેશોમાં હંસાજેવી સુંદરી દેખાતી નથી. ૯૮-૯૯

**પૃષ્ઠ ૧૫**

ગૌડ, હસ્તિબંધ, પંચરાટ, કામરૂ, વારાણસી, પ્રયાગ અને મગધમાં રૂપલાવણ્યમયી સુંદર માનિનીઓ છે; (આમ) પૂર્વ દેશ મેં જોયો પણ હંસાજેવી સુંદરી નથી. ૧૦૨-૧૦૩

અંગ, વંગ, કલિંગ, કુબ્જક, કૌસલ, ડાહલ, ડાણુક, જાલંધર, વરાટક તથા સર્વ રીતે સુંદર યમપ્રસ્થ જોયું; છતાં એ દેશોમાં, ખરેખર, હંસાસમી સુંદરીઓ જણાતી નથી. ૧૦૫-૧૦૬

**પૃષ્ઠ ૧૬**

દૂરનો મહેન્દ્ર, વનવાસ, સિન્ધુલ, તાપીપ્રદેશ, ભયંકર અગાહાર, ત્રિકૂટ, માલવ, શ્રીપર્વત, વિન્ધ્ય, મુદ્ગલ, ગુદ: આ દેશો મેં જોયા પણ ત્યાં હંસાતુલ્ય સુંદરી નથી. ૧૦૯-૧૧૦

નાશક, સૌરાષ્ટ્ર, માલક પ્રકાશ, મહારાષ્ટ્ર, પૈંઠણ, કોંકણ, એઢ આયર, માયર, કાનડા, બીજાપુર વગેરે દેશોમાં હું ગયો ને બહુબહુ પ્રકારની નારીઓ જોઈ, પણ તેમાં હંસા જેવી સુંદર કોઈ નથી જોઈ. ૧૧૩-૧૧૪

**પૃષ્ઠ ૧૭**

ગંગાદ્વાર, કુરુક્ષેત્ર, શ્રીકંઠ, હસ્તિનાપુર (મેં જોયાં), ઈશાન કોણમાં અર્ધમુખાં, એકપગાં, શ્વાનમુખાં, હાથીકર્ણાં, ખરમુખાં, કદરૂપા મુખનાં, એકદેહજડિત નરનારી : એવાંએવાં જાણે રાક્ષસો ન હોય એવાં મનુષ્યો મેં જોયાં ! ૧૧૮-૧૧૯

નેપાલ, કેર, કાશ્મીર, ગીઝની, ખોરાસાન, મથુરા, મ્લેચ્છ દેશ, ચૌવલ ને કેદારમંડલમાં સમસ્ત ગિરિમાલા, ગોરખપુર, લખણાપુર, મિથિલાદિક દેશોમાં હંસા જેવી કોઈ સુંદર સ્ત્રી મેં ન જોઈ. ૧૨૨-૧૨૩

**પૃષ્ઠ ૨૦**

શ્યામા (અથવા શ્યામ અંગવાળી), નવયૌવના, ચંદ્રમુખી, કામીઓનાં મનનું હરણ કરવાવાળી, કંઠમાં મોતીના હારવાળી, સુનિર્મળ, શુદ્ધ વંશમાં જન્મવાળી, હાથે સુંદર કંકણ ને વીંટીવાળી, કેયૂર પહેરેલી, દિવ્ય વસ્ત્રો ધારણ કરેલી, બિંબ જેવા ઓઠવાળી, ઘન પયોધરથી નીચી વળેલી, પગે ઝણઝણતાં ઝાંઝરવાળી એવી (જે સ્ત્રી) તે જ સ્ત્રી છે. ૧૪૫

શ્યામા, સુંદરમુખી, હાથીની ચાલે ધીમેધીમે ચાલતી, સુંદર આંખોવાળી તે સ્ત્રી છે—તે સ્ત્રી છે; તે સૌભાગ્યવાળી, નાજુક મુખવાળી, (ભારે) જંઘાવાળી સ્ત્રી ચપલ ગતિએ ચાલે છે. ૧૪૭ (ચરણટિપ્પણ)

**પૃષ્ઠ ૨૧**

ભોગમાં પ્રવૃત્ત હોવા છતાં તે સ્ત્રી સામું જોતાં નરને તેના સુખ માટે (વધુ) ઇચ્છા થાય છે; આવી કામીજનના જીવનરૂપ તે સ્ત્રી હજારો પુણ્યવાળા ને ગુણવાળા નરને પણ મળવી દુર્લભ છે. ૧૫૨

જે સર્વદક્ષ કવિઓ સ્ત્રીમુખને ચંદ્રની સાથે સરખાવે છે તેમને ધિક્કાર છે! (કારણ કે) લાવણ્ય, સંભ્રમ, કટાક્ષ, કોપ ને કૃપાથી જે મંદમંદ હાસ્ય તેના મુખ ઉપર નીહાળાય છે તે ચંદ્રબિંબમાં ક્યાં (નીહાળાય) છે ? ૧૫૪

**પૃષ્ઠ ૨૨**

× × કંઈક ઊંચાઊંચાં સ્તનવાળી ને મધુર અવાજવાળીના મીઠા રસનું પાન કોઈ વિરલા જ પુણ્યશાળી પુરુષો કરે છે. ૧૫૭

**પૃષ્ઠ ૪૯**

જે કન્યાએ શુદ્ધ કુલમાં ઉત્પન્ન થઈ, પિતાને માર્યો. ફરીથી તેની તે પત્ની (?) બની, તેણે પિતામહનો સંગ કરીને પિતાને જન્મ આપ્યો,

એવી જે હંમેશાં બીધેલી રહે છે અને તે જ પ્રમાણે આખું જીવન બીધેલાં રહે છે ને પૃથ્વીતલમાં સર્વથી જેનું સેવન થાય છે નાયિકા તે કોણ? ૩૯૨

મુખે પુષ્પ છે, પણ તેમાં સુગંધ નથી, કેડમાં આંખો છે લોચન નથી (આંધળી છે), નીલકંઠ છે પણ શિવ નથી, કામી છે સ્ત્રી નથી તેમ પુરુષ નથી. ૩૯૩

કાળા મુખવાળી છે પણ બિલાડી નથી, બે જીભવાળી છે સાપણ નથી; પાંચ પતિવાળી છે પણ પાંચાલી નથી: આને જે તે પંડિત. ૩૯૪

---

## પરિશિષ્ટ ધ

[નોંધ: શ્રી ફાર્બસ ગુજરાતી સભાવાળી 'ખ' પ્રતમાંનું હ વિલાપગીત બીજી પ્રતોમાં નહીં હોવાથી અહીં આપવામાં આવ્યું છે. પ્રત જૂની છે ને ત્યાર પછી ઉતરાયલી વિસ્તારેલી પ્રતોમાં નથી તેમ જ ગુણવાળું હોવાથી ને ટિપ્પણમાં રહી જવાથી અહીં ખાસ આ આવે છે. સંપાદક]

### હંસાનું વિલાપગીત

રાગ : દેશાખ

કર્મવિહુણાં કીધાં હો સ્વામી! કર્મવિહુણાં સરજ્યાં કાંય? કર.
અહોનિ આસા હૂતી અનેરડી, કર્મિ આસતીરાસ થયાં!
જ્યમજ્યમ સરોરિ સરીર લાગિ, ત્યમત્યમ કાંગ ખૂંચિ! કર્મ
કાંટા ખૂચિ પટોલિમાં પ્રવેસા, વેણીનાલ સવિ ગૂંચિ!
વાલી કોર જમ પાછું જૂઈ, તામ મુસકડિ રોઈ! કર્મ
પાણીતણી અંગિ ઝરી છૂટી, આંસુડિ મુખ ધોઈ!
જેહેનિ તાત ત્રંબસેનરાજા, વિક્રમાદિત્ય સાસરવેડિ!
છઠ્ઠી રાતતણા અક્ષર ન ખૂટિ, પદ્મની લાગી પાલીઆ કેડિ! કર્મ
—'ખ'પ્રત. પૃષ્ઠ ૮૯ : કડિયો ૨૫૮ થી

---